# હિંદનો નૂતન ઇતિહાસ

[ રાજ્ય બંધારણ સહિત ]



મગનભાઈ ચ. પટેલ

# હિંદનો નૂતન ઇતિહાસ.

[ રાજ્ય બંધારણ સહિત ]

[ પ્રાથમિક શાળાઓના ઉપલાં ધોરણોના તથા
માધ્યમિક શાળાઓના પ્રથમ ત્રણ ધોરણો માટે ]



લેખક ને પ્રકાશક,
મગનભાઇ અંબાઇદાસ પટેલ,
સ્નાતક.
નડિઆદ.

આવૃત્તિ : ૨ જી.    પ્રત : ૧૫૦૦    સને : ૧૯૩૯

કિંમત ૦-૧૧-૦

# પ્રસ્તાવના

ઇતિહાસ એ પ્રજાના જીવનનો પ્રાણ છે. પ્રજાના જીવન વિકાસની ઘડતર કથા ઇતિહાસ દ્વારા જાણી શકાય છે, માટે જ ઇતિહાસને પ્રજા જીવનની આરસી પણ કહે છે. 'ઇતિહાસદ્વારા ઇતિહાસ રચાય છે' એ સૂત્ર લક્ષમાં રાખી જો તે શીખવવામાં આવે, તો ભવિષ્યની પ્રજાના જીવનના ઘડતરનું મૂખ્ય સાધન પણ તે બને છે.

આપણા દેશના ઇતિહાસનું વિદ્યાર્થીભોગ્ય પાઠય પુસ્તક રચવાના જેવું કઠણ કાર્ય બીજું ભાગ્યેજ હશે, કારણ કે આપણો ઇતિહાસ એટલો જવલંત ચારિત્ર્યો અને યાદગાર બનાવોથી ભરેલો છે, કે તેમાંના એકાએક પ્રસંગને યોગ્ય દૃષ્ટિબિંદુથી વિગતવાર ચર્ચીએ તો તે પાઠય પુસ્તકને બદલે દળદાર ગ્રંથ બની જાય.

પાઠય પુસ્તકમાં વિદ્યાર્થીની ઉંમર અને તેમની સમજશક્તિ, અભ્યાસક્રમ અને પરીક્ષાની નીતિ, એ બાબતો લક્ષમાં રાખીને ઐતિહાસિક પ્રસંગોનું એવી રીતે વિવરણ કરવાનું છે, કે જેથી વિદ્યાર્થીઓની કલ્પનાશક્તિ સતેજ થાય, તુલના કરવાની વિવેકશક્તિ આવે, અને ભૂતકાળના બનાવો ઉપરથી ભવિષ્ય માટે અનુમાન કરવાની શક્તિ ખીલે.

આ પુસ્તકમાં આપણા દેશના પરાક્રમી રાજાઓ, મહાન ધર્માચાર્યો અને વીર પુરુષોના જીવન પ્રસંગો; તથા પ્રાચીનકાળથી અર્વાચીન સમય દરમિઆન પ્રજાનું જીવન, સામાજીક રચના અને રીત રિવાજો, ધાર્મિક, આર્થિક અને રાજકીય પરિસ્થિતિમાં ક્રમે ક્રમે કેવો અને શા કારણોથી વિકાસ થયો. તે વિકાસ કરવામાં કયાં કયાં સ્ત્રી પુરુષોએ અગત્યનો ફાળો આપ્યો તેનો જરૂરી અને યોગ્ય પરિચય કાર્ય કારણનો સંબંધ દર્શાવી બાળકોને રૂચે અને તેમને વિષય સ્પષ્ટ સમજાય તેવી રસિક, સાદી અને સરળ શૈલીમાં સઘળી રચના કરી છે.

વળી ઇતિહાસનું સચોટ જ્ઞાન મળે તે માટે ઉપયોગી નકશાઓ અને મહા પુરુષોનાં ચિત્રો મૂકયાં છે. પુસ્તક સુવાચ્ય અને અભ્યાસ માટે યોગ્ય બને તે માટે કાળ પ્રમાણે વિભાગો પાડયા છે. વિદ્યાર્થીઓને સ્વાધ્યાયમાં અનુકૂળતા થાય તે માટે વિષયને અંતે અગત્યના જેવા કેટલાક બનાવોની નોંધ પણ આપી છે;

પ્રાથમિકશાળાના ઉચ્ચ વર્ગોને તથા માધ્યમિકશાળાનાં ત્રણ ધોરણના વિદ્યાર્થીઓને આ પુસ્તક ઉપયોગી થશે એવી આશા છે.

આ પુસ્તકમાં જણાતી ખામીઓ માટે ઇતિહાસ રસિકો મને જે કાંઈ સૂચના કરશે તે ઉપકાર સહિત સ્વીકારીશ.

તા. ૨૫-૬-૩૯ } લેખક,

**નડિઆદ.** } **મ. અં. પટેલ.**

# અનુક્રમણિકા

## આપણો દેશ—હિંદુસ્તાન

## વિભાગ ૧લો

## પ્રાચીન હિંદુસ્તાન

## વિભાગ ૨જો

### મધ્યકાળનું હિંદુસ્તાન

## વિભાગ ૩જો

## અર્વાચીન હિંદુસ્તાન

# આપણો દેશ-હિંદુસ્તાન

હિંદુસ્તાન આપણો દેશ છે. આ દુનિયામાં આપણા દેશની બરોબરી કરી શકે, એવો કોઈક જ દેશ હશે. આપણા ઉંચા પર્વતો, આપણી નદીઓ, આપણાં વિશાળ અને ફળદ્રુપ મેદાનો, આપણી સમાજ વ્યવસ્થા અને સભ્યતા આપણા દેશને દુનિયામાં ઉંચું સ્થાન અપાવે તેવાં છે.

આપણા દેશમાં જોઈતો વરસાદ વરસે છે. દરેક પ્રકારની આબોહવા અને વનસ્પતિ માલમ પડે છે. આપણો ખોરાક, કપડાં, અને જિંદગીની બીજી જરૂરીઆતોને માટે જોઈતાં બધાં સાધનો આપણા દેશમાંથી ઉત્પન્ન થઈ શકે છે.

## હિંદનો પ્રાચીન સુવર્ણ યુગ

પ્રાચીન કાળથી આપણો દેશ જાણીતો છે. જ્યારે દુનિયાના બીજા દેશો અંધકારમાં ડૂબેલા અને જંગલી અવસ્થામાં હતા; તે યુગમાં આપણા દેશમાં શક્તિશાળી અને સમૃદ્ધ રાજ્યો સ્થપાએલાં હતાં. આપણી પ્રજા સંસ્કારી અને આબાદ હતી. તેની ભાષા, ઉચ્ચ સામાજિક સ્થિતિ, કળાકૌશલ્ય અને હુન્નર વિદ્યાની અસર વિશ્વની બીજી કોઈપણ પ્રજા કરતાં યુરોપી પ્રજા પર હિંદેજ કરી હતી. આપણો દેશ એ કાળે ઘણો સમૃદ્ધ હતો એ તેના પ્રાચીન ઇતિહાસ ઉપરથી જણાય છે.

## સીમા, વિસ્તાર અને કુદરતી રચના

હિંદુસ્તાન વિશાળ દેશ છે. એનું ક્ષેત્રફળ ૧૮ લાખ ચો. મા. છે; એટલે આખા યુરોપખંડથી અર્ધું છે, તેની પૂર્વ પશ્ચિમ પહોળાઈ ૨૫૦૦૦ માઈલ, અને ઉત્તર દક્ષિણ લંબાઈ બે હજાર માઈલ છે. આ ઉપરથી આપણો દેશ કેટલો મોટો છે, તેનો સહજ ખ્યાલ આવશે. તેથી અસલ તેને ખંડ પણ કહેતા. પ્રાચીનકાળમાં આપણો દેશ **ભરતખંડ**ના: નામથી ઓળખાતો.

હિંદુસ્તાન એશિઆ ખંડની દક્ષિણે આવેલો ત્રિકોણાકાર દ્વિપકલ્પ છે. દેશની ઉત્તરે કોટની માફક આવેલા ઉંચા પર્વતોથી, તેમજ દક્ષિણે તથા ડાબી અને જમણી બાજુએ આવેલા વિશાળ મહાસાગરથી હિંદુસ્તાનનું કુદરતી રક્ષણ સારૂં થએલું છે. એથી કોઈપણ દુશ્મન આપણા દેશ ઉપર સહેલાઈથી આક્રમણ કરી શકે એમ નથી. માત્ર વાયવ્ય કોણમાં આવેલા ખૈબર અને બોલનઘાટના વિકટ માર્ગોએ થઈને આ દેશમાં દાખલ થઈ શકાય તેમ છે. એ માર્ગોએજ ગ્રીકો, ઈરાનીઓ, તુર્કો અને મોગલો આપણા દેશમાં ચઢી આવેલા.

## દેશની ભૂમિ રચના અને તેની ઇતિહાસ પર અસર

આપણા દેશની પ્રાકૃતિક રચના જોતાં તેના મુખ્ય ચાર ભાગ પડે છે. (૧) ઉત્તરનો ઉચ્ચ પ્રદેશ. (૨) સિંધુ–ગંગાનો વિશાળ પ્રદેશ. ( ૩ ) દક્ષિણનો ઉચ્ચ પ્રદેશ; અને ( ૪ ) કિનારાનાં સાંકડાં મેદાનો.

દેશની આબોહવા, ભૂમિરચના, વનસ્પતિ અને પ્રાણીઓ–એ ચારેની અસર મનુષ્ય જીવન ઉપર થાય છે; તથા મનુષ્ય જીવનથી દેશનો ઇતિહાસ ઘડાય છે. તેથી ઇતિહાસ સમજવા માટે એ બાબતો ખાસ જાણવી જોઈએ.




આપણા વિશાળ દેશના ઐતિહાસિક દષ્ટિએ મુખ્ય બે ભાગ પાડી શકાય. (૧) વિંધ્યાચળ પર્વતની ઉત્તરે આવેલો ઉત્તર હિંદ, અને (૨) દક્ષિણ પ્રદેશ તે દક્ષિણ હિંદ.

ઉત્તર હિંદમાં આવેલા આપણા ગુજરાતના લોકો પાતળા, મધ્યમ કદના, ચાલાક અને મોજીલા છે. ઉત્તર ગુજરાત, સિંધ અને રાજપુતાનાના લોકો કદાવર અને મજબુત શરીરવાળા છે. મધ્ય હિંદ તથા પંજાબના લોકો ઉંચા, જબરા અને શૂરા છે. બંગાળા અને બિહાર તરફના લોકો શરીરે નબળા પણ બુદ્ધિશાળી છે. દક્ષિણમાં ઘાટના ડુંગરો અને ઉચ્ચ પ્રદેશમાં રહેતા લોકો શરીરે ઠીંગણા પણ ઉદ્યોગી અને કરકસરીઆ છે. દરીઆકાંઠાના લોકો સાહસિક અને મહેનતુ છે.

## વસ્તી, ભાષા અને ધર્મો

આપણો દેશ એકંદરે ગીચ વસ્તીવાળો છે. તેની કુલ વસ્તી આશરે ૩૫ કરોડ છે. આ બધા લોકો કંઈ હિંદના મૂળ વતનીઓ નથી. આ દેશમાં આવેલા દ્રાવિડો, આર્યો અને તેમની પછી ચઢી આવેલા પરદેશી લોકોના વસવાટ અને સંસર્ગથી ઘણી મિશ્રિત જાતો બની છે.

દેશના લોકોની ભાષા અને ધર્મો પણ જુદા જુદા છે. હિંદી, ગુજરાતી, પંજાબી, મારવાડી, મરાઠી, બંગાળી અને ઉર્દુ એ આર્ય ભાષાઓ છે. મુસલમાનોના આગમન પછી ફારસી અને અરબી શબ્દો દાખલ થવાથી ઉર્દુ ભાષા ઉત્પન્ન થઈ. છેક દક્ષિણ હિંદમાં તામીલ, તેલુગુ, મલાયલમ અને કાનડી એ દ્રાવિડ ભાષાઓ છે.

અંગ્રેજી અમલ જામ્યા પછી અંગ્રેજી કેળવણીના પ્રચારથી આખા દેશના માણસો એકબીજાના સંસર્ગમાં આવીને તે ભાષા વડે આગળ વધવા પ્રયત્ન કરે છે.

મનુષ્ય જીવન ઉપર ધર્મની અસર ઘણી પ્રબળ થાય છે. ધાર્મિક જીવન ઉપર જ મનુષ્યના રીતરિવાજ, શિક્ષણ અને ધંધાનો આધાર રહેલો છે. આપણા દેશની વસ્તીનો પોણો ભાગ હિંદુધર્મ પાળે છે. હિંદુઓમાં મૂખ્ય બે ભાગ છે. શૈવ અને વૈષ્ણવ. શૈવ માર્ગીઓ શિવને અને વિષ્ણુ માર્ગીઓ વિષ્ણુના દશ આવતારોમાંથી **રામ** અને **કૃષ્ણને** પૂજે છે.

વસ્તીનો પાંચમો ભાગ ઇસ્લામ ધર્મ પાળે છે. તેઓ મુસલમાન કહેવાય છે. તે ધર્મના સ્થાપક હઝરત મહંમદ પેગંબર સાહેબ હતા. **કુરાને શરીફ** તેમનું ધર્મપુસ્તક છે. જરથોસ્ત ધર્મ પારસીઓ પાળે છે. તેઓ એક ઇશ્વરને માને છે, અને પંચ મહાભૂતોને પૂજે છે. તેમાં પવિત્ર અગ્નિદેવનું ખાસ પૂજન કરે છે; તેમનું ધર્મપુસ્તક **અવસ્તા**

છે. યુરોપી પ્રજાના આગમન પછી ખ્રિસ્તી ધર્મ દાખલ થયો છે. તે સિવાય પંજાબમાં શીખ, તથા રજપુતાના અને ગુજરાતમાં જૈન ધર્મ માનનારા લોકો છે. જંગલોમાં રહેતા અનાર્ય લોકો ભૂતપિશાચ વગેરે મેલા દેવને માને છે. તેમની વસ્તી ૮૭ લાખની છે.

## ઇતિહાસ એટલે શું ?

આપણા દેશમાં વસનારા આપણે ક્યાંથી અને ક્યારે આવ્યા. આપણી અસલ સ્થિતિ કેવી હતી. આપણી ઉન્નતિ અને અવનતિ કયાં કારણોને લીધે થઈ. જુદા જુદા કાળે રાજકીય, સામાજિક, ધાર્મિક અને આર્થિક ઉન્નતિ કરવામાં આપણા દેશનાં સ્ત્રી પુરુષોએ કેવો ભાગ ભજવ્યો, એની સાચી હકીકત એનું જ નામ ઇતિહાસ. આપણા દેશના ઇતિહાસમાં ઘણું જાણવાનું છે. તે સંબંધી વિસ્તૃત જ્ઞાન મેળવવાની દરેકની ફરજ છે.

## ઐતિહાસિક વિભાગો

આપણા દેશનો ઇતિહાસ શીખવા માટે આપણે તેના ત્રણ વિભાગો પાડીશું. [૧] આર્યો હિંદુસ્તાનમાં દાખલ થયા ત્યારથી ઇ. સ. ના બારમા સૈકા સુધીના સમયને **પ્રાચીન સમય** ગણીશું. આ સમયનો ઇતિહાસ વાંચતાં આપણા જીવનને ઉન્નત બનાવે અને પ્રેરણા આપે તેવાં અનેક પાત્રોની હકીકત આવશે. [૨] ક્ષત્રિય કે રજપુત રાજ્યોની પડતીનો લાભ લઈ મુસલમાનોએ હિંદમાં રાજ્ય સ્થાપ્યું, ત્યારથી અઢારમા સૈકાના મધ્ય ભાગ સુધીના તેમના રાજ્ય અમલને **મુસલમાની સમય** કહીશું, અને [૩] મોગલ રાજ્યની પડતી પછી, મરાઠા અમલ દરમિયાન યુરોપથી વેપાર માટે આવેલી યુરોપી પ્રજા પૈકી અંગ્રેજોએ હિંદમાં પોતાની સત્તા સ્થાપી; ત્યારથી તે અત્યાર સુધીના સમયના ઇતિહાસને **અર્વાચીન ઇતિહાસ** કહીશું.

## પ્રશ્નો.

૧. "પ્રાચીન કાળમાં આપણો દેશ સમૃદ્ધ, સંસ્કારી અને દુનિયાના બીજા દેશો કરતાં સુધરેલો હતો"—એ વાક્ય સમજાવો.

૨. દેશની ભૌગોલિક રચના ઉપર તેનો ઇતિહાસ રચાય છે. એ કેટલે અંશે સાચું છે? આપણા દેશની પરિસ્થિતિ ઉપર લક્ષ રાખી વિવેચન કરો.

૩. ઇતિહાસ એટલે શું? દરેક મનુષ્યે પોતાના દેશનો ઇતિહાસ જાણવોજ જોઈએ—એમ કેમ કહેવાય છે?

૪. આપણા દેશના ઇતિહાસના કાળ પ્રમાણે કેટલા અને કયા વિભાગો પાડી શકાય તેમ છે? કારણ આપો.

# વિભાગ ૧
# પ્રાચીન હિંદુસ્તાન
## ૧. હિંદના મૂળ વતનીઓ

### અનાર્ય લોકો

હજારો વર્ષ પહેલાં આર્યલોકો હિંદુસ્તાનમાં આવ્યા, તે પહેલાં આ દેશમાં કેટલાક જંગલી લોકો વસતા હતા. એ સઘળામાં હિંદના મૂળવતની કોણ હતા, તે હજી સુધી નક્કી થયું નથી.

આર્યો તેમને અસુર, દૈત્ય, દસ્યુ કે દાસ કહેતા. તેઓ સુધરેલા ન હતા, તેથી અનાર્યના નામથી પણ ઓળખાતા. અનાર્યો શરીરે ઠીંગણા, બદસુરત, અને બેઠેલા નાકવાળા હતા. તેઓ જંગલોમાં અને પહાડોમાં રહેતા, ભૂત પિશાચ અને મેલા દેવોને માનતા, શિકાર કરતા અને કાચું માંસ ખાતા.

આર્યોના સંસર્ગને લીધે તેઓમાંના કેટલાક સુધર્યા અને આર્યો સાથે ભળી ગયા; કેટલાક આર્યો સાથેની લડાઈઓમાં માર્યા ગયા, અને કેટલાક જંગલોમાં ભરાઈ ગયા. **ભીલ, નાયકડા, સંતાલ** અને **નાગ** લોકો એ પ્રાચીનકાળના અનાર્ય લોકો છે એમ મનાય છે.

### દ્રાવિડ લોકો

દ્રાવિડ લોકો હિંદના વાયવ્ય ખૂણેથી આવીને પંજાબ અને મધ્યહિંદમાં વસતા હતા. તેઓ છેક સુધરેલા ન હતા તેમ છેક જંગલી પણ ન હતા. પંજાબમાં હરાપ્પા અને સિંધમાં મોહન-જો-ડેરોનાં નીકળી આવેલાં દ્રાવિડીઅન ખંડેરો જોતાં, ઇ. સ. પૂ. ૩૬૦૦ વરસ પહેલાંના લોકજીવનનો અને તેમની સંસ્કારિતાનો ખ્યાલ આવે છે. તેઓ સાહસિક હતા, અને દરિઆઈ સફરો ખેડતા. આર્ય પ્રજા કરતાં કોઈપણ રીતે તેઓ ઉતરે તેવા ન હતા એવું અનુમાન થાય છે.

દ્રાવિડોના શરીરનો રંગ કાળો હતો. તેઓ ઢોર પાળતા. જંગલો કાપીને ખેતી કરતા. ગામડાં વસાવીને રહેતા. બાંધકામોમાં પ્રવિણ હતા. મોજશોખ તેમને ગમતાં. તેઓ પરમેશ્વરને માનતા, તેમને માટે દહેરાં બાંધતા; તોપણ નાગની અને ઝાડની પૂજા કરતા. દેવોને ખૂશ કરવા પ્રાણીઓનું બલિદાન દેતા.

આર્યો સાથેની લડાઈઓમાં તેમની સત્તા તૂટવાથી તેઓ છેવટે દક્ષિણમાં જઈને વસ્યા. હાલના **તામિલ** અને **તેલુગુ** લોકો તેમના વંશજો છે. અદ્યાપિ પર્યંત તેમની ભાષા અને રીતરિવાજ જુદાંજ છે.

---

## ૨. આર્યોનું આગમન, વસવાટ અને આર્ય સંસ્કૃતિની સ્થાપના.

### મૂળ વસ્તી સ્થાન

હજારો વર્ષ પૂર્વે, એશિઆના મધ્ય ભાગમાં કોકેસસ પર્વતની ઉત્તરે આવેલી ઘાસભૂમિના પ્રદેશમાં રહેતી પ્રજા આર્યોના નામે ઓળખાતી એમ કહેવાય છે. તેમની વસ્તી વધવાથી તેમને નવાં રહેઠાણ શોધવાની જરૂર પડી. તેમાંની એક ટોળી યુરોપખંડ તરફ ગઈ. અને બીજી ટોળી રશિઅન તુર્કસ્તાનમાં વસી. લાંબા સમય પછી તેમની વસ્તી વધવાથી તેમાંની એક ટોળી ઈરાન તરફ ગઈ અને બીજી ટોળી હિંદુકુશ પર્વત ઓળંગી હિંદુસ્તાનના વાયવ્ય ખૂણામાં આવીને વસી. એ રીતે જુદે જુદે ઠેકાણે તેમનાં રહેઠાણ થયાં, પરંતુ મૂળ તો એકજ જાતિ હતી.

### આર્યોની હિંદમાં વસાહત અને સામાજિક જીવન

આર્યો હિંદુસ્તાનમાં આવીને પ્રથમ સિંધુ નદીને કિનારે વસ્યા. એ પ્રદેશમાં સાત નદીઓ વહેતી હોવાથી તે દેશ **સપ્તસિંધુના** નામથી ઓળખાયો. ધીમે ધીમે તે પ્રદેશમાંથી આર્યો દક્ષિણ તરફ વધ્યા. એ ભાગ **બ્રહ્માવર્ત** નામે ઓળખાયો. આર્યોને એ સ્થળેથી પ્રભુનું જ્ઞાન અને મંત્રોની પ્રેરણા થઈ હતી.

બીજી નવી ટોળીઓ હિંદમાં આવવાથી તથા આર્યોની વસ્તી વધવાથી તેઓ વિંધ્યાચળ સુધી ફેલાયા. એ ઉપરથી આ સઘળા ભાગનું નામ **આર્યાવર્ત** પડયું.




આર્યપ્રજા સુધરેલી, બળવાન અને સાહસિક હતી. આર્યો શરીરે ઉંચા, કદાવર, ગોરા અને સુંદર હતા. તેઓ ટોળાબંધ ગામડાં વસાવી રહેતા. તેમનું સામાજિક જીવન સારૂં હતું. કુટુંબનો પિતા કે વડીલ પુરુષ ગામ કે કસ્બાનો મુખી અને ધર્મગુરુ મનાતો. બધા તેની આજ્ઞા માનતા. સ્ત્રીઓની સ્થિતિ સારી હતી. સમાજમાં તેમનું સ્થાન ઉંચું હતું. દરેક ધર્મક્રિયામાં સ્ત્રીની જરૂર મનાતી. લોકો એક પત્નીવ્રત પાળતા. બાળલગ્ન ભાગ્યે જ થતાં. વિધવાઓને પુનર્લગ્નની છૂટ હતી.

આર્યો ખેતી કરતા, ઢોર પાળતા, શણ અને ઊનનાં કપડાં વણતા અને પવિત્ર જીવન ગાળતા. તેઓ ખોરાક અને મોજશોખમાં શોખીન હતા. સંગીત અને નૃત્ય તેમને ગમતાં. તેઓ ચિત્રકળામાં પણ કુશળ હતા.

આર્યો કુશળ લડવૈયા હતા; અને એક સરદારની સરદારી નીચે લડાઈમાં ભાગ લેતા. ભાલા અને તીરકામઠાં લડાઈમાં વાપરતા.

એકજ કુટુંબના લોકો જુદો જુદો ધંધો કરતા તોપણ વર્ણ કે જ્ઞાતિના ભેદ પડ્યા ન હતા.

**આર્યોની ધર્મ ભાવના**

આર્યોને બ્રહ્માવર્તમાં ઈશ્વરી જ્ઞાનના જે મંત્રોનો સાક્ષાત્કાર થયો હતો, એ મંત્રોના સંગ્રહને **વેદ** કહે છે. આર્યો ઈંદ્ર, વરુણ, અગ્નિ, સૂર્ય, વાયુ વગેરે કુદરતી દેવોને પૂજતા. તે સમયે દહેરાં તથા મૂર્તિઓ ન હતી. નિરંજન નિરાકાર દેવોની પ્રાર્થના કરતા, તેમને તૃપ્ત કરવા હોમ, હવન કરતા અને પશુઓનાં બલિદાન આપતા. યજ્ઞ વખતે સોમપાન કરતા.

સમય જતાં આર્ય લોકો હિંદના મધ્ય ભાગ સુધી વધ્યા. તેમણે અનાર્યો અને દ્રાવિડોને હાંકી, જંગલો કાપી મોટાં શહેરો વસાવ્યાં, અનાર્ય અને દ્રાવિડ કન્યાઓ સાથે લગ્ન સંબંધ જોડ્યો. તેમનામાં આર્ય સંસ્કૃતિ, અને સંસ્કાર દાખલ કર્યાં. એ રીતે અનેક જાતના ઉદ્યોગોમાં, સમાજ વ્યવસ્થા અને રાજ્યવ્યવસ્થામાં સુધારાનો પાયો આર્યોએ નાખ્યો.

**આર્યોના ધર્મ ગ્રંથો**

આપણે અગાઉ કહ્યું, તેમ આર્યોનું ધર્મ પુસ્તક **વેદ** કહેવાય છે. પ્રથમ એકજ વેદ હતો. પાછળથી ચાર વેદ થયા, (૧) **ઋગ્વેદ**, એમાં દેવતાઓની સ્તુતિના સુંદર મંત્રો છે. (૨) **યજુર્વેદ**, એમાં યજ્ઞોની વિધિઓ તથા મંત્રો છે. (૩) **સામવેદ**, એમાં ગાયન અને છંદોના મંત્રો છે. અને (૪) **અથર્વવેદ**માં શત્રુઓને સંહારવાના તથા મિત્રોનું કલ્યાણ કરનારા મંત્રો આપેલા છે.

પાછળથી આર્યોએ વેદના મંત્રોનું સ્પષ્ટિકરણ કરવા દરેક વેદના ત્રણ ભાગ પાડ્યાઃ (૧) **સંહિતા**, (૨) **બ્રાહ્મણ** અને (૩) **આરણ્યક**.

આત્મા અને પરમાત્માના તત્ત્વજ્ઞાનના વિચારો અને ચર્ચાનાં અનુમાનો ઉપરથી **ઉપનિષદ્** રચાયાં.

વેદનું જ્ઞાન સરળ રીતે સમજવા **વેદાંગ** નામે ગ્રંથો રચાયા. તે ૭ છે. (૧) **શિક્ષા,** (૨) **છંદ,** (૩) **નિરુક્ત,** (૪) **કલ્પ,** (૫) **વ્યાકરણ** અને (૬) અને **જ્યોતિષ,** તથા તત્વજ્ઞાન સંબંધી વિદ્વાન ઋષિઓએ ૭ શાસ્ત્રો રચ્યાં તે **દર્શનશાસ્ત્ર** કહેવાય છે. (૧) સાંખ્ય, (૨) ન્યાય, (૩) યોગ, (૪) વૈશેષિક (૫) પૂર્વમિમાંસા અને (૬) ઉત્તરમિમાંસા. આ દર્શનોમાં મોક્ષના માર્ગનું અને હિંદુ ધર્મનું ખરૂં રહસ્ય સમજાવેલું છે.

આર્યો મંત્રોને મોઢે કરતા અને યાદ રાખતા. એ ઉપરથી તેના દરેક શબ્દને **શ્રુતિ** કહેતા. શ્રુતિનો અર્થ સાંભળેલું થાય છે. કેટલેક કાળે આર્યોએ સ્મરણશક્તિ વડે સાચવેલા મંત્રોને ટુંકી રીતે લખ્યા તેને **સૂત્રો** કહે છે. સૂત્રોને સમજાવવા સારૂ **ભાષ્યો** લખ્યાં.

મનુ મહારાજ, યાજ્ઞવલ્કય, પારાશર, ગૌતમ વગેરે મુનિઓએ આ સૂત્રોને આધારે કાયદા અને ધર્મક્રિયાઓ સંબંધી જે ગ્રંથો પાછળથી લખ્યા તે **સ્મૃતિગ્રંથો** કહેવાયા. સ્મૃતિનો અર્થ યાદ રહેલું થાય છે. આ સ્મૃતિઓમાં **મનુસ્મૃતિ** સૌથી વધારે અગત્યની મનાય છે.

કેટલેક કાળે સામાન્ય મનુષ્યોને વાર્તાદ્વારા ધર્મનું રહસ્ય સમજાવવા **પુરાણો** રચાયાં, તે અઢાર છે. તેમાં આર્ય પ્રજાનો પુરેપુરો ઇતિહાસ વર્ણવેલો છે.

## આર્યોની સમાજ વ્યવસ્થા

આપણે અગાઉ કહી ગયા છીએ, કે આર્યોમાં પ્રથમ વર્ણભેદ ન હતો. એક જ કુટુંબના લોકો જુદા જુદા ધંધો કરી શકતા. ઘણુ કાળે ધંધાના વિકાસ માટે આર્યોએ સમાજનું બંધારણ રચી તેના ચાર ભાગ પાડયા.

જેઓ વિદ્યા ભણતા અને ભણાવતા, યજ્ઞો કરતા અને કરાવતા તે **બ્રાહ્મણો** કહેવાયા. જાનમાલનું રક્ષણ કરનારા **ક્ષત્રિયો** કહેવાયા.

ખેતી, વ્યાપાર અને ઢોરઉછેરનું કામ કરનારા **વૈશ્યો** કહેવાયા, અને મજુરી અને સમાજ સેવાનું કામ કરનારો બાકીનો વર્ગ **શુદ્ર** તરીકે ગણાયો. શુદ્રો ગામ બહાર રહેતા તોપણ અસ્પૃશ્ય ગણાતા નહિ. આ સમયમાં બ્રાહ્મણોની પ્રતિષ્ઠા સારી હતી.

વિદ્વાન આર્યોએ જેમ ચાર વર્ણોની રચના કરી, તેમ મનુષ્યના આયુષ્યને પણ ચાર ભાગમાં વહેંચી નાખ્યું. દરેક ભાગને આશ્રમ કહેતા.

(૧) **બ્રહ્મચર્યાશ્રમ.** (૨) **ગૃહસ્થાશ્રમ.** (૩) **વાનપ્રસ્થાશ્રમ.** અને (૪) **સંન્યસ્તાશ્રમ.**

ઉપર કહેલી ચાર વર્ણો અને ચાર વિભાગનું પાલન ચૂસ્ત રીતે થતું. ચોથો આશ્રમ દરેકને ફરજિયાત ન હતો. પરંતુ ખાસ કરીને બ્રાહ્મણો ચાર આશ્રમ પ્રમાણે જીવન ગાળતા.

## આર્યોની રાજ્ય વ્યવસ્થા

હિમાલયથી છેક વિંધ્યાચળ અને પૂર્વમાં બંગાળા સુધીના પ્રદેશમાં એક હજાર વર્ષમાં આર્યોએ બળવાન રાજ્યો સ્થાપ્યાં હતાં. આર્યાવર્તમાં એ કાળે પાંચ મૂખ્ય રાજ્યો હતાં. (૧) હસ્તિનાપુરમાં **કુરુવંશનું,** (૨) કનોજમાં **પાંચાલોનું,** (૩) સર્યુનદીના પ્રદેશમાં કોશલવંશના **સૂર્યવંશી** રાજાઓનું, (૪) ઈશાન ખૂણામાં મિથિલા નગરમાં **વિદેહ** રાજાઓનું અને (૫) **કાશીના** રાજાઓનું રાજ્ય હતું.

એ સમયમાં રાજાઓ ધર્મ પ્રમાણે રાજ્ય કરતા. તેઓ પ્રભુનો અંશ મનાતા. રાજાઓ ધર્મગુરુને માન આપતા અને તેમની સલાહ મુજબ વર્તતા. ધર્મગુરુનું વચન કદાપિ ઉથાપી શકાતું નહિ. રાજાઓને કર ઉઘરાવવાની સત્તા હતી. કર ન ભરી શકે તેની પાસે વેઠ કરાવતા. રાજ્યના અમલદારોને પગાર પેટે જમીન અપાતી.

રાજાઓ શિકાર કરતા, લડાઈ વખતે રથમાં બેસી યુદ્ધ કરતા.




યુદ્ધમાં શસ્ત્ર વિનાના મનુષ્ય પર હથિયાર ચલાવતા નહિ; આથી તેમનાં યુદ્ધો ધર્મયુદ્ધો ગણાતાં.

## પ્રશ્નો

(૧) અનાર્ય એટલે શું? તેમની કઈ કઈ જાતો હિંદમાં હયાત છે? તે કયા કયા ભાગમાં હાલ માલમ પડે છે? તેમના મૂખ્ય રીતરિવાજો લખો.

(૨) આર્યોનું મૂળ વસ્તી સ્થાન, હિંદમાં આર્યોની વસાહત અને જીવન વિષે શું જાણો છો?

(૩) આર્યોના ધર્મ અને સમાજ વ્યવસ્થા વિષે ટુંક વર્ણન કરો.

(૪) નીચેના વિષે ટુંક નોંધ લખોઃ—(૧) આર્યોના ધર્મગ્રંથો, (૨) સપ્તસિંધુ, (૩) બ્રહ્માવર્ત, (૪) આર્યાવર્ત.

---

# ૩. બ્રાહ્મણ ધર્મ યુગ અથવા ઋષિઓનું ભારત

[ઇ. સ. પૂર્વે ૬૦૦૦ થી ઇ. સ. પૂર્વે ૬૦૦]

## આર્યોનાં બે મહાકાવ્યો

## રામાયણ અને મહાભારત

### ૧. રામાયણની કથા

કોશલ પ્રાંતની અયોધ્યા નગરીમાં રઘુવંશના રાજાઓ રાજ્ય કરતા હતા, તેઓ પોતાને સૂર્યવંશી કહેવરાવતા. એ વંશમાં **દશરથ** નામે રાજા થઈ ગયા. એમને કૌસલ્યા, સુમિત્રા અને કૈકેયી એ ત્રણ રાણીઓ હતી. દશરથ રાજાને મોટી વયે કૌસલ્યાથી **શ્રીરામ,** સુમિત્રાથી **લક્ષ્મણ** અને **શત્રુઘ્ન,** અને કૈકેયીથી **ભરત** નામે ચાર પુત્રો જન્મ્યા.

પાટવી પુત્ર રામ અને લક્ષ્મણને વિશ્વામિત્ર ઋષિએ સર્વ પ્રકારની યુદ્ધકળા શીખવી ઉત્તમ યોદ્ધા બનાવ્યા. તે બે ભાઈઓએ ઘણા રાક્ષસોનો સંહાર કર્યો અને દેશના લોકોને ભયમુક્ત કર્યા.

**વિશ્વામિત્ર** ઋષિ રામ અને લક્ષ્મણને સાથે લઈ ફરતા ફરતા મિથિલા નગરીમાં જઈ પહોંચ્યા; ત્યાંના જનક રાજાએ પોતાની પુત્રી સીતાજીનો સ્વયંવર રચ્યો હતો. રાજા જનક પાસે શિવનું આપેલું મોટું ધનુષ હતું. તેને જે નમાવી શકે તેને **સીતાજી** પરણાવવાં એવી જનક રાજાની પ્રતિજ્ઞા હતી. ઘણા રાજાઓએ એ ધનુષને વાળવા નિષ્ફળ પ્રયત્ન કર્યો. લંકાનો રાજા રાવણ પણ તેને ઉંચકી શક્યો ન હતો. શ્રીરામે તે ધનુષ સહેલાઈથી ઉંચક્યું અને પણછ ચઢાવતાં ભાગી નાખ્યું; આથી ખૂશ થઈ જનક રાજાએ તેમની સાથે સીતાજીનાં લગ્ન કર્યાં.

લગ્નમાંથી પાછા ફરતાં શ્રીરામને **પરશુરામ** બ્રાહ્મણ સાથે યુદ્ધ થયું. પરશુરામે પૃથ્વી ઉપરના સર્વ ક્ષત્રિયોનો નાશ કરવાની પ્રતિજ્ઞા લીધી હતી; પરંતુ યુદ્ધમાં પરશુરામ હાર્યા અને પોતાનો પ્રયત્ન નકામો ગયો, એમ સમજી તપ કરવા ચાલ્યા ગયા.

**દશરથ** રાજા વૃદ્ધ થયા હતા. તેમણે મંત્રીઓની સલાહથી પાટવીપુત્ર શ્રીરામને ગાદી પર બેસાડવાનો નિશ્ચય કર્યો. એ ખબર સાંભળી નગરના લોકોને ઘણો આનંદ થયો. રાજમહેલમાં પણ આનંદ પ્રસરી રહ્યો.

ઓરમાન માતા **કૈકેયી** પાસે **મંથરા** નામની દાસી હતી. તેની શીખવણીથી તેણે રાજા પાસે પોતાનાં બે લહેણાં વરદાન માગ્યાં. તેમાં શ્રીરામને ચૌદ વરસ વનવાસ અને ભરતને ગાદી આપવાની માગણી કરી. મહારાજા આ અયોગ્ય માગણી સાંભળી મૂર્છાવશ થયા, અને કંઈ જ બોલી શક્યા નહિ.

ઉપરની વાતની શ્રી રામને ખબર પડતાં પિતાની આજ્ઞા માથે ચઢાવી તેઓ વનમાં જવા નીકળ્યા. સીતાજી તથા લક્ષ્મણ પણ વનમાં જવા તૈયાર થયાં. નગરના લોકો આ સમાચારથી ઘણા દુઃખી થયા. રાજા દશરથ પણ તેજ શોકમાં મરણ પામ્યા.

આ સમયે ભરત પોતાને મોસાળે ગયો હતો. તેમણે આવીને શ્રી રામને અયોધ્યા પાછા લાવવા ખૂબ પ્રયત્ન કર્યો. પરંતુ ચૌદ વરસ પુરાં કર્યાં સિવાય અયોધ્યામાં પાછા નહિ ફરવાનો રામનો દૃઢ નિશ્ચય જાણ્યા પછી, ભરતે રામની પાદુકા લઈ અયોધ્યાના સિંહાસને પધરાવી, અને તેમના વતી રાજકારભાર કર્યો.

પછી શ્રી રામ, સીતા અને લક્ષ્મણ વિંધ્યાચળ પર્વત ઓળંગી, ગોદાવરી નદીને કાંઠે પંચવટીમાં પર્ણકુટી બાંધી રહેવા લાગ્યાં. વનવાસ દરમિઆન શ્રી રામે આ ભયાનક જંગલોમાં રહેતા રાક્ષસોનો સંહાર કરી ઋષિ મુનિઓને નિર્ભય કર્યાં, અને વસવા લાયક ભૂમિ બનાવી.

લંકાનો રાજા **રાવણ** ભિક્ષુકનો વેષ લઈ, રામ અને લક્ષ્મણની ગેરહાજરીમાં સીતાજીનું હરણ કરી ગયો. શ્રી રામને આથી ઘણો શોક થયો. સીતાજીની શોધ કરવા બંને ભાઈઓ દક્ષિણ તરફ ચાલ્યા. ત્યાંના સુગ્રીવ, હનુમાન, અંગદ વગેરે વાનર યોદ્ધાઓની

મદદથી લંકાના રાજા રાવણનો વધ કરી સીતાજીને પાછાં મેળવ્યાં. લંકાનું રાજ્ય રાવણના ભાઈ વિભીષણને આપ્યું. ત્યાર બાદ ચૌદ વરસ પુરાં થવાથી સઘળાં અયોધ્યા પાછાં ફર્યાં.

અયોધ્યામાં આવી રામે રાજ્ય સંભાળી લીધું, અને સારી રીતે રાજ્ય કરી લોકોને સુખી કર્યા. તેમના રાજ્યની સરખામણી કરવા માટે હાલના સારા રાજ્યને 'રામ રાજ્ય'ની ઉપમા અપાય છે. તેથી જણાય છે કે તે કેવા સારા રાજા હશે.

ઉપરની કથા સાથે રાજાના ધર્મ, પતિપત્નીના અને વર્ણાશ્રમના ધર્મ વિષે ઉત્તમ ચર્ચા કરતું **મહાકાવ્ય તે રામાયણ** કહેવાય છે.

રામકથાનું સંપૂર્ણ કાવ્ય આદિ કવિ **વાલ્મીકિએ** રચ્યું છે. તે સંસ્કૃત ભાષામાં છે. હિંદી ભાષામાં રચેલું ભક્ત કવિ તુલસીદાસજીનું રામાયણ રસપૂર્વક વંચાય છે. ગુજરાતીમાં રચેલું ગિરધરકૃત રામાયણ સાધારણ ભણેલી સ્ત્રીઓ પણ હોંસથી ગાય છે.

રામાયણ વાંચતાં આપણને ઘણું શીખવાનું મળે છે. પિતાની આજ્ઞા માથે ચઢાવી શ્રી રામ ગાદી ત્યાગ કરે છે. મહેલના સુખનો ત્યાગ કરી પોતાના પતિના દુ:ખમાં ભાગ લેવા સીતાજી વનમાં જાય છે; અને ફક્ત વડીલ બંધુની સેવા કરવા ખાતર લક્ષ્મણજી પણ તૈયાર થાય છે. ભરત પણ ધર્મને ખાતર પોતાની માતાનો સાથ તજી દે છે.

શ્રી રામચંદ્રજીનું જીવન પ્રેમાળ અને પવિત્ર હતું. તેમનો રાજ્ય વહીવટ અને પ્રજાપ્રેમ અદ્‌ભૂત હતો. અદ્યાપિ પર્યંત તેઓ વિષ્ણુના અવતાર મનાય છે, અને લોકોમાં પૂજાય છે. તેમનું નામ સ્મરણ કરવાથી પવિત્ર થવાય છે એમ હિંદુઓ શ્રદ્ધાપૂર્વક માને છે.

રામાયણનાં પાત્રોમાં આદર્શ રાજા તરીકે રામ, આદર્શ સ્ત્રી તરીકે સીતાજી, આદર્શ ભાઈઓ તરીકે ભરત અને લક્ષ્મણ, સેવક તરીકે હનુમાન, અને આદર્શ ભક્ત તરીકે વિભીષણ જેવા દુનિયામાં ભાગ્યે જ મળી આવશે.

## ૨. મહાભારતની કથા

આજથી લગભગ પાંચ હજાર વરસ પહેલાં **હસ્તિનાપુરમાં** ચંદ્રવંશી કુરુવંશના રાજા રાજ્ય કરતા હતા. એ વંશના **શંતનુ** નામે રાજા અને તેના પુત્ર દેવવ્રતની વાત તમે સઘળા જાણો છો.

શંતનુ રાજા પછી **ધૃતરાષ્ટ્ર** અને **પાંડુ** નામે બે પૌત્ર ગાદીપર આવ્યા. મોટો પૌત્ર ધૃતરાષ્ટ્ર આંધળો હોવાથી રાજગાદી પાંડુને મળી. ધૃતરાષ્ટ્રનું લગ્ન ગાંધાર–કંદહાર દેશની કુંવરી ગાંધારી સાથે થયું હતું. તેને સો પુત્રો થયા તે **કૌરવો** કહેવાયા. પાંડુનું લગ્ન મદ્રદેશના રાજાની પુત્રી માદ્રી સાથે તેમ જ શ્રી કૃષ્ણનાં ફોઈ કુંતાજી સાથે થયું હતું. તેમને પાંચ પુત્રો હતા. તે **પાંડવો** કહેવાયા. કૌરવોમાં મોટો દુર્યોધન હતો. પાંડવોમાં મોટા યુધિષ્ઠિર હતા, તે ધર્મનો અવતાર અને સત્યવાદી કહેવાતા.

સઘળા રાજકુંવરો ગુરુ **દ્રોણાચાર્ય** પાસે વિદ્યા ભણ્યા. અર્જુન બાણાવળી થયો, અને ભીમ તથા દુર્યોધન ગદાયુદ્ધમાં કુશળ થયા.

કૌરવોમાં દુર્યોધન પ્રપંચી અને દ્વેષીલો હતો. પાંડુ રાજાના મરણ પછી પાંડવોને ગાદીનો ભાગ ન આપવા માટે તેણે ઝેર આપવાનું તથા લાખના ઘરમાં બાળી મૂકવાનું કાવતરૂં રચ્યું હતું; પણ પાંડવોને ખબર પડવાથી તેઓ બચી ગયા, અને બ્રાહ્મણનો વેશ લઇ જંગલમાં નાશી ગયા.

પાંચાલ દેશના રાજા **દ્રુપદે** પોતાની કુંવરી **દ્રૌપદીનો** સ્વયંવર રચ્યો હતો. ત્યાં બ્રાહ્મણને વેશે ફરતાં ફરતાં પાંડવો જઈ ચઢ્યા. સ્વયંવરમાં મત્સ્યવેધન કરવાનું હતું. સ્વયંવરમાં આવેલો કોઈ રાજ-કુંવર મત્સ્યવેધ કરી શકયો નહિ. અંતે અર્જુને બ્રાહ્મણ વેશમાં આવીને સહેલાઈથી મત્સ્યવેધ કર્યો, તેથી દ્રૌપદીએ અર્જુનને વરમાળા પહેરાવી, તે પછી માતા કુંતાની આજ્ઞાથી પાંચે પાંડવો દ્રૌપદી સાથે પરણ્યા.

પાંડવો હજી જીવતા છે, એવી ખાતરી ત્યાં દુર્યોધનને થઈ.

તે પછી તેણે પાંડવોને પશ્ચિમ તરફનો જમના નદીનો થોડોક મુલક આપ્યો. તે પ્રદેશમાં પાંડવોએ **ઇંદ્રપ્રસ્થ** નામે નગર વસાવી ત્યાં રાજધાની કરી.

**ઇંદ્રપ્રસ્થમાં** પાંડવો સુખચેનમાં રહેવા લાગ્યા. ત્યાં તેમણે **રાજસૂય** યજ્ઞ પણ કર્યો. દુર્યોધને તેમને જુગટું રમવાનું આમંત્રણ આપ્યું, અને મામા શકુનીની મદદથી તેમને હરાવ્યા. જુગટામાં કરેલી શરત મુજબ પાંડવોને બાર વરસ સુધી જંગલમાં અને તેરમા વરસે ગુપ્ત રહેવાની ફરજ પડી.

બાર વરસ પુરાં કરી પાંડવો તેરમા વરસે **વિરાટ** રાજાને ત્યાં ગુપ્ત વેશે રહ્યા. ત્યાર પછી પાંડવોએ કૌરવો પાસેથી પોતાનું રાજ્ય પાછું માગ્યું. કૌરવોએ એક ઈંચ પણ જમીન આપવાની ના કહી. આથી બંને પિતરાઈ ભાઈઓ વચ્ચે દારુણ યુદ્ધ થયું. આ યુદ્ધ તે **મહાભારત** ઇ. સ. પૂર્વે ૩૧૦૨.

મહાભારતના યુદ્ધમાં ભરતખંડના બધાજ રાજાઓ સામેલ થયા હતા. દ્વારકાના **શ્રીકૃષ્ણ** અને રાજા **દ્રુપદ** પાંડવોના પક્ષમાં હતા. અઢાર દિવસ કુરુક્ષેત્રના મેદાનમાં ઘોર યુદ્ધ ચાલ્યું. બંને તરફ થઈને અઢાર અક્ષૌહિણી સેનાનો નાશ થયો. આ યુદ્ધમાં કૌરવો હાર્યા, અને પાંડવો જીત્યા.

પોતાના ભાઈઓનો નાશ કરી હસ્તિનાપુરની રાજગાદી અને રાજમહેલનાં સુખ ભોગવવાં પાંડવોને ન ગમ્યાં, તેથી અર્જુનના પૌત્ર **પરિક્ષિત**ને રાજ્ય સોંપી સર્વે હિમાલયમાં તપ કરવા ગયા.

પાંડવ કૌરવો તથા શ્રીકૃષ્ણની કથા, એ સમયના આર્યોની સ્થિતિ, રહેણી કરણી, અને બીજી ધાર્મિક હકીકતોથી ભરેલો ગ્રંથ તે **મહાભારત.** આ ગ્રંથ વ્યાસમુનિએ રચ્યો છે.

મહાભારતનું યુદ્ધ શરૂ થયું, તે સમયે અર્જુને યુદ્ધમાં ભાગ લેવાની ના કહી. આ વખતે શ્રીકૃષ્ણે તેની શંકાઓનું સમાધાન કરવા

જે બોધ કર્યો તે **ભગવદ્‌ગીતાના** નામે પ્રસિદ્ધ છે. આ ગ્રંથની બરોબર કરી શકે એવો દુનિઆમાં બીજો ગ્રંથ ભાગ્યે જ હશે.

**બ્રાહ્મણયુગની સામાજિક સ્થિતિ**

આપણે રામાયણ અને મહાભારત એ બંને મહાકાવ્યોની ટુંક હકીકત વાંચી ગયા, આ કાળમાં આર્યાવર્તમાં અનેક રાજ્યો સ્થપાયાં હતાં. નાના અને મોટા દરેક રાજાઓ પોતે વિદ્વાન હતા, અને વિદ્વાનોને ઉત્તેજન આપતા. તેમની રાજ્ય વ્યવસ્થા ઉત્તમ હતી. પ્રધાનોની સલાહ મુજબ રાજ્યકારભાર કરતા. કર ભારે ન હતા. ગામડાઓમાં પંચાયતો મારફતે કામ ચાલતું. આર્યાવર્તની કીર્તિ દૂર દેશોમાં ફેલાઈ હતી. દેશ સમૃદ્ધ અને આબાદ હતો. કેળવણી માટે મોટાં ગુરુકુળો ચાલતાં અને પોષાતાં. રાજા અને રંક સર્વે એક જ ગુરુને ઘેર વિદ્યાભ્યાસ કરતા.

સ્ત્રીઓની પ્રતિષ્ઠા સારી હતી. તેઓ સંગીત, નૃત્ય અને ધર્મજ્ઞાનનો અભ્યાસ કરતી. પુરુષ અનેક પત્નીઓ પરણતો. આ સમયમાં જ્ઞાતિભેદો શરૂ થયા, મૂર્તિપૂજા દાખલ થઈ, અને રાજસૂય અને અશ્વમેધ યજ્ઞો શરૂ થયા.

આ યુગમાં વિદ્વાન બ્રાહ્મણોએ ઉપનિષદ્, શ્રુતિ અને સ્મૃતિ જેવા અનેક ગ્રંથો રચ્યા; આથી આ યુગ **બ્રાહ્મણયુગ** કહેવાય છે. દેશનો મુખ્ય ધર્મ હિંદુધર્મ હતો. તેનો ફેલાવો છેક દક્ષિણ હિંદ સુધી થયો હતો.

## ૪. જૈન અને બૌદ્ધ ધર્મનો પ્રાદુર્ભાવ.

[ ઈ. સ. પૂર્વે ૬૦૦ થી ઈ. સ. પૂર્વે ૩૦૦ ]

આપણે અગાઉ શીખી ગયા કે ગુણકર્મ ઉપર રચાએલી વર્ણવ્યવસ્થાને બદલે જાતિભેદ દાખલ થયા હતા. બ્રાહ્મણો જન્મને કારણે મોટા મનાવા લાગ્યા. તેમણે યજ્ઞયાગાદિક ક્રિયાઓ ઘણી ગુંચવણ-

ભરેલી કરી હતી. યજ્ઞોમાં પશુવધની આહુતીઓ અપાતી. સામાજીક, ધાર્મિક અને નૈતિક ક્ષેત્રોમાં જાતિભેદની બુરાઈઓ વ્યાપી રહી હતી. સમાજમાં શુદ્રોની સ્થિતિ પશુ કરતાંએ વિષમ બની હતી. સમાજની આવી પરિસ્થિતિમાં બે નવા ધર્મોની ઉત્પત્તિ થઈ.

**જૈન ધર્મ અને મહાવીર સ્વામી**

નેપાળની તળેટીમાં આવેલા વૈશાલી નગરના સિદ્ધાર્થ નામે ક્ષત્રિય રાજાની રાણી ત્રિશળા દેવીને પેટે મહાવીર સ્વામીનો જન્મ થયો, ઈ. સ. પૂ. ૫૯૯.

તેમનું મૂળ નામ **વર્ધમાન** હતું. તેઓ નાનપણથીજ ધર્મચિંતન કરવા લાગ્યા. સંસાર પ્રત્યે તેમને જરાપણ મોહ ન હતો. માતા-પિતાના મરણ પછી તેમણે સંસાર ત્યાગ કરીને સાડાબાર વર્ષ સુધી ઉગ્ર તપશ્ચર્યા કરી. અંતે તેમને **પૂર્ણજ્ઞાન** પ્રગટયું. મન વચન અને કાયા જીતનાર તેઓ '**જીન**' કહેવાયા. તેથી એમનો ધર્મ **જૈન ધર્મ** કહેવાયો.

તપશ્ચર્યા પછી તેમણે ત્રીસ વર્ષ સુધી દેશમાં ફરીને જૈનધર્મનો ઉપદેશ કર્યો. '**અહિંસા પરમો ધર્મ**' એ જૈનધર્મનો મૂખ્ય સિદ્ધાંત છે. તેઓ વેદને, યજ્ઞયાગાદિક ક્રિયાઓને માનતા નથી; પરંતુ મન, વચન અને કર્મથી પવિત્ર જીવન ગાળીને, દેહદમન કરવાથી મોક્ષ મળે છે એમ તેમનું માનવું છે. જાતિભેદ ન હોવાથી શુદ્રો અને સ્ત્રીઓને પણ એ ધર્મમાં દાખલ કરવામાં આવ્યાં.

જૈનધર્મના **શ્વેતાંબર** અને **દિગંબર** એવા બે ભાગ છે. તે ધર્મનું મહામંડળ **સંઘ** કહેવાય છે. **સાધુ, સાધ્વી, શ્રાવક** અને **શ્રાવિકા** એવા સંઘના ચાર ભાગ છે.

જૈનો ૨૪ તીર્થંકરોને માને છે, પરંતુ જૈનધર્મનો ખરો પ્રચાર મહાવીર સ્વામીએ કરવાથી તેમને પહેલા તીર્થંકર તરીકે પણ ગણે છે. તીર્થંકરોની દેવસ્થાનોમાં સ્થાપના કરે છે. ધનવાન જૈનો દહેરાં પાછળ અઢળક દ્રવ્ય ખર્ચે છે. પાલિતાણા, આબુ અને ગીરનારનાં

જૈન દહેરાં કળા, કૌશલ્ય અને શિલ્પકામના અદ્‌ભૂત નમુના રૂપે મોજુદ છે.

## બૌદ્ધ ધર્મ અને ગૌતમ બુદ્ધ

નેપાળની દક્ષિણે આવેલા કપિલ વસ્તુ નામે નગરમાં **શુદ્ધોધન** નામે રાજા રાજ્ય કરતો હતો. તેની **માયાદેવી** નામે રાણીને પેટે **શાક્યસિંહ** કુંવરનો જન્મ થયો. તેના કુળનું નામ **ગૌતમ** હતું, તેથી તે **ગૌતમ** તરીકે ઓળખાયો. એના જન્મ પછી માતાપિતાની ઇચ્છા પૂર્ણ થઈ, તેથી કુંવરને **સિદ્ધાર્થ** પણ કહેતા.



બુદ્ધદેવ

નાનપણથી કુંવરને વૈભવ વિલાસમાં ઉછેરવામાં આવ્યા. મોટા થતાં **યશોધરા** નામે એક સુંદર રાજકુંવરી સાથે તેમનું લગ્ન કરવામાં આવ્યું. તેમનાથી તેમને એક પુત્ર જન્મ્યો. તેનું નામ **રાહુલ** પાડયું.

મોજશોખ અને રાજવૈભવમાં રહેવા છતાં, સિદ્ધાર્થ કુમારનું મન ઘણી વખત ઉદાસીન બની જતું. માણસને ઘેરી રહેલાં દુઃખો, શરીરના વ્યાધિઓ, વૃદ્ધાવસ્થા અને મરણ—એ બધું જોઈને તેમનું હૃદય કંપી ઉઠયું. જગતનાં દુઃખોમાંથી મનુષ્યને છૂટવાના ઉપાયો શોધવા માટે એક રાત્રે તે પોતાની પ્રિય પત્ની યશોધરા અને બાળ પુત્ર રાહુલને છોડીને નીકળી પડયા. આ સમયે તેમની વય ૨૯ વરસની હતી.

તેમણે પ્રથમ તો અનેક ગુરુઓ પાસે જઈ તત્વજ્ઞાનનું શિક્ષણ લીધું, તેમાં તેમને શાંતિ મળી નહિ. તે પછી દેહદમન કરી ઉગ્ર તપ કર્યું, તેથી પણ તેમને શાંતિ ન થઈ. એક વખતે ગયામાં પીપળાના ઝાડ નીચે ધ્યાનમાં બેઠા હતા; તે સમયે તેમના હૃદયમાં જ્ઞાનનો પ્રકાશ થયો. ત્યારથી તે બુદ્ધ થયા. એ વૃક્ષ બોધિવૃક્ષ કહેવાયું. બુદ્ધદેવ ૪૫ વર્ષ સુધી ધર્મનો ઉપદેશ કરી ૮૦ વર્ષની ઉંમરે નિર્વાણ પામ્યા. તેમણે મનુષ્યને દુઃખમાંથી મુક્ત કરવાનો નીચેનો ઉપદેશ આપ્યો.

(૧) જીવન દુઃખમય છે.

(૨) દુઃખનું કારણ ઈચ્છા અથવા તૃષ્ણા છે.

(૩) તૃષ્ણાનો નાશ કરવાથી દુઃખનો નાશ થાય છે.

(૪) તૃષ્ણાનો નાશ કરવાના આઠ માર્ગ છે.

(૧) સત્યવિચાર, (૨) સત્ય કામના, (૩) સત્ય ભાષણ, (૪) સત્ય આચરણ, (૫) સત્ય જીવિકા સાધન, (૭) સદુદ્યોગ, (૭) સત્ય સંકલ્પ અને (૮) સત્ય વિચાર.

બૌદ્ધ ધર્મના મૂખ્ય ચાર સિદ્ધાંતો તથા તમામ બૌદ્ધ ધર્મીઓ માટે નીચેની પાંચ આજ્ઞાઓનું પાલન કરવાનું કર્તવ્ય મનાય છે.

(૧) કોઈ પ્રાણીની હિંસા કરવી નહિ. (૨) જે વસ્તુ આપવામાં આવે નહિ, તેનું ગ્રહણ કરવું નહિ. (૩) મિથ્યા ભાષણ કરવું નહિ (૪) માદક પદાર્થોનું સેવન કરવું નહિ. અને (૫) વ્યભિચાર કરવો નહિ.

મહાત્મા બુદ્ધે વૈદિક ધર્મનાં દુષણોનું ખંડન કરી જ્ઞાનનો ઉપદેશ કર્યો. તેમણે અત્યાચારી અને અન્યાયી જાતિભેદ દૂર કર્યો. નિર્દય પશુ વધનો વિરોધ કર્યો, અને સદાચાર તથા ભલાઈનો પવિત્ર બોધ પ્રજાને આપ્યો. શુદ્રો અને સ્ત્રીઓને પણ મોક્ષ મેળવવાનો માર્ગ દર્શાવ્યો. જેથી આ નવો ધર્મ હિંદુસ્તાન, ચીન, તિબેટ, સિલોન વગેરે ઘણે સ્થળે ફેલાયો.

### હિંદની સંસ્કૃતિ પર બૌદ્ધ ધર્મની અસર

બૌધ ધર્મ એક હજાર વર્ષ સુધી હિંદમાં ટકી રહ્યો, તેને લીધે હિંદની સંસ્કૃતિ ઉપર તેની ઘણી અસર થઈ. ધર્મઢોંગ અને ઝગડાનો નાશ થયો. કર્મકાંડની ગુંચવણ ભરેલી ક્રિયાઓમાંથી છુટી, લોકો સાદા અને સરળ નિયમો પાળવા લાગ્યા. પાલી ભાષાનો પ્રચાર થયો, અને એ ભાષામાં અનેક ગ્રંથો રચાયા. હજારો મઠો સ્થપાયા તથા અનેક સાધુઓને પોષણ મળ્યું. પશુ હિંસા બંધ થઈ. પશુઓ અને મનુષ્યો માટે દવાખાનાં સ્થપાયાં. બ્રાહ્મણોનું અભિમાન ઓસરી ગયું, અને નવીન હિંદુ ધર્મ વધારે પવિત્ર અને સરળ કરવામાં આવ્યો.

હાલમાં બ્રહ્મદેશ સિવાય હિંદુસ્તાનમાંથી બૌધ ધર્મનો લોપ થયો છે; તોપણ સિલોન, ચીન, તિબેટ વગેરે દેશમાં હજી બૌધ ધર્મ ચાલે છે.

### પ્રશ્નો

(૧) મહાવીર સ્વામીનું ટુંકું જીવન ચરિત્ર લખો.
(૨) જૈન એટલે શું? તે ધર્મના સિદ્ધાંતો લખો.
(૩) ગૌતમબુદ્ધનું–બાલપણ, ગૃહત્યાગ, પૂર્ણજ્ઞાન અને ઉપદેશ–એ મુદ્દાઓ ધ્યાનમાં રાખી જીવન ચરિત્ર લખો.
(૪) હિંદની સંસ્કૃતિ પર બૌદ્ધ ધર્મની શી અસર થઈ?
(૫) બૌદ્ધ અને જૈન ધર્મની સરખામણી કરો.

## ૫. બૌદ્ધ સમયનું હિંદ

[ ઇ. સ. પૂર્વે ૬૦૦ થી ઇ. સ. પૂર્વે ૨૩૨ ]

### પ્રાચીન હિંદનાં બળવાન મહારાજ્યો

ઇ. સ. પૂર્વે સાતમા સૈકા પહેલાના હિંદુસ્તાનના ઇતિહાસની પુરતી માહીતી આપણને મળી શકતી નથી. તે પછીનો ભારત

વર્ષનો ઇતિહાસ જૈન અને બાદ્ધ ધર્મનાં પુસ્તકોમાંથી મળે છે. આ સમયે હિંદ નાનાં મોટાં અનેક રાજ્યોમાં વહેંચાઈ ગયું હતું. તેમાં નીચેનાં રાજ્યો ખાસ જાણીતાં હતાં.

ગંગા નદીની ખીણમાં આવેલું **મગધનું** રાજ્ય બળવાન હતું, તેની રાજધાની પાટલીપુત્રમાં હતી. (૨) તેની પશ્ચિમે બંગાળામાં **અંગદેશનું**, (૩) પૂર્વ બંગાળામાં **બંગલોકોનું** રાજ્ય હતું. એ સિવાય **માળવા, કલિંગ, કોશલ** અને **સૌરાષ્ટ્રનાં** રાજ્યો હતાં.

દક્ષિણ હિંદમાં **આંધ્ર, ચોલા, પાંડય** અને **ચેરાનાં** રાજ્યો બળવાન હતાં.

## ૧ મગધનું સામ્રાજ્ય

ઉત્તર હિંદનાં રાજ્યોમાં મગધનું રાજ્ય વધારે ખ્યાતિમાં આવ્યું હતું, ઇ. સ. પૂર્વે ૬૫૦. તે સમયે મગધમાં **શિશુનાગ વંશનો શ્રેણિક** અથવા **બિંબિસાર** નામે રાજા રાજ્ય કરતો હતો. તેની રાજધાની **રાજગૃહમાં** હતી. રાજા બિંબિસારે અંગદેશ જીતી લીધો અને કાશીનું રાજ્ય તેણે કોશલ રાજા પાસેથી પહેરામણીમાં મેળવ્યું.

બિંબિસારનો પૌત્ર **અજાતશત્રુ** સૌથી બળવાન રાજા હતો. તેણે કોશલ, વૈશાલી અને કપિલવસ્તુ જીતી રાજ્યમાં વધારો કર્યો, તથા ગંગા અને શોણ નદીના સંગમ પર કિલ્લો બાંધી તેને પાટલીપુત્ર નામ આપ્યું.

ઈ. સ. પૂર્વે ચોથા સૈકામાં મગધમાં શુદ્ર જાતના રાજાઓનો અમલ હતો. એ વંશ **નંદવંશ** નામથી ઓળખાતો. નંદવંશના છેલ્લા રાજા **મહાપદ્મ** પાસેથી **ચંદ્રગુપ્ત મૌર્યે** મગધનું રાજ્ય જીતી લીધું, ઈ. સ. પૂર્વે ૩૨૧.

## ૨. મહાન સિકંદર અને ગ્રીકલોકો

ચંદ્રગુપ્ત મૌર્યે મગધનું રાજ્ય મેળવ્યું, તે પહેલાં ગ્રીસ દેશનો

મહાન **સિકંદર** હિંદુસ્તાન ઉપર ચઢી આવ્યો હતો. આપણે પ્રથમ તેની વાત લઈશું.

સિકંદર ગ્રીસની ઉત્તરે આવેલા મેસીડોનીઆ પ્રાંતનો રાજા હતો. તેણે પોતાના બળવાન સૈન્ય વડે એશિઆમાઈનર, મિસર અને ઈરાનના રાજાઓને હરાવ્યા. ત્યાંથી તે અફઘાનિસ્તાનમાં થઈ ખૈબરઘાટને માર્ગે હિંદુસ્તાનમાં પેઠો ઇ. સ. પૂર્વે ૩૨૭.

સિંધુ નદી ઓળંગી પ્રથમ તે **તક્ષશિલા** જઈ પહોંચ્યો. ત્યાંનો રાજા **આંભી** વગર લડાઈએ શરણે થયો. ત્યાંથી સિકંદર પંજાબ ઉપર ચઢ્યો. ત્યાંનો રાજા **પોરસ** તેની સામે થયો. પોરસનું સૈન્ય ઘણી બહાદુરીથી લડયું પણ હાર્યું. પોરસ કેદ પકડાયો પરંતુ તેની બહાદુરીથી ખુશ થઈ સિકંદરે તેને તેનું રાજ્ય પાછું સોંપ્યું.

હવે સિકંદરની ઈચ્છા મગધનું મહારાજ્ય જીતવાની થઈ, પરંતુ તેના સૈનિકોએ આગળ વધવાની ચોકખી ના કહી; તેથી તે પાછો ફર્યો અને સિંધને રસ્તે ઈરાની અખાતમાં થઈ બાબીલોન જઈ પહોંચ્યો. ત્યાં તે માંદો પડયો અને મરણ પામ્યો ઇ. સ. પૂ. ૩૨૩.

સિકંદરને માત્ર યુદ્ધનો શોખ ન હતો, પણ તત્વજ્ઞાન, સાહિત્ય અને કળાનો પણ તે શોખીન હતો. પોતાના લશ્કર સાથે તે કેટલાક ઇતિહાસ વેત્તાઓ, તત્વજ્ઞાનીઓ, અને ઉત્તમ કારીગરો લાવ્યો હતો. તેમની લખેલી નોંધો ઉપરથી હિંદની તે સમયની સામાજિક અને ધાર્મિક સ્થિતિનો ખ્યાલ આવે છે. તેની ચઢાઈના પરિણામે પૂર્વ પશ્ચિમના સાહિત્ય ઉપર ખાસ અસર થઈ. જમીન અને જળમાર્ગ ખુલ્લો થયો. દેશના વેપારની વૃદ્ધિ થઈ.

## ૩. મૌર્ય સામ્રાજ્ય.

**૧ ચંદ્રગુપ્તમૌર્યઃ** ઇ. સ. પૂર્વે ૩૨૧ થી ઇ. સ. પૂર્વે ૨૯૭.

તમે જાણો છો કે નંદવંશનું નિકંદન કાઢી ચંદ્રગુપ્તે મગધનું રાજ્ય કબજે કર્યું હતું. એ કામમાં તેના બ્રાહ્મણમિત્ર **ચાણકય** અથવા **વિષ્ણુગુપ્તે** ઘણી મદદ કરી હતી.

ચંદ્રગુપ્તની માનું નામ **મુરા** હતું, તેથી તેના વંશજો **મૌર્ય વંશના** કહેવાયા.

મગધનું રાજ્ય મળ્યા પછી ચંદ્રગુપ્તે ઉત્તર હિંદનાં સઘળાં રાજ્યો જીતી લીધાં. દક્ષિણમાં મ્હૈસુર, વરાડ અને પશ્ચિમમાં સૌરાષ્ટ્ર પણ તેની સત્તા નીચે હતાં.

સિકંદરના મરણ પછી તેના સરદાર **સેલ્યુકસ નિકેટરે** હિંદુસ્તાન ઉપર ચઢાઈ કરી. ચંદ્રગુપ્તે તેને હરાવ્યો. સેલ્યુકસે છેવટે તેની સાથે સુલેહ કરી, ઈ.સ. પૂર્વે ૩૦૩. આ સલાહથી, પંજાબ, સિંધ, અફઘાનિસ્તાન અને બલુચીસ્તાન સુધીનો પ્રદેશ ચંદ્રગુપ્તને મળ્યો; તથા સેલ્યુકસે પોતાની કુંવરી ચંદ્રગુપ્ત સાથે પરણાવી, અને **મેગેસ્થિનિસ** નામે ગ્રીક એલચીને પાટલીપુત્રમાં મોકલ્યો.

**ચંદ્રગુપ્તના રાજ્યનો વિસ્તાર** ઉત્તરે હિંદુકુશ પર્વતથી નર્મદા સુધી અને પશ્ચિમમાં બલુચિસ્તાનથી પૂર્વમાં બંગાળા સુધીનો હતો. હિંદુસ્તાનના ઈતિહાસમાં, આટલું રાજ્ય મેળવનાર અને ચક્રવર્તી રાજ્ય સ્થાપનાર ચંદ્રગુપ્ત પહેલો રાજા હતો.

**ચંદ્રગુપ્તની રાજ્યવ્યવસ્થા** ઘણી ઉત્તમ હતી. તેણે રાજ્યના પ્રાંતો પાડી તેની ઉપર સુબા નીમ્યા હતા. ખેડુતો પાસેથી ઉપજનો $\frac{1}{4}$ ભાગ કર તરીકે લેવામાં આવતો. રાજ્યના તમામ અધિકારીઓ પોતાની ફરજ બરાબર બજાવતા. દરેકને સરખો ન્યાય મળતો.

રાજધાનીનું શહેર નવ માઈલ લાંબું અને બે માઈલ પહોળું હતું. તેની આસપાસ ફરતો મોટો કોટ હતો. તેને ૬૪ દરવાજા હતા. કોટને ફરતી ઉંડી ખાઈ હતી. શહેરની અંદર વ્યવસ્થા માટે ૩૦ સભાસદોનું એકમંડળ નીમેલું હતું. તે મંડળ (૧) લોકોની સુખાકારી (૨) પરદેશીઓની સલામતી, (૩) કળાકૌશલ્ય અને ઉદ્યોગ, (૪) દેશમાં બનતા માલ અને (૫) ખેડુતના કર સંબંધી દેખરેખ રાખતું.

ચંદ્રગુપ્તની લશ્કરી વ્યવસ્થા પણ ઉત્તમ હતી. તેની પાસે

૬ લાખ પાયદળ, ચાલીસ લાખ ઘોડેસ્વાર અને નવ હજાર હાથીનું જબરૂં લશ્કર હતું. વળી નૌકાસૈન્ય પણ રાખ્યું હતું.

**મેગેસ્થિનિસે** તે સમયના હિંદની સ્થિતિનાં ખૂબ વખાણ કર્યા છે. તે જણાવે છે કે "લોકો સાદા, કરકસરીઆ, બહાદુર અને સુખી હતા. સ્ત્રીઓ સદાચરણી અને પવિત્ર હતી. લોકો વિશ્વાસુ અને ચોરોનો ભય ન હોવાથી બારણે તાળું પણ વાસતા નહિ. ગુનેગારો ને સખત શિક્ષા થતી. રાજ્યની રૈયત ઘણી સુખી હતી. ચંદ્રગુપ્ત ઘણો બળવાન અને ડાહ્યો રાજા હતો અને સખ્તાઈથી અમલ ચલાવતો હતો. રાજ્યના રસ્તાઓ સારા હતા, વાવ, કુવા ખોદાતા. પરદેશો સાથે વેપાર સારો ચાલતો. ગામડાંનો વહીવટ ગ્રામપંચાયતના હાથમાં હતો. દરેક ગામમા બધાજ ધંધા કરનારા લોકો રહેતા હતા."

ચંદ્રગુપ્તનો રાજ્ય વિસ્તાર, ઉત્તમ રાજ્ય વ્યવસ્થા અને લોક હિતનાં કર્યો જોતાં, તે સમયનો તેને ઉત્તમ રાજ્યકર્તા ગણી શકાય. ૨૪ વર્ષ રાજ્ય કરી તે. ઇ. સ. પૂર્વે ૨૯૭માં મરણ પામ્યો.

## ૨. બિંદુસાર

ઇ. સ. પૂર્વે ૨૯૮થી ઇ. સ. પૂર્વે ૨૭૩.

ચંદ્રગુપ્ત પછી તેનો પુત્ર બિંદુસાર ગાદિએ આવ્યો. તેણે પચીસ વરસ રાજ્ય કરી દેશમાં સુલેહ શાંતી જાળવી. તેણે દક્ષિણનો પ્રદેશ જીત્યો હતો.

## ૩. મહારાજા પ્રિયદર્શી અશોક

ઈ. સ. પૂર્વે ૨૭૨–૨૩૨.

બિંદુસાર પછી તેનો પુત્ર અશોક ગાદીએ આવ્યો. તેણે રાજ્યવ્યવસ્થા દૃઢ કર્યા પછી કૃષ્ણા અને મહા નદિના મુખ વચ્ચેનો **કલિંગ દેશ** જીતવા ચઢાઈ કરી. લડાઈ ત્રણ વરસ ચાલી. યુદ્ધમાં લાખો માણસો ઘવાયા, મરાયા અને દુઃખી થયા. લડાઈના મેદાનમાં મડદાંના ઢગલા જોઈ

અશોકનું હૃદય પીગળી ગયું. તેની આંખમાંથી આંસુની ધારા વહેવા લાગી. ત્યાર પછી માણસોનો સંહાર કરી સામ્રાજ્યમાં વધારો કરવાની તેની ભાવના નષ્ટ થઈ. તેનો સ્વભાવ છેક બદલાઈ ગયો; અને લડાઈ ન કરવાની તેણે દૃઢ પ્રતિજ્ઞા લીધી. તે પછી બૌદ્ધ સાધુ **ઉપગુપ્તના** ઉપદેશથી તેણે બૌધ ધર્મ સ્વીકાર્યો; અને તેને રાજ્ય ધર્મ તરીકે જાહેર કર્યો.

બૌધધર્મ અંગીકાર કર્યા પછી તે ધર્મના પ્રચાર માટે તેણે દેશ પરદેશમાં ધર્મપ્રચારકોને મોકલ્યા. પોતાના પુત્ર મહેન્દ્રને તથા પુત્રી સંઘમિત્રાને સિલોનમાં મોકલ્યાં. બૌદ્ધધર્મના નિયમો ઘડી કાઢવા માટે તેણે મોટી **ધર્મસભા** પાટલીપુત્રમાં બોલાવી. બુદ્ધનાં સઘળાં વચનો એકઠાં કરી પાલી ભાષામાં લખાવ્યાં. એ રીતે તેણે ધર્મનો પ્રચાર કર્યો.

રાજ્યની પ્રજા નીતિ નિયમો અને ધાર્મિક બોધ વચનો વાંચે, વિચારે અને નીતિને માર્ગે દોરાય, તે માટે અશોકે દેશના જુદા જુદા ભાગોમાં ત્રીસેક શિલાલેખો કોતરાવી ઉભા કરાવ્યા હતા. તેમાંનો એક આપણા ગુજરાતમાં ગિરનાર પર્વતની તળેટીમાં હજુ મોજુદ છે. શિલાલેખો વાંચતાં અશોકની મહત્તા, તેની ધર્મ ભાવના અને તે સમયની સંસ્કૃતિનો ખ્યાલ આવે છે. તેવા લેખો વડેજ તે અમર બન્યો છે.

અશોક બૌદ્ધધર્મી હતો, તોપણ બ્રાહ્મણો અને જૈન સાધુઓ પ્રત્યે પૂજ્ય ભાવથી વર્તતો. તેણે લોકોના ભલા માટે વાવ, કુવા અને તળાવો બંધાવ્યાં, મુસાફરો માટે ધર્મશાળાઓ બંધાવી. રસ્તાઓ સુધારી તે પર ઝાડો રોપાવ્યાં. મનુષ્યો માટે તેમજ મુંગા પ્રાણીઓ સારૂ દવાખાનાં બંધાવ્યાં. તે રાજ્યની સઘળી મિલ્કતનો ઉપયોગ માત્ર લોકોના કલ્યાણ માટે કરતો.

તેનો રાજ્ય વિસ્તાર ઘણો હતો, તેણે સામ્રાજ્યના ચાર પ્રાંતો પાડયા હતા. દરેક પ્રાંતમાં સુબો નીમવામાં આવતો. જુદાં જુદાં ખાતાં

પર મોટા અમલદારો નીમ્યા હતા. અમલદારો રાજ્યની પ્રજા પર જુલ્મ ગુજારે નહિ તે માટે તે જાતે તપાસ રાખતો. તે આખો દિવસ રાજ્ય કાર્ય કરતો. ચાલીસ વર્ષ રાજ્ય કર્યા પછી અશોક મરણ પામ્યો ઈ. સ. પૂ. ૨૩૨.

જગતમાં ઘણા રાજાઓ થઈ ગયા છે અને થશે. પરંતુ પ્રજા હિતનાં કાર્ય કરનાર, પ્રાણીમાત્ર તરફ દયા ધર્મથી વર્તનાર અને ધર્મરાજ્ય સ્થાપનાર અશોક જેવો બીજો કોઈ રાજા દુનિઆના ઈતિહાસમાં મળવો દુર્લભ છે.

અશોક પછી તેના વંશજો નબળા નીકળ્યા. રાજ્યના સરદારો સ્વતંત્ર થઈ ગયા. છેલ્લા રાજા બૃહદ્રથને તેના સેનાપતિ **પુષ્યમિત્રે** મારી મગધની ગાદી લઈ લીધી. ઈ. સ. પૂર્વે ૧૮૫.

## પ્રશ્નો

(૧) ચંદ્રગુપ્ત મૌર્યે મગધમાં મૌર્ય રાજ્ય કેવી રીતે સ્થાપ્યું ?

(૨) અશોકના જીવનમાં ફેરફાર કરનારો કયો બનાવ બન્યો ?

(૩) નીચેના વિષે ટુંક નોંધ લખો :

**अ.** સિકંદરની હિંદ ઉપરની સ્વારી, અને તેનાં પરિણામો.

**ब.** અશોકની ધર્મભાવના અને શિલાલેખો.

**क.** મેગેસ્થિનિસે જોયેલું હિંદ.

**ड.** સેલ્યુકસની ચઢાઈ.

(૪) ચંદ્રગુપ્ત મૌર્યની રાજ્યપદ્ધતિ વિષે શું જાણો છો ?

## યાદ રાખવા જેટલા કેટલાક બનાવો

(૧) મહાન સિકંદરની હિંદ ઉપર સ્વારી, ...ઇ. સ. પૂર્વે ૩૨૭
(૨) સેલ્યુકસને ચંદ્રગુપ્તે હરાવ્યો, ... ...ઈ. સ. પૂર્વે ૩૦૫
(૩) ચંદ્રગુપ્ત મૌર્યનું મરણ,... ... ...ઈ. સ. પૂર્વે ૨૯૭
(૪) મહાન અશોક ગાદીએ બેઠો, ... ...ઈ. સ. પૂર્વે ૨૭૨
(૫) પાટલીપુત્રમાં અશોક ધર્મસભા ભરી, ...ઈ. સ. પૂર્વે ૨૪૪

# ૬. મૌર્ય વંશની પડતી પછીના રાજાઓ

## શુંગ, કણ્વ, અને આંધ્ર વંશો.

**૧. શુંગવંશઃ** ઈ. સ. પૂર્વે ૧૮૫–૭૩

મૌર્યવંશના છેલ્લા રાજા બ્રહદ્રથને મારી પુષ્યમિત્ર ગાદીએ બેઠો. તેના વંશજો **શુંગ** વંશના કહેવાયા.

આ સમયે ગ્રીક સરદાર **મીનેન્દર** ચઢી આવ્યો, તેને પુષ્પમિત્રે હરાવ્યો હતો.

શુંગવંશના રાજાઓ હિંદુધર્મ પાળતા, તેઓ સૂર્યના ઉપાસક હતા. પુષ્યમિત્રે **અશ્વમેધ** યજ્ઞ કર્યો હતો. આ યજ્ઞના આચાર્ય યોગશાસ્ત્રના કર્તા **પતંજલિ** મુનિ હતા.

પુષ્યમિત્રનો પુત્ર **અગ્નિમિત્ર** મહા વિદ્વાન અને પરાક્રમી હતો. મહાકવિ કાલિદાસે તેના નામનું 'માલવિકાગ્નિમિત્ર' નામે નાટક રચ્યું છે, તેમાં તે સમયની હિંદની સ્થિતિનું આબેહુબ વર્ણન આવે છે.

શુંગવંશના છેલ્લા રાજા **દેવભૂતિ**ને તેના પ્રધાન **વાસુદેવે** મારી નંખાવી પોતે ગાદીએ બેઠો. શુંગવંશ ૧૧૨ વર્ષ ચાલ્યો.

**૨. કણ્વવંશઃ** ઈ. સ. પૂર્વે ૭૨–૨૮

વાસુદેવ કણ્વવંશનો, બ્રાહ્મણ રાજ્યકર્ત્તા હતો. એ વંશના રાજ્યકર્તાઓ નબળા હોવાથી તે વંશ ઝાઝો ટક્યો નહિ. આ વંશના છેલ્લા રાજાને આંધ્રવંશના રાજાએ માર્યો, ઈ. સ. પૂર્વે ૨૮.

આ વંશની પડતી વખતે હિંદના પશ્ચિમ ભાગમાં શક અને કુશાન લોકોએ પોતાનાં રાજ્યો સ્થાપ્યાં હતાં, જેની હકીકત આગળ ઉપર જોઈશું.

**૩ આંધ્રવંશઃ** ઈ. સ. પૂર્વે ૨૨૦ થી ઈ. સ. ૨૨૫.

અશોકના મરણ પછી થોડાજ સમયમાં આ વંશની સ્થાપના થઈ હતી. આ વંશનો સવિસ્તર ઈતિહાસ મળી આવતો નથી.

તેઓ આર્ય જાતના હતા. મહા અને ગોદાવરી નદીના પ્રદેશમાં તેમનો અમલ હતો. તેમની રાજધાની કૃષ્ણા નદીને કિનારે **ધાન્ય-કટક**માં હતી.

આ વંશમાં **શાલિવાહન** નામે પ્રતાપી રાજા થઈ ગયો. તેણે શક કે સિથિયન લોકોને હરાવ્યા હતા. તે ઉપરથી વિજયચિન્હ તરીકે **'શાલિવાહન શક'** શરૂ થયો છે. મહારાષ્ટ્રમાં અદ્યાપિપર્યંત તે ચાલુ છે ઈ. સ. ૭૮.

**પુલમાયી** નામે પરાક્રમી રાજા પણ આંધ્રવંશનો હતો. તે રાજા **રૂદ્રદામન**ની પુત્રી સાથે પરણ્યો હતો, ઈ. સ. ૧૫૫.

આંધ્રવંશના રાજાઓએ પાંચસેં વરસ રાજ્ય કર્યું. તેઓ બ્રાહ્મણ હતા, તેથી હિંદુ ધર્મ પાળતા. તેમણે બૌદ્ધધર્મને પણ ઉત્તેજન આપ્યું હતું. તે સમયમાં વિદ્યાકળા, ચિત્રકળા અને શિલ્પવિદ્યાની વૃદ્ધિ થઈ. લોકો સુખી હતા. વેપાર સારો ચાલતો.

આંધ્રવંશના રાજાઓ પાસેથી ગુપ્તવંશના **ચંદ્રગુપ્તે** રાજ્ય લઈ લીધું. ઈ. સ. ૩૨૦.

ગુપ્તવંશનો ઈતિહાસ જાણત્તાં પહેલાં આપણે વચગાળાના સમયમાં હિંદ ઉપર ચઢી આવેલાં કેટલાંક પરદેશી ટોળાંઓનો ઈતિહાસ જોઈશું.

## ૭. કેટલીક પરદેશી ચઢાઈઓ

### ૧. ગ્રીક સરદાર મીનેન્દર

મગધની ગાદીએ શુંગવંશનો પુષ્યમિત્ર રાજા હતો, ત્યારે યુક્રેડાઈટિસ વંશનો ગ્રીક સરદાર મીનેન્દર હિંદ ઉપર ચઢી આવ્યો હતો, તે તમે વાંચી ગયા છો.

આ સરદારે અફઘાનિસ્તાન, પંજાબ, સિંધ અને સૌરાષ્ટ્ર સુધીનો પ્રદેશ જીત્યો હતો. મીનેન્દર બૌદ્ધધર્મી હતો, તેણે તે ધર્મને

સારું ઉત્તેજન આપ્યું હતું, એમ '**મિલિન્દના પ્રશ્નો**' એ નામના તેના બૌદ્ધધર્મના પુસ્તક પરથી જણાય છે.

**શક કે સિથિઅનો: રાજા રૂદ્રદામન** ઈ. સ. ૧૪૫.

આ લોકો મધ્ય એશિઆના રહેવાસી હતા. તેઓ સિથિઅનો કહેવાતા. ઈ. સ. પૂર્વે ૧૫૦ ના અરસામાં આ લોકોની ટોળીઓ હિંદના વાયવ્ય ખૂણામાં આવીને વસી. આ લોકોએ તક્ષશિલા, મથુરા અને સૌરાષ્ટ્રમાં રાજ્યો સ્થાપી **ક્ષત્રપ** કે **મહાક્ષત્રપ**નો ઇલ્કાબ ધારણ કર્યો.

ક્ષત્રપ વંશમાં **રૂદ્રદામન** નામે બળવાન રાજા થયો. તેણે સૌરાષ્ટ્ર અને કોંકણમાં પોતાની સત્તા જમાવી હતી. તેણે જુનાગઢનું સુદર્શન તળાવ સમરાવ્યું હતું. તેની રાજધાની **ઉજ્જન**માં હતી. આંધ્રવંશનો પુલમાયી રાજા તેની કુંવરી સાથે પરણ્યો હતો, તે તમે જાણો છો.

શક લોકો હિંદમાં ચાલતા બૌદ્ધધર્મમાં દાખલ થયા અને હિંદના વતની બનીને રહ્યા.

ક્ષત્રપ રાજાઓને હરાવી ગુપ્તવંશના રાજાઓએ તેમની સત્તાનો અંત આણ્યો.

**૩. કુશાન વંશ: મહારાજા કનિષ્ક** ઈ. સ. ૭૮-૧૨૦

શુંગ અને કણ્વ વંશની પડતી સમયે મધ્ય એશિઆમાંથી યુએચી લોકો હિંદમાં આવ્યા હતા. તેઓ કુશાનો તરીકે ઓળખાતા.

આ વંશમાં **કનિષ્ક** નામે પરાક્રમી રાજા થયો. તેણે કાશ્મીરથી નર્મદા નદી સુધી પોતાની સત્તા જમાવી હતી. તેની રાજધાની **પેશાવર**માં હતી.

તે બૌદ્ધધર્મી હતો. અશોકની જેમ તેણે કાશ્મીરમાં બૌદ્ધ સાધુઓની સભા ભરીને તે ધર્મનાં પુસ્તકોનું સંશોધન કરાવ્યું હતું.

તે સમયથી બૌદ્ધ ધર્મના **મહાયાન** અને **હીનયાન** એવા બે પંથો પડ્યા.

બૌદ્ધ ધર્મના પ્રચારક તરીકે તેની ખ્યાતિ રોમ, ચીન અને ઇરાન સુધી પ્રસરી હતી. તે બૌદ્ધધર્મી હતો, છતાં બ્રાહ્મણોને માન આપતો. **અશ્વઘોષ** અને **નાગાર્જુન** નામે પંડિતો તેના સમયમાં થયા હતા. ચરકસંહિતા નામે વૈદકનો ઉત્તમ ગ્રંથ લખનાર **ચરક** પણ આ સમયે થયા. **મનુસ્મૃતિ**નું પુસ્તક પણ આ સમયમાંજ રચાયેલું.

શિલ્પ અને સ્થાપત્યકળા ઉચ્ચ કોટિએ પહોંચી હતી, તેની નિશાની રૂપે ભોપાળ પાસે સાંચીનો સ્તુપ મોજુદ છે.

કનિષ્ક પછી **હુવિષ્ક** અને **વાસુદેવ** એ બે રાજાઓ થયા. આ રાજાઓ બ્રાહ્મણધર્મી બન્યા હતા, એમ તે સમયના સિક્કા ઉપરથી જણાય છે.

ધીમે ધીમે કુશાન રાજ્યની પડતી થઈ અને તેમનું રાજ્ય બીજા રાજાઓએ જીતી લીધું, ઇ. સ. ૧૫૦.

## પ્રશ્નો

(૧) શુંગ અને કણ્વવંશ વિષે શું જાણો છો ?

(૨) આંધ્ર સમયમાં દેશ આબાદ હતો—એ સમજાવો.

(૩) હિંદમાં કયાં કયાં પરદેશી ટોળાં આવ્યાં ?

(૪) નીચેની વ્યક્તિઓ વિષે ટુંક નોંધ લખો:

**अ.** મહારાજા કનિષ્ક **ब.** ક્ષત્રપરાજા રૂદ્રદામન. **क.** મિનેન્દર

## યાદ રાખવા જેવા કેટલાક બનાવો

(૧) હિંદ ઉપર શક કે સિથિઅનોની ચઢાઈઓ. ઇ. સ. પૂર્વે ૧૫૦

(૨) મહારાજા કનિષ્કે કાશ્મીરમાં બૌદ્ધ સભા બોલાવી:
હીનયાન અને મહાયાન બે ભાગ પડ્યા. ... ઇ. સ. ૪૦

(૩) 'શાલિવાહન શક' શરૂ થયો. ... ... ઇ. સ. ૭૮

(૪) કનિષ્કના રાજ્યનો અંત આવ્યો.... ... ઇ. સ. ૧૫૦

# ૮. ગુપ્ત સમ્રાટો : હિંદનો સુવર્ણયુગ.

[ઈ. સ. ૩૨૦ થી ૫૩૦]

**૧. ગુપ્તવંશની સ્થાપના: ચંદ્રગુપ્ત ૧ લો.** ઈ. સ. ૩૨૦–૩૩૦

કુશાન વંશની પડતી થયા પછી ઉત્તરહિંદમાં અરાજકતા વ્યાપી રહી. ઘણાં નાનાં રાજ્યો સ્થપાયાં. આ સ્થિતિમાં ચંદ્રગુપ્તે મગધ દેશ જીતી પાટલી પુત્રમાં **ગુપ્તવંશની** સ્થાપના કરી.

ચંદ્રગુપ્તનું લગ્ન લીચ્છવી ટોળીની રાજકન્યા **કુમારદેવી** સાથે થયું હતું. તે ટોળીની મદદથી તેણે રાજ્ય વિસ્તાર વધાર્યો અને ગુપ્ત રાજ્યનો પાયો મજબુત કર્યો. તે દશ વરસ રાજ્ય કરી ઈ. સ. ૩૩૦ માં મરણ પામ્યો.

**૨. સમ્રાટ્ સમુદ્રગુપ્ત:** ઈ. સ. ૩૩૦–૩૭૫

ચંદ્રગુપ્તે સ્થાપેલા રાજ્યનો વિસ્તાર અને વિખ્યાતિ સમુદ્રગુપ્તે ખૂબ વધાર્યાં. તેણે ઉત્તર હિંદ ફરીથી જીત્યું, તથા દક્ષિણમાં મહારાષ્ટ્ર અને ખાનદેશનાં રાજ્યો જીતી તે છેક કાવેરી નદી સુધી પહોંચ્યો.

તેના રાજ્યની હદ ઉત્તરે હિમાલયથી નર્મદા નદી સુધી અને પશ્ચિમે પંજાબથી પૂર્વે બ્રહ્મપુત્રા સુધી હતી. દક્ષિણનાં રાજ્યો ખાલસા ન કરતાં તાબેદાર બનાવી તેમની પાસેથી તે ખંડણી લેતો હતો.

તેના દિગ્વિજયને લીધે પરદેશી લેખકો તેને **હિંદનો નેપોલિયન** કહે છે. દિગ્વિજય કર્યાં પછી તેણે **અશ્વમેધ યજ્ઞ** કર્યો અને જીતમાં મેળવેલું સઘળું ધન બ્રાહ્મણોને દાન કર્યું.

તે હિંદુધર્મી હતો છતાં બીજા ધર્મીઓ સાથે ઉદારતાથી વર્તતો. વેદધર્મની ઉન્નતિ માટે તે પ્રયત્નો કરતો. સંગીત અને કાવ્ય કળાનો તેને ઘણો શોખ હતો. વિદ્યાનો પણ તે શોખીન હતો. બૌદ્ધ લેખક **વસુબન્ધુને** તેણે સારો આશરો આપ્યો હતો.

૪૫ વરસ રાજ્ય કરી તે મરણ પામ્યો, ઈ. સ. ૩૭૫.

**૩. ચંદ્રગુપ્ત બીજો યાને વિક્રમાદિત્ય** : ઈ. સ. ૩૭૫–૪૧૩

સમુદ્રગુપ્તના મરણ પછી ચંદ્રગુપ્ત બીજો ગાદીએ બેઠો. તેણે

માળવા અને **સૌરાષ્ટ્રના** ક્ષત્રિયોને હરાવી પિતાનું અધુરૂં કાર્ય પુરૂં કર્યું. તેના આ પરાક્રમથી તે **વિક્રમાદિત્ય–શૌર્યનો સૂર્ય**–કહેવાયો. ત્યારથી લોકો તેનો **વિક્રમ સંવત** ગણે છે.

ચંદ્રગુપ્ત વિદ્વાન રાજા હતો, તથા વિદ્વાનોને આશ્રય આપનારો હતો, તેની રાજધાની **ઉજ્જનમાં** હતી. તેના દરબારમાં મહાકવિ **કાલિદાસ, અમરસિંહ,** ક્ષપણક, **ધનવંતરી, વરરૂચી, વરાહમિહિર, ઘટકર્પર, શંકુ** અને **વૈતાળભટ્ટ** એ નવ પંડિતો રહેતા હતા. તે તેનાં નવ રત્નો કહેવાતાં.

**ફાહિયાન ચીનો મુસાફર** હતો. ચંદ્રગુપ્ત રાજાના સમયમાં તે હિંદમાં આવ્યો હતો. તેણે હિંદમાં જે જે જોયું તથા સાંભળ્યું તેનો અહેવાલ લખ્યો છે. હિંદમાં આવી તેણે બધાં મોટાં શહેરોની મુલાકાતો લીધી હતી. તે લખે છે કે: "લોકો સમૃદ્ધ અને સુખી હતા. રાજ્ય વ્યવસ્થા સારી હોવાથી લોકો નિર્ભયપણે મુસાફરી કરી શકતા. વેપાર રોજગાર સારો ચાલતો. દરેક મરજી મુજબ ધર્મ પાળી શકતા. ધર્મના ઝગડા નજરે પડતા ન હતા. માણસો અને પશુઓ માટે દવાખાનાં બંધાવેલાં હતાં. મુસાફરો માટે ધર્મશાળાઓ બાંધેલી હતી. લોકો જીવ હિંસા કરતા નહિ, દારૂ પીતા નહિ તથા ચાંડાળો સિવાય બીજા લસણુ અને ડુંગળી પણ ખાતા નહિ."

ગુપ્ત રાજાઓ બૌદ્ધધર્મી ન હતા, તો પણ બૌદ્ધ સાધુઓને રાજ તરફથી ખોરાક લુગડાં વગેરે મળતાં. ઉત્તર હિંદમાં બૌદ્ધધર્મનું જોર વિશેષ હતું, જો કે રાજાઓ હિંદુ ધર્મને ઉત્તેજન આપતા હતા.

### ૪. ગુપ્તવંશનો અંત

ચંદ્રગુપ્ત ઈ. સ. ૪૫૫ માં મરણ પામ્યો. તેના પછી **કુમારગુપ્ત** અને પછી **સ્કન્દગુપ્ત** થયો. સ્કંદગુપ્તના સમયમાં હુણ લોકોએ હિંદ ઉપર હુમલા શરૂ કર્યા. તેમના હુમલાથી ગુપ્તરાજાઓ નબળા પડ્યા અને સામ્રાજ્ય અસ્તવ્યસ્ત થઈ ગયું. આખરે ઈ. સ. ૬૦૬ માં આ વંશનો અંત આવ્યો.

## ૫. ગુપ્તવંશ : હિંદનો સુવર્ણયુગ

ગુપ્તવંશનો અમલ બસો વર્ષ ચાલ્યો. એ વંશના રાજાઓએ ગુપ્ત સામ્રાજ્ય સ્થાપ્યું. તેમના અમલમાં લોકો સમૃદ્ધ બન્યા. પરદેશો સાથે અને દેશમાં વેપારની વૃદ્ધિ થઈ.

વિદ્વાન રાજાઓના આશ્રયથી સંસ્કૃત ભાષા ઉચ્ચ કક્ષાએ પહોંચી. એ સમયમાં ગણિતશાસ્ત્ર, ખગોળશાસ્ત્ર અને શિલ્પવિદ્યાનો અભ્યાસ સારો ખીલ્યો.

દેશમાં શાંતિ હોવાથી હુન્નર ઉદ્યોગોની ખીલવણી થઈ વંશપરંપરાના ધંધા ખીલ્યા. સોય જેવી ઝીણી વસ્તુ બનતી. વણકરો બારીક કાપડ વણતા.

ગુપ્ત રાજ્યમાં દરેક રીતની દેશમાં પ્રગતિ થઈ.

## ૬. હુણ લોકોઃ મિહિરગુલ.

મધ્ય એશિઆમાંથી ચઢી આવનારા **સૌથી** છેલ્લા હુણ લોકો હતા. તેઓ સફેદ ચામડીના, ઉંચા, જોરાવર અને ક્રૂર હતા. આ લોકોના સરદાર **તોરમાણે** માળવા જીતી ગુપ્ત સત્તા તોડી. મગધનું રાજ્ય મેળવવા તેણે પ્રયત્ન કર્યો હતો.

તોરમાણ પછી તેનો પુત્ર **મિહિરગુલ** થયો. તે ક્રૂર અને ઘાતકી હતો. તેણે બૌદ્ધસ્તૂપો તોડી નાખ્યા. **યશોધર્મદેવ** નામે પરાક્રમી રાજાએ તેને મુલતાન પાસે હરાવ્યો. આથી મિહિરગુલ કાશ્મિર તરફ નાઠો. જે હુણો હિંદમાં રહ્યા તેઓ હિંદુ લોકો સાથે ભળી ગયા.

### પ્રશ્નો

(૧) ગુપ્તવંશની ઉત્પત્તિ અને ઉન્નતિ કોણે અને કેવી રીતે કરી?

(૨) સમ્રાટ્ સમુદ્રગુપ્તને 'હિંદનો નેપોલિઅન' કેમ કહેતા હશે?

(૩) ગુપ્ત રાજાઓના અમલને દેશની આબાદીનો યુગ કેમ કહે છે? કારણો આપો.

(૪) નીચેના વિષે ટુંક નોંધ લખોઃ

**अ**. વિક્રમાદિત્ય. **ब**. હુણ લોકો. **क**. વિક્રમસંવત. **ड**. ફાહિયાન.

### યાદ રાખવા જેવા કેટલાક બનાવો

(૧) ચંદ્રગુપ્ત બીજાએ માલવ સંવતને વિક્રમ સંવતનું નામ આપ્યું ... ... ... ઈ. સ. ૩૯૦
(૨) ફાહિયાને હિંદમાં પ્રવાસ કર્યો ... ... ઈ. સ. ૩૯૫

## ૯. કનોજનું મહારાજ્ય

### ૧. મહારાજા હર્ષવર્ધન શિલાદિત્ય: ઈ. સ. ૬૦૬–૬૪૭

ગુપ્તવંશની પડતીનો લાભ લઈ સ્થાનેશ્વરના સુબા **પ્રભાકરવર્ધને** સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. તેણે હુણો, માલવો અને ગુર્જરોને હરાવ્યા હતા.

પ્રભાકરવર્ધન પછી તેનો મોટો પુત્ર **રાજ્યવર્ધન** ગાદીએ આવ્યો. તેનું માલવનરેશના મિત્ર ગંગ નરેશે ખૂન કરવાથી રાજગાદી તેના નાનાભાઈ **હર્ષવર્ધનને** મળી.

**હર્ષવર્ધન** ગાદીએ બેઠો ત્યારે માત્ર સોળ વર્ષની ઉંમરનો હતો. પોતાના ભાઈનું વેર લીધા પછી તેણે હિંદમાં **ચક્રવર્તી રાજ્ય** સ્થાપવા પ્રયત્નો કર્યા.

હર્ષવર્ધને છ વરસમાં ગુજરાત, માળવા, કચ્છ વગેરે **પ્રદેશો** જીતી પંજાબ સિવાયના ઉત્તર હિંદમાં પોતાની આણ ફેરવી. હર્ષવર્ધન પ્રાચીન સમયનો છેલ્લો ચક્રવર્તી રાજા હતો.

દક્ષિણ હિંદમાં **પુલકેશીન** નામનો ચાલુકય વંશનો બળવાન રાજા રાજ્ય કરતો હતો. હર્ષવર્ધને દક્ષિણ જીતવા ચઢાઈ કરી, પરંતુ પુલકેશીને તેને નર્મદા નદીને કિનારે હરાવ્યો.

હર્ષવર્ધને **કનોજમાં** રાજધાની રાખી હતી. તેની રાજ્ય વ્યવસ્થા ઉત્તમ હતી. તે વરસના આઠ મહીના દેશમાં જાતે ફરતો અને પ્રજાના સુખદુ:ખની તપાસ કરતો. રાજ્યની મુખ્ય આવક જમીન મહેસુલની હતી. બીજા કરો ઓછા હતા. ગુનેગારોને સખત શિક્ષાઓ થતી.

હર્ષવર્ધન પ્રથમ શૈવધર્મી હતો, પરંતુ તેણે બૌદ્ધધર્મ સ્વીકાર્યો હતો; તોપણ બધા ધર્મો પ્રત્યે ઉદારતાથી વર્તતો. તેણે બૌદ્ધધર્મના ઘણા મઠો બંધાવ્યા. દર પાંચ વરસે મોટો ઉત્સવ ઉજવતો અને

રાજ્યનું સઘળું દ્રવ્ય દાન કરતો. તેની ધર્મભાવનાને લીધે લોકોમાં તે **આદિત્યશિલ** કહેવાયો.




હર્ષવર્ધન જાતે વિદ્વાન અને કવિ હતો. વિદ્વાનોનો આશ્રયદાતા હતો. જેથી વિદ્યાનો ઘણો ફેલાવો થયો. તેના દરબારમાં ઘણા નામાંકિત પંડિતો, કવિઓ, નાટ્યકારો અને ચિત્રકારો એકઠા થતા. હર્ષવર્ધને પોતે રચેલાં **રત્નાવલિ, પ્રિયદર્શિકા** અને **નાગાનંદ** નામે નાટકો હજીએ વંચાય છે. કાદમ્બરી અને હર્ષચરિતના લેખક કવિ **બાણભટ્ટ** તેના સમયમાં થઈ ગયા.

હર્ષવર્ધન પ્રાચીન હિંદનો છેલ્લો સમ્રાટ હતો.

**૨. હુએનસંગ : ચીનો મુસાફર** (ઇ. સ. ૬૨૯ થી ૬૪૫)

ફાહિયાન પછી ૨૩૦ વર્ષે તે હિંદમાં આવ્યો હતો. હિંદમાં પંદર વરસ રહીને તેણે જે નોંધ લખેલી તે ઉપરથી હિંદની સામા-

જિક અને રાજકિય સ્થિતિનો આપણને સારો ખ્યાલ આવે છે. તે કનોજ, પ્રયાગ અને બનારસ થઈ પવિત્ર ધામ **ગયા** ગયો. ત્યાંની નજીક **નાલંદ**ની વિદ્યાપીઠમાં પાંચ વરસ રહ્યો. એ વિદ્યાપીઠમાં ગણિતશાસ્ત્ર, આયુર્વેદ અને વેદનો ઉત્તમ અભ્યાસ કરાવવામાં આવતો.

હુએનસંગ લખે છે કે: "દેશમાં રાજ્યકર્તાઓનો અમલ સારો હતો. બૌદ્ધ, બ્રાહ્મણ અને જૈન ધર્મો ચાલુ હતા. તેમાં બ્રાહ્મણ ધર્મ પાળનારની સંખ્યા વિશેષ હતી. લોકોમાં ધાર્મિક ઝઘડા ન હતા. જ્ઞાતિબંધનો કડક થયાં હતાં. લોકો સુખી અને સંતોષી જણાતા. લીધેલી પ્રતિજ્ઞા અને આપેલાં વચનો પાળતા. વિદ્વાનોને ઘણું માન મળતું. ગુનાઓ ઓછા થતા તથા ગુનેગારોની પુરતી તપાસ પછી શિક્ષા કરવામાં આવતી. જમીનની ઉપજનો [૧] ભાગ કર તરીકે લેવાતો. રાજ્યના અમલદારો નિયમસર વર્તતા અને પ્રજાનું રક્ષણ કરતા."

## ૧૦. બૌધ ધર્મનો ક્ષય અને હિંદુ ધર્મનો પુનરુદ્ધાર

### હિંદની ધાર્મિક પરિસ્થિતિ

વેદ ધર્મના ફાંટા રૂપે બૌદ્ધ ધર્મ અને જૈન ધર્મનો આપણા દેશમાં પ્રચાર થયો હતો. મહારાજા અશોક, કનિષ્ક, અને હર્ષવર્ધનના પ્રયત્નથી હિંદમાં બૌદ્ધધર્મ પ્રચાર પામ્યો અને ટકી રહ્યો. હિંદમાં એક હજાર વર્ષ સુધી તે મૂખ્ય ધર્મ ગણાયો. તે દરમિયાન તેમાં પણ કેટલીક બુરાઈઓ દાખલ થવા પામી.

બૌદ્ધધર્મનાં મંદિરો બંધાયાં, મૂર્તિપૂજા શરૂ થઈ. મૂર્તિઓના ઠાઠમાઠથી વરઘોડા નીકળવા લાગ્યા. બૌદ્ધધર્મને મળતો રાજ્યાશ્રય બંધ થયો. તે ધર્મના ઉપદેશકો મઠો અને ગુફાઓમાં ભરાઈ રહ્યા અને ઉપદેશ અપાતો બંધ થયો. જ્ઞાતિબંધનો કડક થવાથી તે ધર્મ પાળનારા કમી થવા લાગ્યા. ઈ. સ. ૧૦૦૦ સુધીમાં તો તેનું નામ પણ ન રહ્યું.

હવે બ્રાહ્મણધર્મમાં શો સુધારો થયો તે આપણે જોઈએ. બ્રાહ્મણોએ અહિંસાના સિદ્ધાંતનો સ્વીકાર કર્યો. પ્રજા માટે ધાર્મિક ઉત્સવો ઉજવવા મૂર્તિપૂજા દાખલ કરી. **બ્રહ્મા, વિષ્ણુ** અને **શિવ** એ ત્રણ મોટા દેવો મનાયા. **રામ, કૃષ્ણ** એ બે અવતારી પુરુષો સાથે **બુદ્ધદેવ**ની પણ ગણતરી થઈ. બ્રાહ્મણધર્મને ઉત્તેજન આપનારા રાજાઓ મળ્યા. તથા બ્રાહ્મણધર્મના તે સમયના ઉપદેશકોએ દેશમાં ફરીને બૌદ્ધમતનું ખંડન કર્યું. પરિણામે બૌદ્ધધર્મનો છેક નાશ થયો અને બ્રાહ્મણધર્મનો પુનઃ ઉદય થયો.

બ્રાહ્મણધર્મનો પુનરુદ્ધાર કરનારા મહાપુરુષો સંબંધી આપણે ટુંક હકીકત જોઈશું.

## ૧. કુમારિલ ભટ્ટ

બ્રાહ્મણધર્મનો ઉદ્ધાર કરનાર પ્રથમ પુરુષ કુમારિલ ભટ્ટ હતા. તેમણે બૌદ્ધધર્મના સિદ્ધાંતનું ખંડન કરી વેદધર્મ ફરીથી સ્થાપ્યો. તેમણે વેદના કર્મમાર્ગનો ઉપદેશ કરી ઈશ્વરી પૂજા કરવાની મના કરી, તથા કર્મમાર્ગના સિદ્ધાંતો તરફ લક્ષ દોર્યું.

તેમનું અધુરૂં કાર્ય તેમના શિષ્ય જગદ્‌ગુરૂ શંકરાચાર્યે પુરૂં કર્યું.

## ૨. જગદ્‌ગુરૂ શંકરાચાર્ય

મલબાર પ્રાંતના કાલડી ગામમાં શ્રીમદ્ શંકરાચાર્યનો જન્મ થયો હતો, ઇ. સ. ૭૮૮. તેમણે અપાર શક્તિવડે નાની ઉંમરમાં સર્વ શાસ્ત્રોનો સંપૂર્ણ અભ્યાસ કર્યો.

તેમણે માતાની રજા મેળવી સંન્યસ્ત દીક્ષા લીધી. આ વખતે તેઓ સોળ વરસના હતા. તે પછી બ્રાહ્મણ ધર્મને સજીવન કરવા આખા દેશનું પર્યટન કર્યું.

તેઓ બદરીકાશ્રમ, કાશી વગેરે તીર્થધામોમાં ફરીને પ્રયાગ જઈ પહોંચ્યા. ત્યાં કુમારિલભટ્ટે તેમને જ્ઞાનમાર્ગનો પ્રચાર કરવાનો છેલ્લો ઉપદેશ આપ્યો.

**શ્રીમદ્ શંકરાચાર્યનો ઉપદેશ** નીચે મુજબ હતો :

(૧) પરમાત્મા–બ્રહ્મ સત્ય છે, જગત નાશવંત છે; અને આત્માજ પરમાત્મા છે.

(૨) પરમાત્માને ઓળખવા જ્ઞાન ખરૂં સાધન છે.

(૩) સત્યજ્ઞાન પ્રાપ્ત થતાં મોક્ષ મળે છે.



શંકરાચાર્ય

ઉપરનો ઉપદેશ આપી તેમણે બ્રાહ્મણધર્મને સજીવન કર્યો. તેની રક્ષા માટે ઉત્તરમાં **બદરીકાશ્રમ**માં, પશ્ચિમમાં **દ્વારકા**માં, દક્ષિણમાં **શૃંગિરિ**માં અને પૂર્વમાં **જગન્નાથપુરી**માં એમ ચાર મઠો સ્થાપ્યા.

શંકરાચાર્યે વિદ્વત્તા તથા વાદવિવાદ કરવાની શક્તિને લીધે હિંદના સઘળા પંડિતો ઉપર વિજય મેળવ્યો; તથા ઘણાની પાસે પોતાના સિદ્ધાંતો સ્વીકારાવ્યા. ઘણા પંડિતો તેમના શિષ્ય બન્યા. **મંડનમિશ્ર** તેમાં મુખ્ય હતા.

હાલના હિંદુધર્મની હયાતિ શ્રીમદ્ શંકરાચાર્ય અને તેમના શિષ્યોને આભારી છે.

## ૩. રામાનુજાચાર્ય

શંકરાચાર્યના સિદ્ધાંતોનું રહસ્ય સામાન્ય મનુષ્ય સમજી શકતા

નહિ તેથી ધાર્મિક શાંતિ મળતી નહિ. શંકરાચાર્ય પછી શુમારે બસેં વરસે એક મહાપુરુષનો જન્મ થયો. તે મહાપુરુષ **રામાનુજાચાર્ય.**

રામાનુજાચાર્યે બ્રાહ્મણધર્મ–નવિન હિંદુધર્મનો પ્રચાર સામાન્ય મનુષ્ય સમજી શકે તેવી વાણીમાં, બ્રાહ્મણથી ચાંડાળ સુધીના સર્વ લોકોને કર્યો. તેઓ વિષ્ણુના ભક્ત હતા.

ભક્તિથી મનુષ્ય પવિત્ર બને છે, અને મનુષ્યનાં કર્મો શુદ્ધ થાય છે, ત્યારે તેના ઉપર પ્રભુની કૃપા થાય છે અને મોક્ષ મળે છે. કેવળ જ્ઞાનથી મોક્ષ મળતો નથી. એવો તેમનો ઉપદેશ હતો. તેઓ ૧૨૦ વર્ષની ઉંમરે ઇ. સ. ૧૧૩૭માં દેવલોક પામ્યા.

એમના મતને **વિશિષ્ટ અદ્વૈત** કહે છે.

**૪. મધ્વાચાર્ય** નામે બીજા વૈષ્ણવ ધર્મગુરુ પણ આ સમયે થયા હતા. તેમનો મત **દ્વૈતવાદ** કહેવાય છે. વિષ્ણુ એજ મોટા દેવ છે, અને તેમની ભક્તિ કરવાથી મોક્ષ મળે છે એમ તેઓ કહેતા.

**૫. રામાનંદ** એ રામાનુજાચાર્યના મતના હતા. તેમણે જાતિ–ભેદ વિના સ્ત્રી પુરુષને મોક્ષનાં અધિકારી ગણ્યાં. નીચ કોમને પણ તેઓ ધર્મનો બોધ કરતા. તેમના અનુયાયીઓ રામાનંદી કહેવાય છે.

ઉપર જણાવેલા મહાપુરુષો સિવાય મહાત્મા **કબીર, શ્રી ચૈતન્ય મહાપ્રભુ, શ્રી વલ્લભાચાર્ય, શ્રી સહજાનંદ સ્વામી,** મહર્ષિ **દયાનંદ** સરસ્વતિ આદિ મહાન પુરુષોએ જુદે જુદે સમયે જન્મ લઈને સમય પ્રમાણે વર્તીને ધર્મનો બોધ કર્યો. પરિણામે હિંદુ ધર્મ અખંડ જ્યોત જેવો ઝળહળી રહ્યો છે. આપણા દેશમાં હિંદુ ધર્મ માનનારા ૨૨ કરોડ લોકો છે.

## પ્રશ્નો.

૧. હર્ષવર્ધનનું જીવન ચરિત્ર લખો. તેની ધર્મભાવના વિષે શું જાણો છો?

૨. હ્યુએનસંગ કોણ હતો? અહીં શા માટે આવ્યો હતો? તેણે શું જોયું?

૩. બૌદ્ધ ધર્મની પડતીનાં અને નવીન હિંદુધર્મની સ્થાપનાનાં કારણો લખો.

૪. નીચેની વ્યક્તિઓ વિષે ટુંક નોંધ લખોઃ
**अ.** શંકરાચાર્ય. **ब.** રામાનુજાચાર્ય. **क.** બાણભટ્ટ.

### યાદ રાખવા જેવા કેટલાક બનાવો

(૧) શ્રી હર્ષવર્ધન શિલાદિત્ય ગાદીએ આવ્યો. ઇ. સ. ૬૦૬
(૨) શ્રીમદ્ શંકરાચાર્યનો જન્મ. ... ...ઇ. સ. ૭૮૮
(૩) શ્રી. રામાનુજાચાર્યનો જન્મ. ... ...ઇ. સ. ૧૦૧૭

---

## ૧૧. રજપુત યુગ : હિંદનાં રજપુત રાજ્યો

[ઇ. સ. ૬૦૦ થી ૧૨૦૦]

### રજપુતો : તેમની ઉત્પત્તિ અને ખાસીયતો

આર્યોની વર્ણવ્યવસ્થામાં તમે વાંચી ગયા છો, કે શત્રુઓ સાથે યુદ્ધ કરી જાનમાલનું રક્ષણ કરવાનું તથા દેશમાં બંદોબસ્ત અને વ્યવસ્થા સાચવવાનું કામ કરનારો વર્ગ ક્ષત્રિય કહેવાયો. સમય જતાં આ ક્ષત્રિયો રજપુતોના નામથી ઓળખાયા. રજપુતો પોતાને રામ અને કૃષ્ણના વંશજો માને છે. પરંતુ તેઓમાં ઇ. સ.ના પાંચમા અને છટ્ઠા સૈકામાં આવેલા શક, કુશાન, હુણ અને ગુર્જરોનું મિશ્રણ થએલું છે.

રજપૂતો હિંદુધર્મી હતા. તેઓ શૂરવીર, સાહસિક અને સ્વદેશાભિમાની હતા. પોતાનું કુળાભિમાન અને વતન જાળવી રાખવામાં અભિમાન માનતા. તેઓ બહાદુર અને ઉદાર હતા, તેમને લડાઈનો ઘણો શોખ હોવાથી દરેક રજપુત નાનપણથીજ યુદ્ધકળામાં પ્રવીણ બનતો. દરેક રજપુત પોતાના સરદારને કે રાજાને વફાદારીથી વળગી રહેતો. તેઓ યુદ્ધમાં કદિ પાછી પાની કરતા નહિ.

રજપુત સ્ત્રીઓ પણ હિંમતવાન અને શૂરવીર હતી. તેઓ વીર પુરુષો સાથે લગ્ન કરતી. ઘણી રાજકુમારીઓ સ્વયંવર કરીને લગ્ન કરવાનું પસંદ કરતી. લડાઈના મેદાનમાં રજપુતો હારવાની અણી પર હોય ત્યારે રજપુત સ્ત્રીઓ જૌહર કરીને પ્રાણ ત્યાગ કરતી, પણ દુશ્મનોને હાથે પકડાતી નહિ.

## હર્ષવર્ધન પછીનો રજપુત યુગ

ચક્રવર્તી હર્ષવર્ધનના મરણ પછી એનું મહાન રાજ્ય નાશ પામ્યું; અને દેશમાં અનેક નાનાં રાજ્યો સ્થપાયાં. મુસલમાનોએ હિંદ જીત્યું ત્યાં સુધી, એ સઘળાં રાજ્યો પોતાની સ્વતંત્રતા સાચવી રહ્યાં. એ પાંચસો વરસના ગાળાને આપણે **રજપુત યુગ** કહીશું.

દેશમાં સ્થપાએલાં નાનાં રાજ્યોને એક છત્ર નીચે લાવનાર કોઈ સમર્થ રાજા ન હોવાથી કાળક્રમે તેઓ એકબીજા સાથે લડીને નબળા પડ્યા. તેમનામાં રાજ્યલોભ અને કન્યાલોભના ઝઘડા પેદા થયા. રજપુતો બળવાન અને બહાદુર લડવૈયા હોવા છતાં તેમનાથી હિંદમાં રજપુત સામ્રાજ્ય સ્થાપી શકાયું નહિ. તેમજ મુસલમાનોના હુમલા સામે એકત્ર થઈને હિંદનું રક્ષણ પણ કરી શકાયું નહિ.

રજપુતયુગમાં હિંદમાં નીચે મુજબનાં મુખ્ય રાજ્યો હતાં:

## (૧) માળવા

આ રાજ્ય સાતમા સૈકામાં હયાતીમાં આવ્યું હતું. વિક્રમાર્કના વંશ પછી નવમા સૈકામાં પરમાર રાજાઓ ત્યાં રાજ્ય કરતા હતા. તેમની રાજધાની ધારાનગરીમાં હતી. એ વંશના મહારાજા **મુંજ** અને **ભોજ** બંને વિદ્વાન હતા, અને વિદ્વાનોના આશ્રયદાતા હતા. એ બંનેની કીર્તિ અદ્યાપિ પર્યંત ગવાય છે.

એમની પછીના રાજા **નરવર્મા** અને **યશોવર્માને** ગુજરાતના સોલંકી રાજા સિદ્ધરાજે હરાવી માળવા જીતી લીધું હતું.

## (૨) ગુજરાત

શ્રી કૃષ્ણે વસાવેલી દ્વારકા નગરીના યાદવોના નાશ પછી સૌરાષ્ટ્ર ઉપર મૌર્યવંશનો અમલ શરૂ થયો. એ પછી ક્ષત્રપ, ગુપ્ત અને વલ્લભી રાજાઓએ રાજ્ય કર્યું, ઇ. સ. ૫૦૯.

વલ્લભીવંશના અમલમાં ગુજરાત સુખી અને સમૃદ્ધ બન્યું હતું. ઇ. સ. ૭૬૫માં એ વંશની પડતી થયા પછી પંચાસરનું રાજ્ય બળવાન બન્યું. ચાવડાવંશના વનરાજે અણહિલપુર પાટણ વસાવી ત્યાં નવી રાજગાદી કરી ઇ. સ. ૭૪૬.

ચાવડાવંશ પછી સોલંકી અને વાઘેલા રાજાઓએ પાટણની ગાદીએ બેસી અમલ ચલાવ્યો. વાઘેલાવંશના કરણઘેલા પાસેથી મુસલમાનોએ ગુજરાત જીતી લઈ રજપુત સત્તાનો અંત આણ્યો ઇ. સ. ૧૨૯૭.

## (૩) મેવાડ

આ રાજ્યની સ્થાપના **બાપારાવળે** ઇ. સ. ૭૨૮ના અરસામાં કરી હતી. એ વંશના રજપુતો રામચંદ્રજીના વંશના અને સિસોદીઆ તરીકે ઓળખાય છે. આ વંશમાં રાણો કુંભો, રાણો સંગ, રાણો પ્રતાપ અને રાણો રાજસીંગ વગેરે નામાંકિત રાજાઓ થઈ ગયા. અદ્યાપિ પર્યંત નિષ્કલંક અને કુળાભિમાન માટે રજપુતોમાં મેવાડના રાણાઓ સર્વશ્રેષ્ઠ મનાય છે.

## (૪) ઓઢિઆ

યયાતિ વંશના રજપુતોએ ત્યાં રાજ્ય સ્થાપ્યું હતું. તેમની રાજધાની ભુવનેશ્વરમાં હતી. આ રાજાઓએ બંધાવેલું ભુવનેશ્વરનું દહેરૂં પ્રાચીન સમયના સ્થાપત્ય અને કળા–કારીગરીના નમુના રૂપે અદ્યાપિ પર્યંત મોજુદ છે. બારમા સૈકા સુધી એ વંશના રાજાઓએ ત્યાં રાજ્ય કર્યું. તે પછી **ગંગવંશના** રાજાઓ થયા. એ રાજાઓ વિષ્ણુ ભક્ત હતા. એ વંશના **અનંતભીમદેવ** રાજાએ જગન્નાથપુરીમાં હાલનું મોટું મંદિર બંધાવ્યું.

**(૫) સિંધ**

હર્ષવર્ધનના સમયમાં સિંધમાં બૌદ્ધધર્મી રાજા રાજ્ય કરતો હતો. તેના પ્રધાન **ચચે** એ રાજ્ય પડાવી લીધું. ચચ બ્રાહ્મણ હતો. એના પુત્ર દાહીર ઉપર મહમદબીન કાસીમે ચઢાઈ કરી સિંધ દેશ તાબે કર્યો હતો, ઇ. સ. ૭૧૨.

**(૬) બીજાં નાનાં રજપુત રાજ્યો**

ઉપર ગણાવ્યાં તે સિવાય ઉત્તર હિંદમાં બીજાં નાનાં રાજ્યો હતાં. **દિલ્હી**માં તુંવારોનું, **કનોજ**માં પ્રતિહારોનું, **અજમેર**માં ચૌહાણોનું, **બંગાળ**માં પાલ અને સેન વંશના રજપુતોનું, અને **બુંદેલખંડ**માં ચંદેલ રજપુતોનું રાજ્ય હતું. **અફઘાનિસ્તાન** અને **કાશ્મિર**માં પણ રજપુતોનું રાજ્ય હતું.

આપણે અત્યાર સુધીમાં ઉત્તર હિંદનાં રાજ્યોનો ટુંક હેવાલ જાણ્યો. હવે વિંધ્યાચળની દક્ષિણે આવેલા **દક્ષિણ હિંદ**માં અને છેક **તામીલ** પ્રદેશમાં આવેલાં રાજ્યોની કંઈક માહિતી મેળવવી ઠીક પડશે.

**(૧) ચાલુક્ય**

છઠ્ઠા સૈકામાં આ રાજ્યની સ્થાપના થઈ હતી. એ વંશના **પુલકેશીન** રાજાએ ગુજરાત, માળવા અને ગોદાવરીથી કૃષ્ણા નદી સુધીનો પ્રદેશ જીતીને પોતાની સત્તા જમાવી હતી. એની રાજધાની **રાજમહેંદ્રી** નગરમાં હતી. તેણે હર્ષવર્ધનને નર્મદા નદીને કિનારે હરાવ્યો હતો. પુલકેશીનની કીર્તિ છેક ઇરાન સુધી પહોંચી હતી.

ચીના મુસાફર હ્યુ એન સંગે તેના રાજ્યનાં, પ્રજાનાં, અને તેની રાજનીતિનાં ઘણાં વખાણ કર્યાં હતાં.

સોએક વર્ષ પછી આ વંશની સત્તા રાષ્ટ્રકૂટોએ ઉખેડી નાંખી.

**(૨) રાષ્ટ્રકૂટો**

રાષ્ટ્રકૂટો ઉપરથી તે પ્રદેશનું નામ મહારાષ્ટ્ર પડ્યું. એ વંશના **કૃષ્ણ** નામે રાજાએ કૈલાસનું પ્રખ્યાત મંદિર ઇલોરાની ગુફામાં બંધાવ્યું હતું.

આ વંશના છેલ્લા રાજા પાસેથી કલ્યાણીના ચાલુક્યોએ રાજ્ય લઈ લીધું ઇ. સ. ૯૭૩.

### (૩) યાદવવંશ

પશ્ચિમના ચાલુકયોની પડતી પછી તે પ્રદેશ પર દેવગીરીના યાદવોનો અમલ શરૂ થયો. મલેક કાફુરે અને મહમદ તઘલખે દક્ષિણ-હિંદ ઉપર ચઢાઈ કરી યાદવોની સત્તા તોડી હતી.

### (૪) છેક દક્ષિણનાં રાજ્યો

હિંદના છેક દક્ષિણના તામીલ પ્રદેશમાં **પાંડય, ચૌલ, ચેરા,** અને **પલ્લવ** રાજ્યો પ્રખ્યાત હતાં. દક્ષિણની ભૂમિરચનાને લીધે આ રાજ્યો લાંબા સમય સુધી પોતાની સ્વતંત્રતા સાચવી રહ્યાં હતાં. તેમનો ઉત્તર હિંદ સાથે ઓછો સંબંધ હતો. પરંતુ પરદેશો સાથે વેપારી સંબંધ સારો હતો. ગ્રીસ અને રોમ સુધી તેમનો દરિઆઈ વેપાર ચાલતો. અહીંથી હાથીદાંત, સુખડ, તેજાના અને મોતી વગેરે ચીજો પરદેશ જતી અને બદલામાં સોનું અને જવાહીર હિંદમાં આવતાં.

મુસલમાનોની ચઢાઈની અસર તેમને ઘણી મોડી થઈ; તેથી હિંદુ ધર્મ અને હિંદુ સંસ્કૃતિને ઘણું પોષણ અને રક્ષણ મળ્યું. સમય જતાં આ રાજ્યો પણ ક્રમે ક્રમે નાશ પામ્યાં.

## પ્રશ્નો

૧. રજપુત એટલે શું? તેઓની ખાસિયત જણાવો. યુદ્ધ સંબંધી તેમના વિચારો કેવા હતા? રજપુતોએ પોતાનાં રાજ્ય શા કારણથી ખોયાં તે જણાવો.

૨. મુસલમાનોની ચઢાઈ સમયે હિંદમાં કયાં કયાં મુખ્ય રાજ્યો હતાં? તેમના વિષે શું જાણો છો?

૩. છેક દક્ષિણનાં તામિલ રાજ્યો વિષે તમે શું જાણો છો? ત્યાંની કુદરતી રચનાથી તે રાજ્યોને શું લાભો થયા?

## યાદ રાખવા જેવા કેટલાક બનાવો

(૧) વનરાજ ચાવડાએ અણહીલપુર પાટણ વસાવ્યું...ઇ. સ. ૭૪૬

(૨) ગુજરાતમાં મુસલમાની અમલની શરૂઆત ...ઇ. સ. ૧૨૯૭

# વિભાગ ૨જો

# મધ્યકાળનું હિંદુસ્તાન

(૧) ઇસ્લામ ધર્મની સ્થાપના ...ઇ. સ. ૬૨૨

(૨) હિંદપર મુસલમાનોની સ્વારીઓ...ઇ. સ. ૭૧૨–૧૧૯૪

(૩) હિંદમાં અફઘાન કે પઠાણ રાજ્યો...ઇ. સ. ૧૨૦૬–૧૫૨૬

(૪) મોગલ સલ્તનત ... ...ઇ. સ. ૧૫૨૬–૧૮૫૭

(૫) મરાઠા સામ્રાજ્ય ... ...ઇ. સ. ૧૬૭૪–૧૮૪૮

# ખંડ ૧લો

## ઇસ્લામ ધર્મની સ્થાપના અને પ્રચાર

### ૧. હઝરત મહંમદ પેગંબર અને ઇસ્લામ

આપણા દેશની પશ્ચિમે પંદરસો માઇલ દૂર **અરબસ્તાન** નામે દેશ છે. તે દેશમાં રહેનારા લોકો **આરબ** કહેવાય છે. તેરસો વરસ પહેલાં તે લોકો ટોળાબંધ ફરતા, લૂંટફાટ કરતા અને ભટકતી જીંદગી ગુજારતા. તેઓ ગુલામો પકડી તેમનો વેપાર કરતા. પુરુષો કરતાં સ્ત્રીઓની દશા તો વળી ઘણી ખરાબ હતી. સ્ત્રીઓનાં હરણો થતાં. પુરુષો ગમે તેટલી સ્ત્રીઓ પરણી શકતા.

અરબ લોકોમાં સંસ્કાર અને સંસ્કૃતિનું નામ નિશાન ન હતું. તેઓ મૂર્તિપૂજક હતા અને અસંખ્ય દેવદેવીઓની મૂર્તિઓ પૂજતા.

અરબોને સુધારનાર મહાપુરુષનો તે સમયે જન્મ થયો. તેમનું નામ **હઝરતમહંમદ** હતું.

#### હઝરતમહંમદ પેગંબર સાહેબ

એમનો જન્મ ઈ. સ. ૫૭૦ ના ઓગષ્ટ માસની ૨૯મી તારીખે મક્કા શહેરમાં થયો હતો. તેમનાં માતાપિતા તેમની નાની અવસ્થામાં મરણ પામ્યાથી તેમને ઉછેરવાનું કામ તેમના કાકા **અબુતાલીબે** કર્યું.

હઝરત મહંમદ નાનપણથી જ બુદ્ધિશાળી, પ્રમાણિક અને બાહોશ હતા. તેમના કાકા મોટા વેપારી હોવાથી મહંમદને સારો અનુભવ મળ્યો. તેમના પ્રમાણિક વર્તનથી લોકો તેમને ઈમાનદાર —અલઅમીન—કહેતા.

**ખદીજાબીબી** નામે એક શ્રીમંત વિધવાબાઈને ત્યાં મહંમદ નોકરીએ રહ્યા. પાછળથી આ બાઈએ મહંમદના ઉંચા ગુણો, અને

ધર્મનિષ્ઠાથી ખૂશ થઈ તેમની સાથે લગ્ન કર્યું. આ વખતે મહંમદ પચીસ વરસના અને ખદીજા ચાલીસ વરસનાં હતાં.

કમાયાની ચિંતા ન હોવાથી હવે મહંમદ પોતાનો ઘણો ખરો વખત ઈશ્વરબંદગી કરવામાં ગાળતા. એક વખતે પ્રભુના દૂત **જીબ્રાઈલે** તેમને પ્રભુનો સંદેશો જગતને પહોંચાડવાની પ્રેરણા કરી. તે દિવસથી હઝરત મહંમદ પેગંબર એટલે ખુદાનો સંદેશો પહોંચાડનાર બન્યા. **તેમનો ઉપદેશ** નીચે મુજબ હતો.

(૧) આ અદ્ભુત સૃષ્ટિનો માલિક સર્વશક્તિમાન એકજ ખુદા છે.

(૨) ખુદાની મૂર્તિ બનાવી શકાય નહિ, તેથી કોઈએ મૂર્તિપૂજા કરવી નહિ. પરંતુ પાક જીંદગી ગુજારી તેમની બંદગી કરવી.

(૩) પરમેશ્વરની રચેલી સૃષ્ટિમાં સર્વ મનુષ્યો સરખાં છે. તેની બંદગી કરનાર સર્વ ભાઈઓ છે. તેમનામાં ઉંચનીચના ભેદ હોવા ન જોઈએ, તેમજ હોઈ શકે પણ નહિ.

હઝરત મહંમદે પ્રવર્તાવેલો ધર્મ **ઈસ્લામ** કહેવાયો. ઈસ્લામ ધર્મ માનનાર દરેક મુસલમાન ઉપર ખાસ ચાર ફરજો નાખવામાં આવી.

(૧) ખુદાની બંદગી કરવી. (૨) ઉપવાસ—રોજા–રાખવા. (૩) દાન કરવું અને (૪) મક્કે હજ કરવા જવું.

હઝરત મહંમદના મૂર્તિપૂજા વિરુદ્ધના ઉપદેશથી ઝનુની અરબો તેમની સામે થયા; અને તેમને મારી નાખવાનું કાવતરૂં રચ્યું. આથી પેગંબર પોતાના કેટલાક અનુયાયીઓ સાથે **મદીના** નાસી ગયા, ઈ. સ. ૬૨૨. મુસલમાનો એ સાલથી **હિજરીસન** ગણે છે.

ધીમે ધીમે ઈસ્લામ ધર્મનો ખૂબ પ્રચાર થયો. તેમના અનુયાયીઓની સંખ્યા પ્રતિદિન વધવા લાગી. પેગંબર સાહેબે પોતાના શિષ્યોને ધર્મપ્રચાર કરવાનું ફરમાન કર્યું. આથી ધર્મઝનુન, કીર્તિલોભ અને સ્વર્ગ સુખની લાલસાએ અરબોએ ઈસ્લામીઓનું લશ્કર જમાવી પોતાનો ધર્મ બીજા દેશોમાં ફેલાવવાનો પ્રયત્ન કર્યો.

પેગંબર સાહેબ ઈ. સ. ૬૩૨ માં મરણ પામ્યા. પેગંબર સાહેબના ઉપદેશના પવિત્ર પુસ્તકનું નામ '**કુરાન**' છે. એ મુસલમાનોનો ધર્મગ્રંથ છે. પેગંબર સાહેબે કહેલા શબ્દોના સંગ્રહને '**હદીસ**' કહે છે. કાબાની મસ્જિદ પવિત્ર ગણાય છે અને દરેક મુસલમાન તે તરફ મોં રાખી નિમાજ પઢે છે.

પેગંબર સાહેબના દેહાંત થયા પછી સો વરસમાં મુસલમાનોએ ઈરાન, તુર્કસ્તાન, અફઘાનિસ્તાન અને મધ્ય એશિઆનો પ્રદેશ જીતી લીધો. આફ્રિકામાં ઇજિપ્ત અને મીસર જીત્યું. યુરોપમાં છેક કોન્સ્ટાંટીનોપલ અને જીબ્રાલ્ટર સુધી પહોંચી સ્પેન કબજે કર્યું; તથા તેમણે જીતેલા દરેક દેશોમાં ઇસ્લામ ધર્મનો પ્રચાર કર્યો.

## પ્રશ્નો

૧. હઝરત મહંમદ પેગંબરનું જીવનચરિત્ર લખો.

૨. ઈસ્લામધર્મનો મુખ્ય ઉપદેશ શો છે? એ ધર્મનો પ્રચાર જલ્દી થવામાં તમે શાં કારણ આપો છો?

૩. નીચેના વિષે તમે શું જાણો છો?

**अ.** હિજરીસન, **ब.** કુરાને શરીફ **क.** હદીસ.

## યાદરાખવા જેવા કેટલાક બનાવો

(૧) મક્કામાં હઝરત મહંમદ પેગંબરનો જન્મ ... ઇ. સ. ૫૭૦

(૨) મુસલમાનોની હિજરી સનની શરૂઆત ... ઇ. સ. ૬૨૨

# ખંડ ૨ જો

## ૨. હિંદ ઉપર મુસલમાનોની સ્વારીઓ

[ ઇ. સ. ૭૧૨ થી ૧૧૯૮ ]

આપણે જોયું તેમ ઇસ્લામ ધર્મનો પ્રચાર હિંદના વાયવ્ય ખૂણા સુધી થયો હતો પરંતુ હિંદુકુશ પર્વતને લીધે તેઓ હિંદમાં પેસતાં અટકી ગયા. જેથી હિંદ થોડા સમયને માટે તેમના હુમલાથી બચ્યું.

આ અરસામાં આપણો દેશ અનેક નાનાં રાજ્યોમાં વહેંચાઇ ગયો હતો. તેમનામાં એકતાનો અભાવ હોવાથી તેમના કુસંપનો લાભ મુસલમાનોએ લીધો અને છેવટે હિંદમાં પગપેસારો કરી શક્યા.

### ૧. સિંધ ઉપર ચઢાઇ: મહમદ બીન કાસીમ

સિંધ દેશમાં દાહીર નામે બ્રાહ્મણ રાજા રાજ્ય કરતો હતો. તેના સમયમાં સિંધુ નદીના મુખ આગળના દેવળ બંદરના ચાંચીઆઓએ એક અરબી વહાણ લૂટ્યું. ખલીફા વાલીદે એનું વેર વાળવા મહમદ બીન કાસીમ નામે સરદારને સિંધ જીતવા મોકલ્યો ઇ. સ. ૭૧૨.

કાસીમ દેવળ બંદર જીતી આગળ વધ્યો. એલોર પાસે દાહીર રાજા સાથે તેને ભારે યુદ્ધ થયું. યુદ્ધમાં દાહીર હાર્યો અને મરાયો. હિંદુ સ્ત્રીઓ ચિતા ખડકાવી બળી મુઇ.

સિંધમાં પ્રથમ મુસલમાનોની સત્તા સ્થપાઇ. આ સત્તા ઝાઝો વખત ટકી નહિ. સુમરા રજપુતોએ થોડા વખતમાં મુસલમાનોને સિંધમાંથી હાંકી મૂક્યા.

### ૨. સબક્તગીનની પંજાબપર ચઢાઇ

આઠમા સૈકાના મધ્યભાગ સુધી અફઘાનિસ્તાનમાં હિંદુ રાજાઓનું રાજ્ય હતું. મુસલમાનોએ એ દેશ જીતી ત્યાંના રહેવાસીઓને મુસલમાન બનાવ્યા: તે પછી તે પ્રદેશમાં ખલીફાનું રાજ્ય થયું.

ખલીફાની રાજ્યસત્તા વધવાથી તેમના દૂરના પ્રાંતોના સુબાઓ સ્વતંત્ર થવા લાગ્યા, અને તેમનાં અનેક રાજ્યો સ્થપાયાં.

**અલપ્તગીન** નામે તુર્ક સરદારે પોતાના પરાક્રમથી **ગીઝનીમાં** સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું, ઈ. સ. ૯૬૨. આ વંશના સુલતાનો ગીઝની વંશના કહેવાયા.

અલપ્તગીન પછી તેનો જમાઈ **સબક્તગીન** ગાદીએ આવ્યો.

સબક્તગીનનાં માણસો પંજાબમાં જઈ લુંટફાટ કરતાં હતાં, અને રૈયતને દુઃખ દેતાં હતાં. પંજાબમાં **જયપાળ** નામે હિંદુ રાજાનું રાજ્ય હતું. તેણે સબક્તગીન ઉપર ચઢાઈ કરી, પરંતુ તે હાર્યો અને દંડ આપવાનું કબુલ કરીને છૂટયો, ઇ. સ. ૯૮૮.

જયપાળે કબુલ કરેલો દંડ આપ્યો નહિ, તેથી સબક્તગીન પંજાબ ઉપર ચઢયો. આ સમયે જયપાળે આસપાસના ઘણા હિંદુ રાજાઓને મદદમાં બોલાવ્યા હતા. બંને વચ્ચે ભારે યુદ્ધ થયું. જયપાળ હાર્યો અને સબક્તગીન પુષ્કળ લૂટ લઈ તથા પેશાવરમાં થાણું બેસાડી ગીઝની ગયો, ઈ. સ. ૯૯૧.

સબક્તગીન ઈ. સ. ૯૯૭ માં મરણ પામ્યો, અને તેનો દાસી-પુત્ર મહમદ ગીઝનીની ગાદીએ બેઠો.

## ૩. મહમુદ ગીઝનીઃ મૂર્તિઓ ભાંગનાર

મહમુદ ઘણો બહાદુર અને મહત્વાકાંક્ષી હતો. આપણા દેશનો વેપારી માર્ગ ગીઝની પાસે થઈને જતો હતો. આપણા દેશથી માલ લઈને જતા વેપારીઓ પાસેથી હિંદની અઢળક દોલત અને વૈભવની વાતો મહમુદ સાંભળતો અને મોટો થયા પછી, તે દ્રવ્ય લૂટી લાવવાનાં સ્વપ્નાં રચતો.

સુલતાન પદ ધારણ કર્યા પછી મહમુદે દ્રવ્ય લોભથી, તથા ઇસ્લામ ધર્મનો પ્રચાર કરવાના ઇરાદાથી, નાની મોટી સત્તર સ્વારીઓ કરી. તેમાંની કેટલીક અગત્યની સ્વારીઓની વાત આપણે લઇશું.

**પંજાબના રાજા જયપાળ** ઉપર તેણે પ્રથમ સ્વારી કરી. આ વખતે પણ જયપાળ હાર્યો. આમ વારંવાર પોતાની નાલેશી થવાથી પોતાના પુત્ર આનંદપાળને ગાદી સોંપી, તે ચિતા ખડકાવી બળી મુઓ, ઇ. સ. ૧૦૦૧.

**આનંદપાળ** ઉપર મહમુદે સાત વરસ પછી ફરી ચઢાઈ કરી. આ પ્રસંગે આનંદપાળે ઉજ્જન, ગ્વાલિઅર, કનોજ, દિલ્હી અને અજમેર વગેરે રાજાઓને પોતાનાં સૈન્ય સાથે મદદ માટે બોલાવ્યા. કેટલાક પહાડી લોકો પણ પોતાનાં તીરકામઠાં સાથે મદદે આવ્યા. બંને લશ્કરો વચ્ચે ભારે યુદ્ધ થયું. પહાડી સૈનિકોએ મહમુદના સૈન્યમાં હાહાકાર વર્તાવ્યો. રજપુતો બહાદુરીપૂર્વક લડતા હતા. તેઓ જીતવાની તૈયારીમાં હતા, તે સમયે આનંદપાળના હાથીને તીર વાગવાથી તે હાથી ઉપરથી ઉતરી ઘોડાપર બેઠો. રજપુત સૈનિકોએ આનંદપાળ મરાયો જાણી નાસવા માંડયું. મુસલમાનો તેમની પાછળ પડયા અને ઘણા રજપુતોનો નાશ કર્યો. મહમુદ મહામુશ્કેલીએ જીત્યો. તે પછી મહમુદે **નગરકોટનું** પ્રાચીન દેવળ લૂંટયું. એ લૂંટમાં તેને ૭ લાખ સોનાના સીક્કા, વીસ મણ જવાહીર, બસોમણ સોનું, બે હજાર મણ રૂપું અને દાડમ જેવડા મોટા વજનદાર હીરાઓ મળ્યા હતા.

આનંદપાળના મરણ પછી તેના પુત્ર **ત્રિલોચનપાળને** પણ મહમુદે હરાવી નસાડયો. તેણે પંજાબનો ઘણો ભાગ પોતાની સત્તા નીચે લીધો. ત્યાર પછી મહમુદે **થાણેશ્વર, કનોજ** અને **કલિંજર** ઉપર ચઢાઈ કરી, તે જીત્યાં; અને મથુરા જઈ ૨૦ દિવસ સુધી ત્યાંનાં સુંદર દહેરાંનો નાશ કરી પુષ્કળ દ્રવ્ય લૂંટી ગયો, ઇ. સ. ૧૦૧૭.

ગીઝની જઈ મહમુદે મોટી સભા ભરી, અને હિંદમાંથી લૂટી આણેલું જવાહીર, તથા બીજી કીંમતી ચીજો લોકોને બતાવી. તેમાંથી ઘણી ચીજો અમીર ઉમરાવોને તેણે બક્ષિસ આપી.

મહમુદની સૌથી અગત્યની અને છેલ્લી સ્વારી **સોમનાથ** ઉપરની ગણાય છે.

**સૌરાષ્ટ્રની દક્ષિણે** વેરાવળ બંદરથી ચાર માઈલ દૂર સોમનાથ મહાદેવનું પ્રખ્યાત દહેરૂં હતું. પ્રાચીનકાળથી ત્યાં અઢળક દોલત એકઠી થઈ હતી. મંદિરમાં પાંચ હાથ ઉંચી, ત્રણ હાથ પહોળી અને બે હાથ ઉંડી મહાદેવની અલૌકિક મૂર્તિ હતી. મૂર્તિને નવરાવવા માટે દરરોજ કાવડ ઉપર ગંગાજળ લાવવામા આવતું હતું. મંદિરને ૫૬ થાંભલા હતા. તેમાં અદભૂત કોતરકામ કરવામાં આવ્યું હતું. તેના દરવાજાને સુખડનાં કારીગરીવાળાં કીમતી બારણાં હતાં.

સોમનાથનું દહેરૂં લૂંટવા માટે મહમુદ મોટું લશ્કર લઈ ગુજરાત પર ચઢી આવ્યો, ઇ. સ. ૧૦૨૪. ગુજરાતનો **રાજા ભીમદેવ** ગભરાઈને કંથકોટના કિલ્લામાં ભરાઈ ગયો.

પાટણથી મહમુદ સોમનાથ તરફ વધ્યો. રસ્તામાં તેની સામે કોઈ હલ્લો કરી શક્યું નહિ. સોમનાથનું રક્ષણ કરવા એકઠા થએલા લશ્કરે ત્રણ દિવસ સુધી બચાવ કર્યો, પણ તેમનો નાશ થયો, મહમુદ કિલ્લામાં પેઠો અને મંદિરમાં ગયો. મહાદેવની પવિત્ર મૂર્તિને બચાવવા માટે બ્રાહ્મણોએ ઘણા કાલાવાલા કર્યા; અને મૂર્તિના બદલામાં મોટી રકમ આપવા જણાવ્યું. મહમુદને મૂર્તિ વેચવા કરતાં ભાંગવાનું પસંદ હોવાથી તેણે મૂર્તિના ત્રણ કકડા કર્યા તથા મંદિરનું સઘળું દ્રવ્ય લૂંટી લીધું, ઇ. સ. ૧૦૨૪.

સોમનાથ લૂંટી મહમુદ કચ્છના રસ્તે થઈ ગીઝની ગયો.

હિંદની દોલતવડે મહમુદે ગીઝની શહેરને સુશોભિત બનાવ્યું. ત્યાં તેણે એક આરસપહાણની સુંદર મસ્જિદ બંધાવી તે **સ્વર્ગની કન્યા** એ ઉપનામથી ઓળખાતી હતી. તેણે ગીઝનીમાં એક વિશ્વ-વિદ્યાલય પણ સ્થાપ્યું હતું.

મહમુદ વિદ્યા અને કળાનો શોખીન હતો; પરંતુ દ્રવ્યનો લોભ અને ધાર્મિક ઝનુન એ બે મોટા દોષો તેનામાં હતા. **ફિરદોસી** કવિ પાસે **શાહનામા** નામે કાવ્ય રચાવી તેની મહેનત બદલ ૬૦,૦૦૦ સોના મહોરો આપતાં તેનો જીવ ચાલ્યો નહિ. જેથી

રૂપાદામ આપવા લાગ્યો. કવિએ તે રકમ ન લીધી, અને ઈરાન ચાલ્યો ગયો. પાછળથી મહમુદને પસ્તાવો થયો અને સોનામહોરોની થેલીઓ મોકલી આપી.

મહમુદની સ્વારીઓ રાજ્ય મેળવવા માટે ન હતી, પણ દ્રવ્ય માટેજ હતી. હિંદમાં આવીને તેણે અનેક દેવાલયો અને શહેરો લૂટયાં, મૂર્તિઓ ભાંગી. આથી ઉત્તર હિંદ પૈસેટકે ખાલી થયો. હિંદનાં અસંખ્ય સ્ત્રી પુરુષોને ગુલામ તરીકે પકડી જઈ તેમને દૂર દેશોમાં વેચ્યાં.

આ પરાક્રમી સુલતાન મરણ પથારીએ પડયો, ત્યારે તેણે ભેગું કરેલું સઘળું દ્રવ્ય પોતાની નજર આગળ મંગાવ્યું. એ બધું મૂકીને પોતાને જવું પડશે એ વિચારથી તે ઘણું રડયો. પણ કાળ કોઈને છોડતો નથી! તે ઇ. સ. ૧૦૩૦ માં મરણ પામ્યો.

તેના મરણ પછી તેની રાજ્ય વ્યવસ્થાની ખામીને લીધે તેના વંશનો ટુંક સમયમાં અંત આવ્યો. ઇ. સ. ૧૧૫૨.

## ૪. શાહબુદ્દીન ઘોરીની હિંદ પર સ્વારીઓ

ગીઝની વંશના સુલતાન **બહેરામ** ઉપર ઘોર પ્રાંતના સુલતાન **અલાઉદ્દીને** ચઢાઈ કરી સાત દિવસ સુધી શહેરને લૂટયું, બાળ્યું અને તેમાંનાં ભવ્ય મકાનોનો નાશ કર્યો ઇ. સ. ૧૧૫૦.



શાહબુદ્દીન

અલાઉદ્દીન ગીઝની વંશનો નાશ કરી ગીઝનીની ગાદીએ બેઠો. તે ઘોર પ્રાંતનો હોવાથી તેના વંશજો **ઘોરી** કહેવાયા. તેના મરણ પછી તેનો ભત્રીજો **ગ્યાસુદ્દીન** ગીઝનીની ગાદીએ આવ્યો. તેને **મહમુદ** નામે ભાઈ હતો. ઇતિહાસમાં તે **શાહબુદ્દીન** ઘોરીના નામથી જાણીતો છે. તે બહાદુર અને કુશળ લડવૈયો હોવાથી લડાઈનું કામકાજ કરતો હતો.

શાહબુદ્દીનની ઈચ્છા હિંદમાં ચઢાઈ કરવાની હતી, પણ તેને હિંદમાંથી દ્રવ્ય લૂંટવાની કે દેવળો તોડવાની મુદ્દલ ઈચ્છા ન હતી. હિંદનાં રાજ્યો જીતી તેના ઉપર અમલ ચલાવવાની તેની મુરાદ હતી. આ અભિલાષા પાર પાડવા તેણે હિંદ ઉપર એક પછી એક નવ સ્વારીઓ કરી.

શાહબુદ્દીન હિંદમાં પેઠો ત્યારે હિંદમાં મોટાં પાંચ રજપુત રાજ્યો હતાં.

(૧) **દિલ્હીમાં** અનંગપાળ તુંવારનું.
(૨) **અજમેરમાં** સોમેશ્વર ચૌહાણનું.
(૩) **ગુજરાતમાં** સોલંકી વંશના ભોળાભીમદેવનું.
(૪) **કનોજમાં** રાઠોડ વંશના જયચંદ્રનું, અને
(૫) **મેવાડમાં** સિસોદિઆ રાણા સમરસિંહનું રાજ્ય હતું.

આ સિવાય **આબુ, બંગાળા** અને **બિહારમાં** હિંદુ રાજ્યો હતાં. આ રાજ્યો સ્વતંત્ર હોઈ તેમને માંહેમાંહે કુસંપ હતો.

દિલ્હીના અનંગપાળને સંતાનમાં ફક્ત બેજ પુત્રીઓ હતી. એમાંની એક કનોજના રાજા **વિજયપાળ** રાઠોડ સાથે અને બીજી અજમેરના રાજા **સોમેશ્વર ચૌહાણ** સાથે પરણાવી હતી. કનોજ પરણાવેલી પુત્રીને **જયચંદ્ર** અને અજમેર પરણાવેલી પુત્રીને **પૃથ્વીરાજ** એ બે દૌહિત્રો અનંગપાળને થયા. પૃથ્વીરાજની બહાદુરી જોઈ અનંગપાળે દિલ્હીનું રાજ્ય તેને સોંપી દીધું. એ રીતે પૃથ્વીરાજને દિલ્હી અને અજમેર બે રાજ્યો મળ્યાં. જયચંદ્રને દિલ્હીના રાજ્યમાંથી કંઈ ભાગ ન મળ્યો તેથી તેને માઠું લાગ્યું અને પૃથ્વીરાજનો દુશ્મન બન્યો.



પૃથ્વીરાજ

જયચંદ્ર સાથે બીજી દુશ્મનાવટ એ થઈ, કે તેને **સંયુક્તા** નામે સુંદર કન્યા હતી. તેનો સ્વયંવર રચ્યો હતો. સંયુક્તા પૃથ્વીરાજને પરણવા ઈચ્છતી હતી, પણ જયચંદ્રે તેને આમંત્રણ આપ્યું નહિ. તથા તેનું અપમાન કરવા તેનું સોનાનું પુતળું બનાવી દ્વારપાળની જગાએ દરવાજે મૂકાવ્યું. સંયુક્તાની ઈચ્છા જાણ્યા પછી પૃથ્વીરાજ તેને સ્વયંવર વખતે ઘોડાપર બેસાડી હરણ કરી ગયો. આ બનાવથી બળતામાં ઘી હોમાયું અને જયચંદ્ર વધારે દ્વેષિલો બન્યો.

ગુજરાતના સોલંકી વંશના ભીમદેવે આબુના રાજા જેતસી પરમારની પુત્રી **ઈચ્છિન કુમારી**નું માગું કર્યું. તે કુંવરીનો વિવાહ પૃથ્વીરાજ સાથે થએલો હોવાથી તે માગણી પરમાર રાજા સ્વીકારી શક્યો નહિ. આ કુંવરી માટે ગુજરાત, આબુ, અજમેર અને દિલ્હીનાં રાજ્યો માંહોમાંહે લડયાં અને એકબીજાનાં દુસ્મન બન્યાં.

આમ જ્યારે હિંદનાં બળવાન રાજ્યો એક બીજાની સાથે કુસંપના વાદળથી ઘેરાએલાં હતાં; ત્યારે મહમૂદ ઘોરી હિંદમાં એક-ચક્રી રાજ્ય સ્થાપવાની પુરતી તૈયારીઓ કરી રહ્યો હતો.

પ્રથમ શાહબુદ્દીને વાયવ્ય સરહદનો પ્રાંત, સિંધ અને પંજાબ જીતી ખાલસા કર્યાં. ઈ. સ. ૧૧૭૮માં તે ગુજરાત ઉપર ચઢી આવ્યો, પણ ભોળા ભીમદેવે હરાવી તેને પાછો કાઢ્યો. અજમેરમાંથી સોમેશ્વર ચૌહાણે તેને હરાવ્યો હતો, તથા પૃથ્વીરાજે તેને થાણેશ્વરના મેદાનમાં જીવતદાન આપી છોડી મૂક્યો હતો ઈ. સ. ૧૧૯૧. હિંદમાં આવી વારંવાર હારવા છતાં તે હિંમત હાર્યો નહિ અને દિલ્હી જીતવાની તૈયારીઓ કરવા લાગ્યો.

સંયુક્તાનું હરણ કર્યા પછી પૃથ્વીરાજ બારેક માસ સુધી મોજ-શોખમાં પડયો, આ વખતે તેના કટ્ટા દુશ્મન જયચંદ્રે શાહબુદ્દીનને કાગળ લખી દિલ્હી જીતવાનું આમંત્રણ આપ્યું; તથા તેને પોતે

મદદ કરશે એમ પણ જણાવ્યું હતું. આ બાબતની પૃથ્વીરાજે કંઈ જ દરકાર રાખી નહિ.

શાહબુદ્દીન એક લાખ પચાસ હજાર માણસનું લશ્કર લઈ દિલ્હી જીતવા આવ્યો. પૃથ્વીરાજ મોટા સૈન્ય સાથે સામે ગયો. થાણેશ્વરના મેદાનમાં બંને વચ્ચે ભયંકર યુદ્ધ થયું. આ યુદ્ધમાં ચિતોડનો રાણો સમરસિંહ અને રાજ્યના મુખ્ય સરદારો મરાયા. પૃથ્વીરાજ કેદ પકડાયો. તેને ગિઝની લઈ જઈ ઘણી ઘાતકી રીતે માર્યો.

પૃથ્વીરાજ હાર્યાથી દિલ્હી મુસલમાનોના હાથમાં ગયું. તે દિલ્હીનો છેલ્લો રજપુત રાજા હતો. આ જીતથી મુસલમાનો હિંદમાં કાયમનો વસવાટ કરવા લલચાયા અને સ્થાયી મુકામ કરીને રહ્યા.

બીજે વરસે ઘોરી શાહે કનોજ ઉપર ચઢાઈ કરી. જયચંદ્ર બહાદુરીથી લડયો પણ હાર્યો; અને શરમીંદો બની જમના નદીમાં પડી મરણ પામ્યો. શાહબુદ્દીનના સરદારોએ બનારસ, અયોધ્યા, બિહાર અને બંગાળાનાં રાજ્યો જીત્યાં. બિહારના બૌદ્ધ મઠો તોડયા, નાલંદાની વિદ્યાપીઠનો નાશ કર્યો અને બૌદ્ધધર્મનાં પ્રાચીન પુસ્તકોને આગ લગાડી બાળી મૂકયાં.

તેના સરદાર કુતુબુદ્દીને બુંદેલખંડ, કાલિંજર ગ્વાલિયર અને ગુજરાતનાં રાજ્યો જીત્યાં અને લૂટયાં ઇ. સ. ૧૨૦૦.

હિંદના જીતેલા પ્રદેશ પર વિશ્વાસુ સુબા નીમી શાહબુદ્દીન પાછો ફર્યો. પરંતુ રસ્તામાં પંજાબના ગક્કર જાતના પહાડી લોકોએ તેને મારી નાખ્યો, ઇ. સ. ૧૨૦૬.

શાહબુદ્દીનની જીતથી હિંદમાં મુસલમાની રાજ્યની શરૂઆત થઈ. બલુચિસ્તાનથી બંગાળા સુધીના પ્રદેશમાં રાજ્ય કરતા રજપુતોને પોતાનું રહેઠાણ છોડીને મારવાડ અને અરવલ્લીના ડુંગરોની પૂર્વે વસવું પડયું. ત્યાં તેમણે નવાં રાજ્યો સ્થાપ્યાં. એ પ્રદેશ **રજપુતાના** નામે ઓળખાયો.

રજપુતો કુશળ લડવૈયા હતા. અંગબળમાં મુસલમાનો કરતાં ઉતરતા ન હતા. યુદ્ધમાં તેઓ પાછી પાની કદિ કરતા નહિ, તો-પણ તેઓ **હાર પામ્યા તેનાં કારણો** ઘણાં છે. પ્રથમ તો તેમનામાં માંહોમાંહે કુસંપ હતો. બીજું, તેઓ અતિ વિશ્વાસુ બની ગાફેલ રહેતા. ત્રીજું, દેશની બીજી વસ્તી યુદ્ધ પ્રસંગે તટસ્થ રહેતી. ચોથું, તેમની વ્યુહ રચના જુના જમાનાની હતી. લડાઈનાં હથિયારોમાં તેમણે જોઇતો સુધારો કર્યો ન હતો. લડાઈના મેદાનમાં હાથી અને રથ દુશ્મનની ગરજ સારતા.

## પ્રશ્નો

(૧) મુસલમાનોએ હિંદ પર સ્વારીઓ કરી, તેમાં શો ઉદ્દેશ હતો ?
(૨) મહમદ ગીઝની અને શાહબુદ્દીન ઘોરી–એમની હિંદ પરની ચઢાઇનો ઉદ્દેશ અને પરિણામ વિષે શું જાણો છો ?
(૩) રજપુતો શૌર્યમાં મુસલમાનોથી ઉતરતા ન હતા છતાં તેમની હાર થવાનાં કયાં કારણો હતાં ?
(૪) શાહબુદ્દીને હિંદમાં ચઢાઇઓ કરી, તે સમયે કયાં કયાં રજપુત રાજ્યો હતાં ?
(૫) જયચંદ્રે પોતાના પગ પર કુહાડો માર્યો–એમ તમે શા ઉપરથી કહી શકો છો ?

## યાદ રાખવા જેવા કેટલાક બનાવો

(૧) મહમદ કાસીમે સિંધ જીત્યું. ... ...ઇ. સ. ૭૧૨
(૨) મહમદ ગીઝનીની સોમનાથ પર ચઢાઈ ...ઇ. સ. ૧૦૨૪
(૩) દિલ્હીમાં મુસલમાની સલ્તનતની સ્થાપના અને પૃથ્વીરાજની હાર ... ... ...ઇ, સ. ૧૧૯૩

# ખંડ ૩ જો

## હિંદમાં મુસલમાની રાજ્યની સ્થાપના

[ ઇ. સ. ૧૨૦૬ થી ઇ. સ. ૧૫૨૬ ]

## અફઘાન કે પઠાણ રાજ્યો

### ૧. ગુલામ વંશ

[ ઇ. સ. ૧૨૦૬–૧૨૯૦ ]

**૧. કુતુબુદ્દીન ઐબક :** ( ઇ. સ. ૧૨૦૬–૧૨૧૦ )

કુતુબુદ્દીન તુર્ક જાતનો હતો. નાનપણથી ગુલામ તરીકે વેચાયો હતો. તે બાહોશ અને બુદ્ધિશાળી હતો. મહમદના દરબારમાં આવી



કુતુબમિનાર

પોતાની અસાધારણ બુદ્ધિશક્તિ વડે તે આગળ વધ્યો અને છેવટે દિલ્હીનો ધણી થઈ બેઠો.

શાહબુદ્દીને કુતુબુદ્દીનને દિલ્હીના સુબા તરીકે નીમ્યો હતો. શાહબુદ્દીનના મરણ પછી તે દિલ્હીનો સ્વતંત્ર સુલતાન બન્યો. દિલ્હીની ગાદીએ બેસનાર પહેલો **મુસલમાન** પાદશાહ કુતુબુદ્દીન હતો, ઇ. સ. ૧૨૦૬.

કુતુબુદ્દીને ચાર વરસમાં ઉત્તર હિંદનો ઘણો મુલક પોતાની સત્તા નીચે આણ્યો. તેણે પોતાના નામના સિક્કા પડાવ્યા. તે ન્યાયી અને ઉદાર હતો. અમીર ઉમરાવોમાં ઘણી બક્ષિસો આપતો તેથી તેને **ઉદાર કુતુબ** કહેતા. તેની રાજ્ય વ્યવસ્થા સારી હતી.

તેણે પોતાના વિજયની નિશાની તરીકે દિલ્હીમાં એક મિનારો બંધાવવો શરૂ કર્યો. તે રાતા પત્થરનો અને ૨૫૦ ફીટ ઉંચો છે. તેનું શિલ્પકામ જોનારને દિંગ કરતું અદ્યાપિ મોજુદ છે. તેના નામ પરથી તે **કુતુબમિનાર** કહેવાય છે.

કુતુબુદ્દીન ૮૦ વરસની ઉંમરે ૧૨૧૦ માં મરણ પામ્યો. કુતુબુદ્દીનની માફક આ વંશના ઘણા રાજાઓ ગુલામો હતા, તેથી તેનો વંશ ગુલામવંશ કહેવાય છે.

**૨ અલ્તમશ:** (ઇ. સ. ૧૨૧૧–૧૨૩૬)

અલ્તમશ કુતુબુદ્દીનનો ગુલામ હતો. તેની બહાદુરી અને રાજ-કૌશલ્ય જોઈ કુતુબુદ્દીને પોતાની કુંવરીનાં લગ્ન તેની સાથે કર્યાં હતાં.

કુતુબુદ્દીનના પુત્ર આરામ પાસેથી અલ્તમશે ગાદી લઈ લીધી.

બંગાળા અને બિહારનો સુબો બખતિયાર ખિલજી સ્વતંત્ર થવા મથતો હતો, તેને હરાવી માર્યો અને ત્યાં પોતાના પુત્રને સુબો નીમ્યો. સિંધના સુબાને હરાવી તે પ્રાંત પણ કબજે કર્યો. વળી રણથંભોર, ગ્વાલીઅર અને માળવા ઉપર ચઢાઈ કરી તે રાજ્યો જીત્યાં. ઉજ્જનનું **મહાકાળેશ્વરનું** દહેરૂં તેણે તોડી નાખ્યું.

**જંઘીસખાન** નામે મોગલ સરદાર ચીન અને મધ્ય એશિઆના દેશો જીતતો આ સમયમાં હિંદની સરહદ સુધી ધસી આવ્યો. સદ્-ભાગ્યે તે પાછો કરવાથી તેના ભયમાંથી હિંદ બચી ગયું.

કુતુબુદ્દીને શરૂ કરેલો મિનારો અલ્તમશે પુરો કરાવ્યો. તેણે પોતાના નામના સિક્કા પડાવ્યા તેને **ટાંક** કહેતા.

અલ્તમશ ગુલામવંશનો સૌથી સમર્થ રાજા ગણાયો. તે ઇ. સ. ૧૨૩૬ માં મરણ પામ્યો.

**૩. સુલતાના રઝિયા:** (ઇ. સ. ૧૨૩૬–૩૯)

અલ્તમશ પછી તેનો મોટો પુત્ર રૂકનુદીન ગાદીએ આવ્યો. તે નાલાયક હોવાથી સરદારોએ તેની બેન રઝિયાને ગાદી આપી.

રઝિયા બહાદુર, ભણેલી અને ઉદ્યોગી સ્ત્રી હતી. તેનો બાપ અલ્તમશ કહેતો કે "રઝિયાનું મગજ અને હૃદય પુરુષોના જેવું છે અને વીસ પુત્રોની ગરજ સારે તેવી તે છે."


રઝિયા

રઝિયાએ રાજ્યનો કારભાર ઘણી ચતુરાઈથી અને ન્યાયથી ચલાવ્યો. તે બુરખો પહેર્યા વિના ખુલ્લા દરબારો ભરતી, મરદનો પોષાક પહેરતી અને ભર કચેરીમાં ગમે તેવા સરદાર સાથે વાત કરતી. ઘોડે બેસતી અને સૈન્યને મોખરે રહીને યુદ્ધમાં ભાગ લેતી.

રઝિયાએ એક હબસી સરદાર પર મહેરબાની બતાવી તેને મૂખ્ય સેનાપતિ બનાવ્યો. આથી અફઘાન અમીરો ગુસ્સે થયા અને બળવો કર્યો. તેમણે હબસી સરદારને મારી નાખ્યો. છેવટે રઝિયાએ બળવો કરનાર સરદાર અલ્તુનિયા સાથે લગ્ન કર્યું, પરંતુ બળવો શમ્યો નહિ; તેમાં બંને હાર્યા અને માર્યા ગયાં, ઇ. સ. ૧૨૩૯.

**દિલ્હીની ગાદી પર બેસનાર આ એકજ સ્ત્રી હતી.**

**૪. નાસિરૂદ્દીન મહમુદ:** (ઈ. સ. ૧૨૪૩–૧૨૬૬ )

રઝિયા પછી પાંચ વરસમાં બે રાજ્યકર્તાઓ થયા, અને અમીરોને હાથે નાશ પામ્યા. તે પછી અલ્તમશનો સૌથી નાનો છોકરો નાસિરૂદ્દીન ગાદીએ આવ્યો, ઈ. સ. ૧૨૪૩.

નાસિરૂદ્દીન ઘણો વિદ્વાન અને ધર્મનિષ્ઠ હતો. તે ઘણું સાદું જીવન ગાળતો. રાજ્યના ખજાનામાંથી એક પાઈ પણ વાપરતો નહિ. કુરાનની નકલો કરી, વેચી તેમાંથી પોતાનું ગુજરાન ચલાવતો. તેને ફક્ત એક જ સ્ત્રી હતી, તેના હાથનું રાંધેલું જમતો. નોકર ચાકર પણ રાખતો નહિ. તેના સાદા જીવનથી તે **'ફકીરી ચાલનો બાદશાહ નાસિરૂદ્દીન'** એ નામથી ઓળખાયો.

નાસિરૂદ્દીને પોતાના બનેવી **ગ્યાસુદ્દીનને** મુખ્ય પ્રધાન નીમ્યો હતો. ગ્યાસુદ્દીને સ્વતંત્ર થએલા સુબેદારોને વશ કર્યા, તથા મોગલોના હુમલા પાછા વાળ્યા. તેની મદદથી નાસિરૂદ્દીન વીસ વરસ રાજ્ય કરી અપુત્ર મરણ પામ્યો, ઈ. સ. ૧૨૬૬.

**૫. ગ્યાસુદ્દીન બલ્બન:** ઈ. સ. ૧૨૬૬–૧૨૮૬.

બલ્બન તુર્ક જાતનો ગુલામ હતો. તે હોશિયારી અને બહાદુરીથી મુખ્ય પ્રધાન બન્યો અને આખરે દિલ્હીનો પાદશાહ થયો. આ વખતે તે ૬૦ વરસનો હતો.

બલ્બન વધારે પડતો સ્વાર્થી, ક્રૂર અને ઘાતકી સ્વભાવનો હતો. દેશમાં વ્યવસ્થા રાખવા તે સખ્તાઈથી વર્તતો. હિંદુઓ પ્રત્યે તે ઘાતકી રીતે વર્ત્યો હતો. હારેલા દુસ્મનો ઉપર દયા બતાવતો નહિ.

બંગાળાના સુબા **તોઘ્રલબેગને** હરાવી માર્યો તથા તેના કુટુંબના એક પણ માણસને તેણે જીવતો રહેવા દીધો નહિ. ત્યાં પોતાના પુત્ર **બઘારાખાનને** સુબા તરીકે નીમ્યો.

મોગલોના હુમલા સામે દેશનું રક્ષણ કરવા તેણે મજબુત કિલ્લા બંધાવ્યા. મોગલોના હુમલા સામે પોતાનો પાટવી કુંવર મહમદ મરાયો તેના શોકમાં બલ્બનનું મરણ થયું, ઈ. સ. ૧૨૮૭.

### ૬. ગુલામ વંશનો અંત: ઇ. સ. ૧૨૯૦

બલ્બન પછી તેનો પુત્ર **કૈકોબાદ** પાદશાહ થયો. તે દુરાચરણી, સ્વચ્છંદી અને વ્યસની હતો. તે રાજ્યનો બંદોબસ્ત સાચવી શક્યો નહિ, તેથી ચોમેર બળવા જાગ્યા. ત્રણ વરસ પછી ખિલજી જાતના અફઘાન સરદાર જલાલુદ્દીને તેને મારી નાખી ગુલામ વંશનો અંત આણ્યો ઈ. સ. ૧૨૯૦.

### ૭. ગુલામ વંશમાં દેશની સ્થિતિ

દિલ્હીની ગાદીએ ગુલામ વંશનો અમલ સો વરસ ચાલ્યો. દરમિઆન દેશમાં ઉપદ્રવો ચાલતા રહ્યા. ઉત્તર હિંદના હિંદુ રાજાઓ પોતાની સ્વતંત્રતા સાચવવા સામા થયા પણ ફાવ્યા નહિ. ગુજરાત અને માળવા સિવાય નર્મદા નદીની ઉત્તરના તમામ દેશો મુસલમાની સત્તા નીચે આવ્યા રજપુતોને રજપુતાનામાં ભરાઈ જવું પડયું, અને તેઓની સત્તા ઘટતી ગઈ. હિંદુઓનાં મંદિરો તૂટયાં, મૂર્તિઓ ભાંગી અને ધર્મગ્રંથોનો નાશ થયો. મધ્ય એશિઆના મોગલોના હુમલા ચાલુ રહ્યા. તેમના ત્રાસમાંથી બચવા વાયવ્ય કોણમાંથી ઘણા મુસલમાનોએ હિંદમાં આવી કાયમનો વસવાટ કર્યો.

## પ્રશ્નો.

(૧) ગુલામ વંશ નામ પડવાનું શું કારણ હતું?
(૨) ગુલામ વંશ દરમિઆન દેશની સ્થિતિ કેવા પ્રકારની હતી?
(૩) નીચેની વ્યક્તિઓ વિષે ટુંક નોંધ લખો:
**अ.** ઉદાર કુતુબ. **ब.** સુલતાના રઝિયા. **क.** જંઘીસખાન.
(૪) નાસિરૂદ્દીનને ફકીરી ચાલનો બાદશાહ કેમ કહેતા હશે? કારણો આપો.

## યાદ રાખવા જેવા કેટલાક બનાવો

(૧) હિંદમાં સ્વતંત્ર મુસલમાની રાજ્ય સ્થપાયું ...ઇ. સ. ૧૨૦૬
(૨) જંઘીસખાન મોગલ સિંધુ નદી સુધી આવ્યો ઇ સ. ૧૨૨૧
(૩) બંગાળાના સુબા તોગ્રલબેગે બળવો કર્યો ...ઇ. સ. ૧૨૮૫
(૪) ગુલામ વંશનો અંત આવ્યો ... ...ઇ. સ. ૧૨૯૦

# ૨. ખિલજી વંશ.

[ ઇ. સ. ૧૨૯૦ થી ઇ. સ. ૧૩૨૦ ]

**૧. જલાલુદ્દીનઃ** ઇ. સ. ૧૨૯૦–૧૨૯૫

ખિલજી વંશના રાજાઓ મૂળ તુર્ક જાતના અફઘાનો હતા. એ વંશનો જલાલુદ્દીન ૭૭ વરસની ઉંમરે ગાદીએ બેઠો. તે ઘણો દયાળુ અને નરમ સ્વભાવનો રાજા હતો. ગુન્હેગારો અને દુશ્મનો સાથે દયાભાવથી વર્તતો, આથી રાજ્યમાં અશાંતી થઈ અને ગુન્હેગારોનું જોર વધ્યું.

અલાઉદ્દીન નામે તેને એક ભત્રીજો હતો. જલાઉદ્દીનને તેના પર પૂર્ણ વિશ્વાસ હતો. ઘણું ખરૂં લડાઈનું કામ અલાઉદ્દીન કરતો. તેને અલાહાબાદ પાસે કરાના સુબાની જગા આપી હતી.

વિંધ્યાચળ ઓળંગી દક્ષિણ હિંદમાં સ્વારી કરનાર મુસલમાનોમાં અલાઉદ્દીન પહેલો હતો. તેણે જબરૂં લશ્કર લઈ દેવગીરીના યાદવ રાજા ઉપર ચઢાઈ કરી. ત્યાંના રાજા રામદેવને હરાવી તેની પાસેથી પુષ્કળ દ્રવ્ય લઈ તે દિલ્હી પાછો ફર્યો.

અલાઉદ્દીન સહીસલામત પાછો આવ્યાની વાત જાણી જલાલુદ્દીન તેને મળવા ગયો. એ સમયે અલાઉદ્દીને તેને કટાર ભોંકીને મારી નાખ્યો. તે પછી દેવગીરીથી આણેલું સઘળું દ્રવ્ય તેણે લશ્કરને તથા અમીર ઉમરાવોને વહેંચી દઈ તેમને ખૂશ કર્યાં; અને પોતે દિલ્હીની ગાદીએ બેઠો.

**૨. અલાઉદ્દીનઃ** ઇ. સ. ૧૨૯૫–૧૩૧૫

ગાદીએ બેઠા પછી તેણે જલાલુદ્દીનના પુત્રોને, સગાઓને તથા વિરોધ પક્ષના સરદારોને ઘણી ઘાતકી રીતે મરાવી નંખાવ્યા. તેના ઘાતકી કૃત્યોથી તે **ખૂની** એવું ઉપનામ પામ્યો.

આ સમયે ગુજરાતમાં વાઘેલા વંશનો કરણઘેલો રાજ્ય કરતો હતો. કરણના પ્રધાન માધવના સમજાવ્યાથી અલાઉદ્દીને પોતાના

ભાઈ અલફખાન તથા વજીર નસરતખાનને ગુજરાત પર ચઢાઈ કરવા મોકલ્યા. આ યુદ્ધમાં કરણ હાર્યો અને દેવળદેવી અને કનકદેવી નામે બે પુત્રીઓ સાથે બાગલાણના કિલ્લામાં ભરાઈ ગયો. મુસલમાન લશ્કરે પાટણ લૂટયું, કરણની સ્ત્રી **કૌળાદેવીને** પકડી દિલ્હી મોકલી દીધી. અલાઉદ્દીને તેને પોતાની બેગમ બનાવી. આ વખતે મુસલમાન લશ્કરે ગુજરાતનાં ઘણાં શહેરો લૂટયાં, રૂદ્રમાળ અને બીજાં દેવળોનો નાશ કર્યો. ખંભાતમાંથી એક હિંદુ છોકરાને ગુલામ તરીકે પકડી ગયા. તે અલાઉદ્દીન પાદશાહનો માનીતો થઈ ઘણે ઉંચે હોદ્દે ચઢયો. ઇતિહાસમાં તે **મલેક-કાફુરના** નામથી ઓળખાયો.



અલાઉદ્દીન

અલાઉદ્દીને તે પછી રણથંભોર ઉપર ચઢાઈ કરી. ત્યાંનો રાણો હમીરદેવ મરાયો અને રણથંભોર મુસલમાનોના હાથમાં ગયું.

મેવાડમાં આ વખતે લક્ષ્મણસિંહ રાણો રાજ્ય કરતો હતો. તેના કાકા ભીમસિંહને **પદ્મિની** નામે સુંદર સ્ત્રી હતી. તેના રૂપથી લોભાઇને અલાઉદ્દીને ચિતોડને ઘેરો ઘાલ્યો. રજપુતોએ બહાદુરીથી બચાવ કર્યો પરંતુ તેઓ ટકી શકયા નહિ. છેવટે તેમણે કેશરીઆં કર્યા, અને પદ્મિની તથા બીજી ૧૩૦૦૦ રજપૂત સ્ત્રીઓ જોહર કરી જીવતી બળી મુઈ, ઇ. સ. ૧૩૦૩.

અલાઉદ્દીને ચિતોડ જીત્યું પણ પદ્મિની ન મળવાથી તેણે શહેરને બાળી મૂકયું.

ચિતોડ જીત્યા પછી અલાઉદ્દીને જેસલમીર ઉપર ચઢાઈ કરી.

અહીંઆં પણ રજપુતો કેશરીઆં કરી મરણ પામ્યા અને ૪૦૦૦ રજપૂત સ્ત્રીઓ જીવતી બળી મુઈ. અલાઉદ્દીનને રજપૂતાનાનાં કેટલાંક રાજ્યો જીત્યા પછી દક્ષિણ જીતવાની ઇચ્છા થઈ.

અલાઉદ્દીને પોતાના માનીતા સરદાર મલેક કાફુરને જબરૂ લશ્કર આપી દક્ષિણ જીતવા મોકલ્યો. તેણે પ્રથમ રામદેવ પર હલ્લો કરી તેની પાસેથી ખંડણી વસુલ કરી; તથા કૌળાદેવીના કહેવાથી બાગલાણમાં રહેતા કરણ પાસેથી દેવળદેવીને પકડી દિલ્હી મોકલાવી. એ દેવળદેવીનું લગ્ન બાદશાહના કુંવર ખીજરખાન સાથે કર્યું.

રામદેવના પુત્ર શંકરદેવે બળવો કરવાથી કાફુર બીજી વખત દક્ષિણમાં ગયો, અને તેને હરાવી માર્યો. તે પછી કાફુરે તૈલંગણનું રાજ્ય જીત્યું અને પુષ્કળ દ્રવ્ય લૂંટી લીધું. ત્યાંથી **બલ્લાળ** રાજાઓની રાજધાની દ્વારસમુદ્ર ઉપર હલ્લો કર્યો. તેણે તે શહેર જીત્યું અને લૂંટયું. ત્યાંથી કાફુર છેક કેપકામોરીન સુધી જઈ પહોંચ્યો. તેણે તામિલ રાજ્યો જીત્યાં, અને યાદગીરી માટે રામેશ્વરમાં મસ્જિદ બંધાવી.

એ રીતે દક્ષિણ હિંદમાં મુસલમાની સત્તા જમાવી, પુષ્કળ દ્રવ્ય સાથે તે દિલ્હી ગયો, ઇ. સ. ૧૩૧૨.

અલાઉદ્દીનના સમયમાં મોગલોનો ત્રાસ ભારે હતો. તેઓ વારંવાર હુમલાઓ કરતા. અલાઉદ્દીને તેમને સખત હાર આપી પાછા કાઢયા. હિંદમાં વસતા મોગલો બળવો કરે તે બીકથી તેણે ૧૫૦૦૦ મોગલોની કતલ કરાવી હતી.

અલાઉદ્દીન ક્રૂર, ખૂની અને ધર્માંધ હતો. તે અભણ હતો પણ રાજકાર્યમાં કુશળ હતો. તેને બીજો સિકંદર થવાની મહત્વાકાંક્ષા હતી. તેનો અમલ આપખુદ હતો. તેણે લશ્કરી વ્યવસ્થા સુધારી. ખેડુતોની ખેડવાની જમીન નક્કી કરી; તથા તેમણે કેટલાં ઢોર રાખવાં તે પણ નક્કી કર્યાં. ઘર વપરાશની ચીજોના ભાવો તે ઠરા-

વતો. દુકાનો ક્યારે ઉઘાડવી અને બંધ કરવી તેનો સમય પણ મુકરર કર્યો. તેના રાજ્યમાં પરદેશી માણસોને પરવાનગી સિવાય રાખી શકાતા નહિ. અમીર ઉમરાવોથી પણ રાજાની પરવાનગી વિના એક બીજાને મળી શકાતું નહિ, તથા તેમનાં પુત્ર પુત્રીઓનાં લગ્ન પણ રજા વિના થઈ શકતાં નહિ.

હિંદુઓ પ્રત્યે તે ઘણો ઘાતકી રીતે વર્તતો. કોઈ પણ હિંદુને રાજ્યમાં નોકરી મળતી નહિ. રજપુતો સિવાય બીજા હિંદુઓ ઘોડે બેસી શકતા નહિ. કે હથિયાર ધારણ કરી શકતા નહિ, અને કીમતી પોષાક પહેરી શકતા નહિ. હિંદુઓને પવિત્ર નદીઓમાં નહાવાની અને જાત્રાએ જવાની મનાઈ હતી.

**અલાઉદ્દીનની આખર અવસ્થામાં** તેનો આપખુદ અમલ ઢીલો પડ્યો. રજપુતો સ્વતંત્ર થઈ ગયા. મલેક કાફુર સિવાય કોઈની ઉપર તેને વિશ્વાસ ન હતો. એજ કાફુરે રાજા થવાનો પ્રયત્ન કર્યો. તેણે અલાઉદ્દીન પાસે તેના બે દીકરાઓને મરાવી નંખાવ્યા, અલફ્ખાનનું ખૂન કરાવ્યું અને છેવટે તેણે રાજાને ઝેર આપી મારી નંખાવ્યો, ઈ. સ. ૧૩૧૫.

**૩. ઉમર:** ઈ. સ. ૧૩૧૫–૧૩૧૬.

મલેક કાફુર હવે અલાઉદ્દીનના નાના કુંવર ઉમરને ગાદીએ બેસાડી રાજ્યકારભાર કરવા લાગ્યો. થોડા સમય પછી કાફુરનું ખૂન થયું અને સરદારોએ મુબારકને ગાદીએ બેસાડ્યો.

**૪. મુબારક:** ઈ. સ. ૧૩૧૬–૧૩૨૦.

ગાદીએ બેઠા પછી મુબારકે પોતાના ભાઈ ઉમરને આંધળો કરી કેદમાં નાખ્યો, તથા ખીજરખાંની વિધવા દેવળદેવી સાથે તેણે લગ્ન કર્યું.

રાજ્યકર્તા તરીકે મુબારક નાલાયક હતો. તે દુરાચરણી, સ્વચ્છંદી અને ઘાતકી હતો. દારૂનું તેને વ્યસન હતું. દક્ષિણ ઉપર ચઢાઈ કરી દેવગીરીના રાજા રામદેવના જમાઈ હરપાળની તેણે જીવતાં ચામડી

ઉતરડાવી મારી નાખ્યો. નીચ કોમનો વટલેલો મુસલમાન ખુશરૂ મુબારકનો ખાસ મિત્ર હતો. એજ ખુશરૂએ બે વરસ પછી તેને મારી નાખી ગાદી લીધી, ઇ. સ. ૧૩૨૦.

**૫. ખીલજી વંશનો અંત:** ઇ. સ. ૧૩૨૦.

**ખુશરૂ** ગુજરાતનો ઢેડ હતો એમ કહેવાય છે. મુબારકને મારી નાસીરૂદ્દીન નામ ધારણ કરી તે દિલ્હીની ગાદીએ બેઠો. સુલતાનના વંશના કોઇને તેણે જીવતા રહેવા દીધા નહિ. તે મુસલમાન બન્યો હતો પણ ઇસ્લામને માનતો નહિ; તેથી મસ્જિદોમાં મૂર્તિઓ પધારાવતો અને કુરાનો ઉપર બેસતો. નીચ કોમના હિંદુઓને ઉંચા હોદ્દા આપવા લાગ્યો. દેવળદેવી સાથે તેણે જોર જુલમથી લગ્ન કર્યું. તેના ખરાબ કારભારથી પ્રજામાં અસંતોષ અને ગભરાટ ફેલાયાં.

એવામાં પંજાબના સુબા **ગ્યાસુદ્દીન** તઘલખે તેને મારી નાખ્યો; અને પ્રજાની સંમતીથી તે દિલ્હીની ગાદીએ બેઠો.

ખીલજીવંશનો ઇતિહાસ વાંચ્યા પછી આપણે એટલું તો જાણી શકયા કે આ વંશના સઘળા રાજાઓ એક બીજાનું ખૂન કરીને ગાદીએ બેઠા હતા. દયાળુ ગણાતા જલાલઉદ્દીને કૈકોબાદને માર્યો. જલાલઉદ્દીનને તેના ભત્રીજા અને જમાઇ અલાઉદ્દીને માર્યો. અલાઉદ્દીનને મલેક કાફુરે માર્યો, મલેક કાફુરને મારી મુબારક ગાદીએ બેઠો. મુબારકને તેના મિત્ર ખુશરૂએ માર્યો. ખુશરૂને મારી પંજાબના સુબા ગ્યાસુદ્દીન તઘલખે ગાદી કબજે કરી.

**‘કરે તેવું પામે અને વાવે તેવું લણે’** એ કહેવત આ વંશના ઇતિહાસ ઉપરથી સાચી ઠરે છે.

## પ્રશ્નો

૧ જલાલુદ્દીન દયાળુ બાદશાહ હતો, છતાં તેણે કયું ઘાતકી કામ કર્યું ?

૨ સૌથી બળવાન સુલતાન ખીલજીવંશમાં કોણ ગણાયો ? લોકો તેને કયા ઉપનામથી ઓળખે છે ?

૩ અલાઉદ્દીનની ચિતોડ અને દક્ષિણ ઉપરની સ્વારીઓનું વર્ણન કરો. તેનું શું પરિણામ આવ્યું ?
૪ અલાઉદ્દીનની રાજ્યવ્યવસ્થા વિષે ટુંકમાં લખો.
૫ નીચેની વ્યક્તિઓ વિષે ટુંક નોંધ લખો:
અ. મલેક કાફુર. બ. ખુશરૂ. ક. પદ્મિની.

**યાદ રાખવા જેવા કેટલાક બનાવો**

(૧) અલાઉદ્દીને જલાલઉદ્દીનનું ખૂન કર્યું ... ઇ. સ. ૧૨૯૫
(૨) મુસલમાનોએ ગુજરાત જીત્યું ... ... ઇ. સ. ૧૨૯૭
(૩) રણથંભોર અને ચિતોડ અલાઉદ્દીને જીત્યાં... ઇ. સ. ૧૩૦૩
(૪) મલેક કાફુરે દક્ષિણ હિંદ જીત્યું... ... ઇ. સ. ૧૩૧૧

## ૩. તઘલખ વંશ

[ ઇ. સ. ૧૩૨૦ થી ઇ. સ. ૧૪૪૨ ]

**૧. ગ્યાસુદ્દીન તઘલખ**: ઇ. સ. ૧૩૨૦–૧૩૨૫.

ગ્યાસુદ્દીન તુર્ક જાતનો હતો. તે બહાદુર અને ડાહ્યો રાજકર્તા હોવાથી તેના રાજ્ય વહીવટથી પ્રજાને ઘણો સંતોષ થયો.

ગ્યાસુદ્દીને દેવગીરી અને વરંગુળ જીતી ત્યાંના હિંદુ રાજ્યનો અંત આણ્યો. બંગાળાનો સુબો બઘરાખાન સ્વતંત્ર થઈ ગયો હતો તેને વશ કરવા તે જાતે ગયો. સુબાને હરાવી પાછો ફર્યો તે પ્રસંગે તેને માન આપવા, તેના પુત્ર જુમાખાને લાકડાનો મંડપ ઉભો કર્યો હતો. તે મંડપ પડી જવાથી તેની નીચે કચરાઈને ગ્યાસુદ્દીન મરણ પામ્યો.

**૨. મહમદ તઘલખ**: ઇ. સ. ૧૩૨૫–૧૩૫૧.

ગ્યાસુદ્દીનના મરણ પછી શાહજાદો જુમાખાન **મહમદ** નામ ધારણ કરી દિલ્હીની ગાદીએ બેઠો.

મહમદ બહાદુર અને વિદ્વાન હતો, ગણિત અને વૈદક શાસ્ત્રનું તેને સારૂં જ્ઞાન હતું. તર્કશાસ્ત્રનો તેનો અભ્યાસ સારો હતો. તે ઉદાર અને ઈશ્વરભક્ત હતો તેથી નિયમિત નિમાજ પડતો. તેનામાં

ઉપર જણાવ્યા તેવા ઉચ્ચ ગુણો હોવા છતાં, ક્રૂર અને ઘાતકી બનતો ત્યારે દયા શી ચીજ છે તે સમજતો નહિ. મનુષ્યની જીંદગીની તેને કંઈજ કીંમત ન હતી.

પોતાના રાજ્યને સમૃદ્ધ અને આબાદ બનાવવા મહમુદ અનેક યોજનાઓ ઘડતો; અને તેને અમલમાં મૂકવા સખત પગલાં લેતો. આ વખતે તે ઘણો કડક અને ક્રૂર બનતો.

તેની યોજનાઓ મોટે ભાગે નિષ્ફળ જવાથી ઇતિહાસમાં મહમુદ **ગાંડો, તરંગી** કે **ખૂની**ના ઉપનામથી ઓળખાયો.

મોગલોના હુમલાથી રાજધાનીના શહેરનું રક્ષણ થઈ શકે, તથા દક્ષિણના પ્રદેશો પર દેખરેખ રહી શકે તેવી જગાએ રાજધાનીનું શહેર હોવું જોઇએ, એમ ધારી તેણે દેવગીરીને રાજધાનીનું શહેર બનાવવા નક્કી કર્યું. તેણે દિલ્હીના લોકોને ૮૦૦ માઈલ દૂર દેવગીરીમાં જવાનો હુકમ કર્યો. રસ્તામાં અનેક સંકટો વેઠી જેઓ દેવગીરીમાં પહોંચ્યા. તેમને ત્યાં પુરતી સગવડો ન મળી ત્યારે એ લોકોને દિલ્હી પાછા ફરવાની રજા આપી. આ તેની પ્રથમ યોજના નિષ્ફળ નીવડી.

ચીન જીતવા માટે મોટું સૈન્ય તૈયાર કરી મોકલ્યું. પરંતુ ગેરવ્યવસ્થાને લીધે હિમાલયની તળેટી સુધી મહા મુસ્કેલીએ પહોંચ્યું અને ટાઢ, વરસાદ અને ભૂખના દુઃખથી નાશ પામ્યું. જેઓ બચવા પામ્યા તેનો તેણે નાશ કરાવ્યો.

ઈરાન જીતવા માટે તેણે સૈન્યમાં ઘણી ભરતી કરી. તેમને પગાર આપી શકાયો નહિ, તેથી એ લશ્કર વિખેરી નાખવું પડયું.

તેનો એક દાંત પડી ગયો, તે ઉપર પુષ્કળ પૈસા ખર્ચી સુંદર અને ભવ્ય મસ્જિદ બંધાવી.

મહમુદની આવી ખર્ચાળ યોજનાથી તેની તિજોરી ખાલી થઈ. તે પુરી કરવા અને રાજ્યની આબરૂ સાચવવા સોનારૂપાના સિક્કાને બદલે તાંબાનાણું ચાલતું કર્યું. લોકોએ તેવા બનાવટી સિક્કા પાડી

કર તરીકે આપ્યા. પરિણામે આ પદ્ધતિ બંધ કરવી પડી તેમાં ઘણી ખોટ ગઈ. એથી દેશનો વેપાર–રોજગાર પણ પડી ભાંગ્યો.

મહમુદને શિકારનો ઘણો શોખ હતો. કેટલીક વખતે માણસોનો શિકાર કરવાનું ચૂકતો નહિ. તેના આ કાર્યથી લોકોમાં **ખૂની** કહેવાયો.

**મહમુદની અવિચારી યોજનાઓથી** ઠેકાણે ઠેકાણે અસંતોષ ફેલાયો, તથા રાજ્યમાં ચોમેર બળવા ઊઠયા. પ્રાંતના સુબાઓ સ્વતંત્ર થઈ ગયા. દક્ષિણ હિંદમાં તૈલંગણ અને કર્ણાટકના રાજાઓ સ્વતંત્ર થયા. તુંગભદ્રા નદીને કાંઠે હરિહર અને બુક્કરાય નામે સરદારોએ **વિજયનગર**માં હિંદુ રાજ્યની સ્થાપના કરી ઇ. સ. ૧૩૩૫. હસનગંગુ નામે સરદારે **ગુલબર્ગ**માં બ્રાહ્મણી રાજ્ય સ્થાપ્યું ઇ. સ. ૧૩૪૭.

ગુજરાત અને સિંધમાં થએલા બળવા સમાવા મહમુદ જાતે ગયો. ત્યાં તાવથી ઠઠ્ઠા આગળ મરણ પામ્યો ઇ. સ. ૧૩૫૧.

મહમુદને ગાંડો કે મૂર્ખ રાજા કહેવો એ વ્યાજબી નથી. કારણ કે એવા કટોકટીના યુગમાં છવ્વીસ વરસ સુધી ગાંડો રાજા ટકી શકવો મુશ્કેલ છે. તે વિદ્વાન હોવાથી તેના જમાના કરતાં ઘણો આગળ વધેલો રાજા હતો. તેની ઉત્તમ યોજનાઓનો તેનાજ અમલદારો અમલ કરી શકે તેવા ન હોવાથી તે નિષ્ફળ નીવડી અને મહમુદ **ગાંડો** કે **તરંગી** કહેવાયો.

### ૩. ફીરોજશાહ: ઇ. સ. ૧૩૫૧–૧૩૮૮

મહમુદના મરણ પછી તેનો ભત્રીજો ફીરોજશાહ ગાદીએ બેઠો. તે ભલો, ધર્મિષ્ઠ અને પ્રજાપાલક રાજ્યકર્તા હતો. તે શાંતિ ચાહનારો હોવાથી તેણે બંગાળા, માળવા અને દક્ષિણનાં રાજ્યોની સ્વતંત્રતા કબુલ રાખી.

મહમુદના સમયમાં દાખલ થએલા કરવેરા તેણે રદ કર્યા. ખેડુતોને તગાવી આપી. ખેતીવાડીને ઉત્તેજન આપવા નહેરો અને તળાવો ખોદાવ્યાં.

લોકોના ભલા માટે તેણે ધર્મશાળાઓ, મસિદો, અને પાઠશાળાઓ બંધાવી. અસંખ્ય કુવા ખોદાવ્યા, રસ્તાઓ સુધાર્યા, તથા નાણાંમાં સુધારો કર્યો.

તેના રાજ્ય અમલમાં ખેતી અને વેપારનો વધારો થવાથી દેશ આબાદ બન્યો. આથી ફીરોજશાહ પઠાણ પાદશાહોમાં સૌથી સારો પાદશાહ ગણાયો.

તે ન્યાયી અને દયાળુ હતો છતાં ધર્મની બાબતમાં હિંદુઓ પ્રત્યેનું તેનું વર્તન ઉદાર ન હતું. તેણે હિંદુઓનાં મંદિરો તોડાવી તેના પત્થરો વડે કેટલીએ મસિદો બંધાવી. હિંદુઓ ઉપર જજીયા વેરો નાખ્યો અને મૂર્તિપૂજાની મના કરી.

ફીરોજશાહ ૯૦ વરસની પાકટ વયે મરણ પામ્યો ઇ. સ. ૧૩૮૮.

**૪. મહમુદ બીજો અને તૈમુરની ચઢાઈ**: ઇ. સ. ૧૩૯૮.

ફીરોજશાહ પછી દિલ્હીની ગાદીએ પાંચ માસમાં ગ્યાસુદ્દીન, અબુબક્કર અને નાસિરૂદ્દીન નામે ત્રણ પાદશાહો થયા. તેમની પછી તઘલખ વંશનો છેલ્લો પાદશાહ મહમદ બીજો ગાદીએ આવ્યો, ઇ. સ. ૧૩૯૪.

દિલ્હીના બાદશાહોની નબળાઇનો લાભ લઈ રાજ્યમાં અનેક પક્ષો પડયા. સરદારો સ્વતંત્ર થઈ ગયા. જેથી ધીમે ધીમે દિલ્હીનું રાજ્ય નબળું પડતું ગયું. મહમુદના સમયમાં **તૈમુર** નામે એક મોગલ સરદારે હિંદુસ્તાન ઉપર ચઢાઈ કરી દિલ્હીની સલ્તનતનો છેક નાશ કર્યો.

તૈમુર અગાઉ આવી ગયેલા જંઘીસખાનના વંશનો હતો. તે સાહસિક, નિર્દય અને ચુસ્ત મુસલમાન હતો. યુદ્ધકળામાં પ્રવિણ હતો. તેનો ચહેરો ભવ્ય અને વિકરાળ હતો. તે એક પગે લંગડો હતો, તેથી **તૈમુરલંગ**ના નામથી ઓળખાતો.

તૈમુર મધ્ય એશિઆનો ઘણો મુલક, તથા ઇરાન, અફઘાનિસ્તાન જીતી હિંદ જીતવા ચઢી આવ્યો. દિલ્હી સુધી આવતાં તેણે

રસ્તામાં અસંખ્ય ગામો લૂંટયાં, બાળ્યાં અને કેટલાંએ સ્ત્રી પુરુષોને મારી નાખ્યાં તથા કેદ કર્યાં. મહમુદ સૈન્ય લઈ તૈમુર સામો ગયો, પણ હાર્યો અને નાસી ગયો. તૈમુરે દિલ્હીના લોકોની ખરાબ દશા કરી. પાંચ દિવસ સુધી તેણે દિલ્હી લૂંટયું, બાળ્યું અને ભયંકર ત્રાસ વર્તાવ્યો. તેની ભયંકર કતલમાં હિંદુ અને મુસલમાન કોઈ બચવા પામ્યું નહિ.



તૈમુર

દિલ્હી લૂંટી અઢળક દ્રવ્ય લઈ તૈમુર પાછો ફર્યો. તે પોતાની સાથે સંખ્યાબંધ ગુલામો અને હોશિયાર કારીગરોને લઈ ગયો હતો. તેણે હિંદની દોલત વડે ભવ્ય મકાનો, અને મસ્જિદો બંધાવી સમરકંદ શહેરને શોભાવ્યું.

તૈમુરના ગયા પછી મહમુદ દિલ્હીમાં પાછો આવ્યો. તૈમુરની ચઢાઈથી દિલ્હીનું રાજ્ય છેક નબળું પડી ગયું. **ગુજરાત, માળવા ખાનદેશ** અને **જુવાનપુર**ના સુબાઓ સ્વતંત્ર થઈ ગયા. માત્ર દિલ્હીના આસપાસનો મુલક મહમુદના કબજામાં રહ્યો. તે જીવ્યો ત્યાં સુધી દિલ્હીનો નામનો બાદશાહ રહ્યો.

મહમુદ ઇ. સ. ૧૪૧૨માં મરણ પામ્યો.

## પ્રશ્નો

(૧) મહમુદ તઘલખને 'ગાંડો' શા માટે કહેવામાં આવે છે? તેની અવિચારી યોજનાઓની નોંધ કરો, અને તેની દેશ પર શી અસર થઈ?

( ૨ ) દિલ્હીથી દોલતાબાદ રાજગાદી ફેરવવામાં મહમુદની શી મુરાદ હતી? તે કેમ પાર ન પડી?
( ૩ ) પઠાણ પાદશાહોમાં સૌથી સારો પાદશાહ ફીરોજશાહ ગણાયો— એ કારણો આપી સમજાવો.
( ૪ ) તૈમુરની હિંદુસ્તાન પરની સ્વારીનું વર્ણન કરો. તેની ચઢાઈથી શું પરિણામ આવ્યું?

**યાદ રાખવા જેવા કેટલાક બનાવો**

( ૧ ) દક્ષિણમાં વિજયનગરનું હિંદુ રાજ્ય સ્થપાયું...ઇ. સ. ૧૩૩૬
( ૨ ) ગુલબર્ગમાં બ્રાહ્મણી વંશનું રાજ્ય સ્થપાયું...ઇ. સ. ૧૩૪૭
( ૩ ) તૈમુર લંગની હિંદ પર સ્વારી ... ...ઇ. સ. ૧૩૯૮

## ૪. સૈયદવંશ

[ ઇ. સ. ૧૪૧૪ થી ઇ. સ. ૧૪૫૦ ]

**૧. ખીજરખાં સૈયદ:** ઇ. સ. ૧૪૧૪–૧૪૨૧

તૈમુર પાછો ફર્યો ત્યારે ખીરજખાં સૈયદને પંજાબમાં સુબો નીમતો ગયો હતો. મહમદના મરણ પછી તે દિલ્હીનો બાદશાહ બન્યો. ખીજરખાં હઝરત મહમદ પેગંબરનો વંશજ હતો. તે દયાળુ અને પરોપકારી હોવાથી તેના અમલમાં રૈયતને સુખ મળ્યું.

**૨. સૈયદ વંશનો અંત:** ઇ. સ. ૧૪૫૦.

ખીજરખાંના મરણ પછી મુબારક, મહમદ અને અલાઉદ્દીન એ ત્રણ પાદશાહો ગાદીએ બેઠા. છેલ્લો પાદશાહ રાજ્ય કરવાને ઇચ્છતો ન હોવાથી તેણે પંજાબના સુબા બહિલોલ લોદીને દિલ્હીનું રાજ્ય સોંપ્યું. ઇ. સ. ૧૪૫૦.

આથી સૈયદ વંશમાંથી દિલ્હીની ગાદી લોદી વંશમાં ગઈ.

## ૫ લોદીવંશ

[ ઇ. સ. ૧૪૫૦ થી ઇ. સ. ૧૫૨૬ ]

**૧. બહિલોલ લોદી:** ઇ. સ. ૧૪૫૦–૧૪૮૮

બહિલોલ બહાદુર અને હોંશિયાર રાજ્યકર્તા હતો. દિલ્હીની નબળી પડેલી સલ્તનત સજીવન કરવા તેણે અથાગ પરિશ્રમ કર્યો.

જુવાનપુરનું રાજ્ય તેણે ૨૬ વરસ સુધી લડીને જીત્યું; તથા કાશી અને બુંદેલખંડનાં રાજ્યો તાબે કર્યાં.

આ બાદશાહ તદ્દન, સાદો, મિલનસાર અને નિરાભિમાની હતો. તેને દરબારી ઠાઠ ગમતાં નહિ.

બહિલોલ ૩૮ વરસ રાજ્ય કરી ઈ. સ. ૧૪૮૮માં મરણ પામ્યો. તેની પછી સિકંદર ગાદીએ બેઠો.

**૨. સિકંદર લોદી**: ઈ. સ. ૧૪૮૮–૧૫૧૭

સિકંદર પણ બાહોશ રાજકર્તા હતો. તેણે વાયવ્ય પ્રાંત અને બિહારનો પ્રદેશ જીતી રાજ્યમાં વધારો કર્યો.

રાજ્યવહીવટમાં તેણે સુધારા કર્યા. વેપાર અને ખેતીવાડીને ઉત્તેજન આપ્યું. તે ન્યાયી હતો પણ ધર્માંધ હોવાથી હિંદુઓ પ્રત્યે ઘાતકી રીતે વર્તતો.

સિકંદરે દિલ્હીને બદલે આગ્રામાં રાજગાદી રાખી હતી. તે ઈ. સ. ૧૫૧૭માં મરણ પામ્યો.

**૩. ઇબ્રાહીમ લોદી**: ઈ. સ. ૧૫૧૭–૧૫૨૬

સિકંદરના મરણ પછી તેનો પુત્ર ઇબ્રાહીમ ગાદીએ બેઠો. તેના આપખુદ અને ઉદ્ધત અમલથી રાજ્યના અમીરોએ બળવો કર્યો.

પંજાબના સુબા દોલતખાન લોદીએ તથા ઇબ્રાહીમના કાકા અલાઉદ્દીને કાબુલના રાજા બાબરને હિંદુસ્તાન ઉપર ચઢી આવવાનું આમંત્રણ મોકલ્યું. ચિતોડનો રાણો સંગ્રામસિંહ પણ તેમાં સંમત થયો.

**બાબરે** આમંત્રણ સ્વીકારી ઇબ્રાહીમ લોદીને પાણીપતના મેદાનમાં સજ્જડ હરાવ્યો. ઇબ્રાહીમ મરાયો અને દિલ્હીની ગાદી બાબરના હાથમાં ગઈ, ઈ. સ. ૧૫૨૬.

બાબર મોગલ જાતનો હોવાથી અફઘાન સુલતાનો પાસેથી દિલ્હીનું રાજ્ય મોગલ પાદશાહના હાથમાં ગયું.

## પ્રશ્નો

(૧) સૈયદ વંશની સ્થાપના અને અંત કેવી રીતે આવ્યાં ?

(૨) દિલ્હીની સલ્તનતને સજીવન કરવા લોદી પાદશાહોએ કેવા કેવા પ્રયત્નો કર્યા ?

(૩) અફઘાન સુલતાનો પાસેથી દિલ્હીની ગાદી મોગલવંશમાં કેવી રીતે ગઈ ?

# ૬. અફઘાન સમયમાં હિંદનું પ્રજાજીવન

ઈ. સ. ૧૨૦૬ થી ૧૫૨૬ સુધી હિંદમાં અફઘાનોએ રાજ્ય કર્યું. એ ૩૦૦ વરસના તેમના અમલમાં હિંદની સામાજિક અને ધાર્મિક સ્થિતિ કેવી હતી તે આપણે જાણવું જોઈએ.

દેશની પ્રજામાં હિંદુ અને મુસલમાન એવા બે ભાગો પડયા. મુસલમાન બાદશાહો ઈસ્લામનો પ્રચાર કરવાની મૂખ્ય ફરજ માનતા; તેથી તેમના અમલમાં હિંદુ ધર્મને સખત ફટકો પડયો. હિંદુઓનાં મંદિરો તૂટયાં, અને મૂર્તિઓ ભાંગી. હિંદુઓ ઉપર જજીયા વેરો નાખી તેમને મુસલમાન બનાવવાના પ્રયત્નો થતા. કેટલાક હલકી વર્ણના હિંદુઓએ આર્થિક લાભની ખાતર ઈસ્લામ ધર્મ સ્વીકાર્યો પણ ખરો. તેમ છતાં હિંદુઓની ધર્મભાવના ઘણી પ્રબળ રહી.

અફઘાન અમલ દરમિયાન મધ્ય એશિઆમાંથી મોગલો વારંવાર ચઢી આવતા. સરદારો બળવા કરતા તથા રજપુતો સાથે લડાઈઓ ચાલુ રહેતી. આ દરેકની અસર રાજધાનીના શહેરોમાં થતી. ગ્રામ્ય-પ્રજા ઉપર તેની ઝાઝી અસર થતી નહિ. ગામડામાં વસતા હિંદુ અને મુસલમાનો એક બીજા સાથે હળીમળીને રહેતા. મહેસુલ ઉઘ-રાવવાનું કે ન્યાય આપવાનું કામ ગ્રામ્યપંચાયતો મારફતે થતું.

અફઘાન સમયમાં પ્રજાની આર્થિક સ્થિતિ સુધારવાનો કંઈપણ પ્રયત્ન થયો નહિ. તેમની સ્થાપેલી શાળાઓમાં પણ ફારસી ભાષા શીખવાતી. શિલ્પકળાની ખીલવણી થાય તેવાં ખાસ બાંધ-કામો પણ થયાં નથી.

ત્રણસો વરસ સુધી રાજ્યધર્મ તરીકે ઈસ્લામનો સતત પ્રચાર થવાથી, તથા હિંદુ અને મુસલમાનો એક બીજાના સહવાસમાં આવવાથી ઈસ્લામ ધર્મના સિદ્ધાંતોની અસર હિંદુ ધર્મ ઉપર થઈ. બંને ધર્મોના ભેદભાવો દૂર કરવા, એક બીજાની તિરસ્કારની લાગણી મટાડવા તે સમયના કેટલાક ધાર્મિક સુધારકોએ ઘટતો પ્રયત્ન કર્યો.

**ગુરુ નાનકે** પંજાબ તરફ નવો શીખ ધર્મ સ્થાપ્યો. તેમણે હિંદુ અને ઇસ્લામ ધર્મના સિદ્ધાંતોની મેળવણી કરી બંને પ્રજાને એકત્ર થવાનો ઉપદેશ આપ્યો.

**મહાત્મા કબીરે** પણ મૂર્તિપૂજાને વખોડી, ઉંચનીચના ભેદો દૂર કરવાનો અને ઈશ્વરની એકતાનો ઉપદેશ આપ્યો. આ પંથના લોકો કબીરપંથી કહેવાયા.

હિંદુ ધર્મમાં સુધારો તથા તેનું રક્ષણ કરનારા તે સમયમાં થએલા **રામાનંદ, ચૈતન્ય,** અને **શ્રી વલ્લભાચાર્ય** મુખ્ય હતા. આ મહાત્માઓને લીધે હિંદુ ધર્મને સારો વેગ મળ્યો.

**રામાનંદ** એ અગાઉ થઈ ગએલા રામાનુજાચાર્યના શિષ્ય હતા. તેમણે વર્ણભેદ દૂર કરી દરેક વર્ણના લોકોને ભક્તિમાર્ગનો ઉપદેશ આપી પોતાના શિષ્યો બનાવ્યા. તે ઈ. સ. ૧૪૧૧ માં મરણ પામ્યા.

**ચૈતન્ય** સ્વામીનો જન્મ બંગાળામાં થયો હતો ઇ. સ. ૧૪૮૬. ઈશ્વર ભક્તિ એજ મોક્ષ મેળવવાનો ખરો રસ્તો છે, અને તેનો લાભ સર્વ વર્ણના લોકો લઈ શકે છે એવો તેમનો ઉપદેશ હતો.

**શ્રી વલ્લભાચાર્યનો** જન્મ તૈલંગણમાં થયો હતો. તેમનો ઉપદેશ એ હતો, કે–ઈશ્વરને મેળવવા ભક્તિની જરૂર છે. કોઈ પણ જ્ઞાતિનો માણસ એ રીતે ઈશ્વરની કૃપા મેળવી શકે છે. એમનો પંથ પુષ્ટિમાર્ગી કહેવાય છે. ગુજરાતના ઘણા લોકો વલ્લભાચાર્યના અનુયાયીઓ છે. તેમનું મોટું મંદિર શ્રીનાથદ્વારમાં છે.



શ્રી વલ્લભાચાર્ય

# ૭. અફઘાન અમલમાં હિંદની રાજકીય સ્થિતિ

મુસલમાનોએ ત્રણસો વરસમાં હિંદમાં પોતાની સત્તાનો ઘણો ફેલાવો કર્યો. અફઘાન રાજાઓ લશ્કરના બળથી રાજ્ય કરતા. તેમના સુબાઓ પણ સ્વતંત્ર સૈન્યો રાખતા. આથી મુખ્ય રાજ્યકર્તાની નબળાઈનો લાભ લઈ તેઓ પોતાના પ્રાંતના ધણી થઈ બેસતા.

દિલ્હીની નબળી પડેલી સત્તાનો નાશ કરી હિંદુ રાજાઓએ પોતાની સત્તા જમાવવાનો એક પણ પ્રયત્ન ત્રણસો વરસમાં કર્યો જણાતો નથી. તેનું મૂખ્ય કારણ તેમનામાં કુસંપનાં બીજ ઉંડાં ઉતરેલાં હોવાથી પઠાણ રાજાઓ સાથે તેઓ એકત્ર બળથી લડી શકે એમ હતું નહિ. વળી જ્ઞાતિ બંધારણના કડક પાલનથી લડવાનું કામ માત્ર રજપુતોને માથે રહ્યું. પરિણામે તેમને રજપુતાનામાં ભરાઈ રહેવું પડ્યું.

આપણે અગાઉ કહ્યું તેમ બાબર આવ્યો ત્યારે હિંદુસ્તાનમાં પ્રાંતોના સુબાઓનાં તથા બીજાં પણ સ્વતંત્ર રાજ્યો સ્થપાયાં હતાં.

### ૧. ઉત્તર હિંદનાં રાજ્યો

પંજાબથી દિલ્હી સુધીનો મુલક દિલ્હીના બાદશાહોના હાથમાં હતો. અયોધ્યાની પાસે **જુવાનપુરમાં** ઇ. સ. ૧૩૯૮ માં મુસલમાન સુબા **મુબારકશાહે** શર્કી વંશની સ્થાપના કરી. **માળવા** પણ તૈમુરની ચઢાઇ પછી સ્વતંત્ર થયું. ત્યાંના સુબા હુસંગશાહે સ્વતંત્ર થઈ માંડુગઢમાં રાજગાદી કરી. **ખાનદેશમાં** પણ સ્વતંત્ર રાજ્ય સ્થપાયું હતું. **બંગાળાનો** સુબો ઇલિયાસ શાહ મહમદ ગાંડાના સમયમાં સ્વતંત્ર થયો. તેની સ્વતંત્રતા ફીરોજશાહે સ્વીકારી હતી.

**ગુજરાતનો** સુબો મુજફ્ફરશાહ પણ તે સમયે સ્વતંત્ર થઈ બેઠો. ગુજરાતના સુલતાનોમાં અહમદશાહ, મહમદશાહ અને બહાદુરશાહ એ પ્રખ્યાત સુલતાનો થયા. તેમને વિષે તમે શીખી ગયા છો.

ઉપર ગણાવ્યાં તે સિવાય ઉત્તરહિંદમાં બીજાં સ્વતંત્ર અને

બળવાન હિંદુ રાજ્યો હતાં. રજપુતાનામાં જોધપુર, જેસલમીર, અને મેવાડના રજપુતો સ્વતંત્ર હતા. તેમાં મેવાડનું રાજ્ય સૌથી જુનું અને બળવાન હતું. બાબર આવ્યો ત્યારે ત્યાં **રાણો સંગ** રાજ્ય કરતો હતો. છેક ઉત્તરમાં કાશ્મિર, નેપાળ, ભૂતાન અને પૂર્વમાં આસામનાં હિંદુ રાજ્યો હતાં.

**૨. દક્ષિણ હિંદનાં રાજ્યો:**

વિંધ્યાચળની દક્ષિણે કેટલાંક હિંદુ રાજ્યો હતાં. ઘણા સમય સુધી તે પ્રદેશમાં મુસલમાનો પેઠા ન હતા. ખિલજી વંશના અલાઉદ્દીને દક્ષિણમાં પ્રથમ સ્વારી કરી. તે પછી ઘણો ખરો પ્રદેશ મુસલમાની સત્તા નીચે આવ્યો. મહમદ ગાંડાના સમયમાં દક્ષિણમાં **બ્રાહ્મણી** અને **વિજયનગર**નાં બે રાજ્યો નવાં સ્થપાયાં હતાં. તેની હકીકત જાણવા જેવી છે તે હવે લઈશું.

**અ. બ્રાહ્મણી રાજ્ય:** ઇ. સ. ૧૩૪૭–૧૫૨૬

**હસનગંગુ** નામે એક ઇરાનીએ ઇ. સ. ૧૩૪૭ માં મુસલમાની રાજ્ય સ્થાપ્યું. તે ઇરાનના શાહ બહમનના કુટુંબનો હોવાથી તેના રાજ્યનું નામ બહમની કે બ્રાહ્મણી પડ્યું.

હસન વિષે બીજી પણ એમ વાત ચાલે છે, કે તે પ્રથમ દિલ્હીના ગંગુ નામે બ્રાહ્મણને ઘેર નોકર રહેતો હતો. હસનની પ્રમાણિકતા તથા તેનું ઉજ્જવળ ભવિષ્ય જોઈ ગંગુએ તેને દિલ્હીના પાદશાહ પાસે સો ઘોડેસ્વારનો ઉપરી નીમાવ્યો. ધીમે ધીમે ગંગુ ત્યાં સુબેદાર બન્યો, અને મહમદ તઘલખના સમયની અવ્યવસ્થાનો લાભ લઈ તેણે દક્ષિણમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું અને પોતાના શેઠનું નામ રાખવા રાજ્યનું નામ બ્રાહ્મણી રાજ્ય રાખ્યું; તથા ગંગુને પોતાનો પ્રધાન બનાવ્યો. પરંતુ આ વાત હવે સાચી મનાતી નથી.

બ્રાહ્મણી રાજ્ય ૧૭૦ વર્ષ સુધી ચાલ્યું. તેમાં ૧૪ સુલતાનો થયા. દરમિયાન રાજ્યનો વિસ્તાર ઘણો વધ્યો. પંદરમી સદીની આખરે બ્રાહ્મણી રાજ્યના ભાગ પડ્યા અને **બિજાપુર, ગોવળકોંડા, અહમદનગર, બીડર** અને **વરાડ** એ પાંચ રાજ્યો ઉભાં થયાં.

આ રાજ્યોને વિજયનગરના હિંદુ રાજ્ય સાથે ઘણો વખત લડાઇઓ થતી. એથી બંને પક્ષના નિરપરાધી લોકોને ઘણું સહન કરવું પડતું. છેવટે આ સઘળા રાજ્યોએ એકત્ર થઈ વિજયનગરના હિંદુ રાજ્યનો અંત આણ્યો.

**ચ. વિજયનગરનું હિંદુ રાજ્ય :** ઈ. સ. ૧૩૩૬–૧૫૬૫

**હરિહર** અને **બુક્કરાય** નામે બે ભાઈઓએ **માધવાચાર્ય** નામે વિદ્વાન સાધુની સલાહથી તુંગભદ્રા નદીને તીરે **વિજયનગર** શહેર વસાવી નવા રાજ્યની સ્થાપના કરી, ઈ. સ. ૧૩૩૬.

આ રાજ્યનો વિસ્તાર ધીમે ધીમે ઘણો વધ્યો. રાજધાનીનું શહેર વિજયનગર પણ આબાદ અને સુશોભિત બન્યું. **કૃષ્ણદેવ** રાજાના સમયમાં રાજ્યની કીર્તિ દૂર દેશાવર સુધી ફેલાઈ હતી. તે દક્ષિણ હિંદુસ્તાનનો છેલ્લો હિંદુ રાજા હતો.

બ્રાહ્મણી રાજાઓ સાથે વિજયનગરના રાજ્યને ઘણી લડાઈઓ લડવી પડતી. બ્રાહ્મણી રાજ્યના પાંચે સુલતાનોએ એકત્ર થઈને વિજયનગર ઉપર ચઢાઈ કરી. **તાલીકોટાના** મેદાનમાં બંને સૈન્યો વચ્ચે ભારે યુદ્ધ થયું. આ યુદ્ધમાં હિંદુ સૈન્ય છેક નાશ પામ્યું. મુસલમાનોએ વિજયનગર લૂટયું, બાળ્યું અને તેમાંની ભવ્ય ઇમારતો તોડી નાખી તેને છેક તારાજ બનાવ્યું, ઈ. સ. ૧૫૬૫.

આ યુદ્ધથી દક્ષિણ હિંદના મોટા રાજ્યનો અંત આવ્યો.

## પ્રશ્નો.

(૧) અફઘાન અમલમાં હિંદની પ્રજાની સામાજિક અને ધાર્મિક પરિસ્થિતિ કેવી હતી તેનું વર્ણન કરો.

(૨) ઇસ્લામ ધર્મની હિંદુધર્મ ઉપર શી અસર થઈ? તે સમયના ધર્મસુધારકોએ કેવો બોધ કર્યો?

(૩) બ્રાહ્મણી રાજ્યના ઇતિહાસની ટૂંક હકીકત લખો.

(૪) વિજયનગરના હિંદુ રાજ્ય વિષે શું જાણો છો? તાલીકોટના યુદ્ધનું મહત્ત્વ સમજાવો.

(૫) બાબર આવ્યો ત્યારે હિંદની રાજકિય સ્થિતિ કેવી હતી તે સમજાવો.

# ખંડ ૪. મોગલ સલ્તનત

[ ઈ. સ. ૧૫૨૬ થી ઈ. સ. ૧૮૫૭ ]

## ૧. બહાદુર બાબર

( ઈ. સ. ૧૫૨૬–૧૫૩૦ )

### મોગલો કોણ હતા ?

મોગલો મધ્ય એશિઆમાં આવેલા મોંગોલીઆના વતની હતા. તેરમી સદીમાં તેમના મોટા સરદાર ચંગીઝખાને મધ્ય એશિઆમાં મહાન રાજ્ય સ્થાપ્યું હતું. મોગલો વારંવાર હિંદ ઉપર હુમલા કરતા અને ત્રાસ વર્તવતા. આ વંશના તૈમુરે દિલ્હીની સત્તાનો નાશ કર્યો હતો તે તમે જાણો છો.

### બાબરનું પૂર્વ જીવન

બાબર એ તૈમુરના વંશનો હતો. એનો જન્મ તુર્કસ્તાનમાં આવેલા **ફરગાના** પ્રાંતમાં થયો હતો, ઈ. સ. ૧૪૭૩. તેનું મૂળ નામ **ઝહીરૂદ્દીન** હતું. બાર વર્ષની વયે તેનો પિતા મરણ પામ્યો. તેનો કાકો તેનું રાજ્ય લઈ લેવાની ખટપટ કરતો હતો તેથી તેની સાથે બાબરને ઘણી લડાઈઓ થઈ. આ લડાઈઓમાં બાબર ઘણી વખત ઘરબાર વગરનો ભિખારી બની જતો; તોપણ



બાબર

ધીરજ અને હિંમત રાખી પોતાનું રાજ્ય પાછું મેળવવાના પ્રયત્નો




કરતો. છેવટે તે હિંદુકુશ પર્વત ઓળંગી અફઘાનિસ્તાન આવ્યો અને કાબુલ જીતી અફઘાનિસ્તાનનો રાજા બન્યો.

કાબુલમાં રહેવાથી બાબર હિંદુસ્તાનની પરિસ્થિતિથી વાકેફ બન્યો. આ સમયે દિલ્હીની ગાદી પર **ઈબ્રાહીમ** લોદી રાજ્ય કરતો હતો. તેના ઉદ્ધત વર્તનથી રાજ્યના સરદારો કંટાળ્યા હતા. પંજાબના સુબા દોલતખાન લોદીએ, તથા ઈબ્રાહીમના કાકા અલાઉદ્દીન લોદીએ બાબરને દિલ્હી જીતવાનું આમંત્રણ આપ્યું. બાબરે આવેલા આમંત્રણનો સ્વીકાર કરી હિંદુસ્તાન પર ચઢાઈ કરી.

**પાણીપતનું યુદ્ધઃ** ઈ. સ. ૧૫૨૬

બાબર ૧૩૦૦૦ મોગલ સિપાઈઓના લશ્કર સાથે હિંદમાં આવ્યો. પાણીપતના મેદાનમાં ઈબ્રાહીમના સૈન્ય સાથે તેને દારૂણ યુદ્ધ થયું. બાબરનું સૈન્ય નાનું પણ કેળવાએલું હતું. તેની વ્યુહરચના ઉત્તમ હતી. ઈબ્રાહીમ પાસે એક લાખ માણસનું લશ્કર હતું, પણ બાબરની તોપોનો માર આગળ તે ટકી શક્યું નહિ. ૧૬૦૦૦ અફઘાનો કપાઈ મુઆ. ઇબ્રાહીમ પોતે પણ રણમાં પડ્યો અને બાબરની સંપૂર્ણ જીત થઈ. આ જીતથી બાબરે હિંદમાં મોગલસત્તાની સ્થાપના કરી.

**બાબરની મુશ્કેલીઓ**

પાણીપતની જીતથી બાબર દિલ્હી અને આગ્રાનો બાદશાહ બન્યો. પરંતુ તેની સામે ઘણી મુશ્કેલીઓ ઉભી હતી. તેને હજી અફઘાન સરદારો અને સ્વતંત્ર સુલતાનોને વશ કરવાના હતા. રજપૂતોને તાબે કરવાના હતા. વળી તેનું લશ્કર પણ કાબુલ પાછું ફરવા ઈચ્છતું હતું. બાબરે પોતાના સૈન્યમાંથી કેટલાકને રજા આપી અને કેટલાકને સમજાવી સાથે રાખ્યા.

**રાણો સંગ્રામસિંહ**

રજપુતોમાં શિરોમણી ગણાતો રાણો સંગ્રામસિંહ ચિતોડમાં રાજ્ય કરતો હતો. તે એક પગે લંગડો, એક હાથે ઠુંઠો અને એક આંખે કાણો હતો. તેના શરીર પર એંસી ઘા પડેલા હતા. રોગ કસા-

એલો યોદ્ધો હતો. તેની જિંદગી લડાઈ઼ઓ લડવામાંજ ગઈ હતી હિંદમાં મહાન રજપુત રાજ્ય સ્થાપવાની તેની ઈચ્છા હતી.

તૈમુરની માફક બાબર પણ દિલ્હી લૂટી પાછો ફરશે એ આશયથી બાબરને આમંત્રણ આપવામાં તે સંમત થયો હતો. બાબરે હિંદમાં સ્થાયી વસવાટ કર્યો અને હિંદને એકત્ર કરનારી મોગલાઈની સ્થાપના કરી; ત્યારે તેને હાંકી મૂકવાની રાણા સંગે પ્રચંડ તૈયારીઓ કરી.

**કહાનવાનું યુદ્ધ** : ઈ. સ. ૧૫૨૭

રાણા સંગે ૮૦ હજાર માણસનું પ્રચંડ સૈન્ય તૈયાર કરી મોગલો સામે લડાઈ આરંભી. આગ્રાથી ૨૦ માઈલ દૂર સીક્રી આગળ કહાનવાના મેદાનમાં બંને સૈન્યો એકઠાં મળ્યાં. શરૂઆતમાં બાબરની મોખરાની ટુકડીઓ નાશ પામી. બાબર આથી હતાશ થયો. આ યુદ્ધમાં વિજય મળે તે માટે તેણે ઈશ્વરની બંદગી કરી. દારૂ નહિ પીવાની દઢ પ્રતિજ્ઞા લીધી અને પોતાના સૈનિકોને ઉત્સાહિત કર્યા. આ કટોકટીના સમયે **શિલાદિત્ય** નામે તુંવાર રાજા રાણા સંગને દગો દઈ બાબરના પક્ષમાં ભળી ગયો. રજપુત સૈન્યમાં ભંગાણ પડયું. બાબરની ઉત્તમ વ્યુહરચના અને તોપોના માર સામે તેઓ ટકી શકયા નહિ. રજપુતો હાર્યા, રાણો સંગ મેદાનમાંથી નાસી ગયો. તેણે જીવતાં સુધી ચિતોડમાં પગ મૂકયો નહિ. બાબરે સિક્રીને **ફત્તેહપુર** નામ આપ્યું.

દિલ્હીની ગાદીએ ફરીથી રજપુત રાજ્ય સ્થાપવાનો રજપુતોનો આ છેલ્લો પ્રયત્ન એકાએક નિષ્ફળ ગયો.

આ યુદ્ધ પછી બાબરે ચંદેરીનો કિલ્લો જીત્યો ઈ. સ. ૧૫૨૮, તથા બંગાળા અને બિહારના અફઘાન સરદારોને ગોગ્રા નદીને કિનારે હરાવી તેમનું બળ તોડયું. આ જીતોથી કાબુલથી બંગાળા અને દક્ષિણે ગ્વાલીયર સુધીનો પ્રદેશ બાબરના કબજામાં આવ્યો.

## હુમાયુની માંદગી અને બાબરનું મરણ

બાબરે રાજ્ય વ્યવસ્થામાં લક્ષ આપવા માંડયું; તે સમયે શાહજાદો હુમાયુ માંદો પડયો. આ સંબંધમાં એવી વાત છે કે એક મોલવીએ કહ્યું કે "તમે ખુદાને તમારો કીંમતી હીરો ભેટ ધરો તો હુમાયુ બચે." બાબરે હીરા કરતાં પણ પોતાની જિંદગી હુમાયુને માટે ખુદાને અર્પણ કરવાનું નક્કી કર્યું. તેણે હુમાયુની પથારીની આસપાસ પ્રદક્ષિણા કરી ખુદાને પ્રાર્થના કરી કે "હે ખુદા! હુમાયુને બચાવ અને મારો જીવ લે." બન્યું પણ તેમજ. તે દિવસથી હુમાયુ સાજો થતો ગયો અને બાબર માંદો પડયો અને થોડા રોજમાં મરણ પામ્યો, ઇ. સ. ૧૫૩૦.

## બાબરનું ચારિત્ર્ય

બાબર કુશળ સૈનિક અને અજબ શક્તિશાળી રાજ્યકર્તા હતો. બાહોશ સેનાપતિના ઉત્તમ ગુણો વડેજ તે ઘણી લડાઇઓમાં વિજય મેળવતો. તેને નાનપણથીજ ઘણાં સંકટો વેઠવાં પડયાં હતાં. તે હિંમત અને ધીરજથી મુશ્કેલીઓ દૂર કરતો. તેની સહનશક્તિ અજબ હતી. કદીયે તે નિરાશ બનતો નહિ. તેનું શરીર કસાયલું અને મજબુત હતું. તરવાનો તેને ઘણો શોખ હતો. હિંદુસ્તાનમાં આવતાં રસ્તામાં આવેલી સઘળી નદીઓ તેણે તરીને ઓળંગી હતી. તેનું હૃદય પ્રેમાળ અને ઉદાર હતું. પાણીપતના યુદ્ધમાં વિજય મળ્યા પછી તેણે દિલ્હીના ખજાનાનું સઘળું દ્રવ્ય સૈનિકોમાં વહેંચી દીધું હતું. તેને કવિતાનો શોખ હતો. તેણે સુંદર કાવ્યો લખ્યાં છે; તથા પોતાનું જીવન ચરિત્ર પણ લખ્યું છે. તેને બાગબગીચાનો ઘણો શોખ હતો. તેના મરણ પછી તેની ઇચ્છા મુજબ કાબુલના તેના બનાવેલા સુંદર બગીચામાં તેના શબને દફનાવવામાં આવ્યું.

---

## ૨. હુમાયુ

[ ઈ. સ. ૧૫૩૦–૧૫૪૦ ]

( પુનઃ રાજ્યારોહણ: ઈ. સ. ૧૫૫૫–૧૫૫૬ )

બાબરના **મરણ** પછી હુમાયુ ૨૩ વરસની ઉંમરે ગાદીએ બેઠો. તેને ત્રણ ભાઈઓ હતા: **કામરાન, હિંદાલ** અને **અસ્કરી.**



હુમાયુ

બાબરે આપેલી શિખામણ મુજબ હુમાયુ તેના ભાઈઓ સાથે ઉદારતાથી વર્ત્યો. તેણે દિલ્હી અને આગ્રા પ્રાંતો પોતાના ભાગમાં રાખી બાકીનો મુલક ત્રણે ભાઇઓને વહેંચી આપ્યો. કાબુલ અને પંજાબના પ્રાંતો એના ભાઈઓને મળવાથી તે પ્રદેશમાંથી સૈનિકોની મદદ હુમાયુને મળતી બંધ થઈ. રાજ્યની વહેંચણી કરવામાં તેણે ભલાઈ રાખી પણ તેમાંજ તેની મોટી ભૂલ થઈ.

આપણે જાણીએ છીએ કે બાબર હિંદમાં રાજ્ય સત્તા જમાવી શકે તે પહેલાં મરણ પામ્યો હતો. હુમાયુ ગાદીએ બેઠો ત્યારે અફઘાન સરદારો પોતાનું ખોએલું રાજ્ય પાછું મેળવવા તૈયારીઓ કરતા હતા. બિહારનો શેરશાહ અને ગુજરાતનો સુલતાન બહાદુરશાહ તેના મોટા દુશ્મનો હતા; તથા તેના સગા ભાઈઓ પણ દિલ્હીની ગાદી માટે ખટપટો કરતા હતા.

### ગુજરાતનો બહાદુરશાહ

હુમાયુને પ્રથમ ગુજરાતના બહાદુરશાહ સાથે લડાઈ થઈ. બહાદુરશાહ સર્વોપરિ સત્તા મેળવવા મથતો હતો. તેણે માળવા,

ખાનદેશ, વરાડ અને અહમદનગર જીતી પોતાની સત્તા વધારી હતી, તેણે ચિતોડ પર સ્વારી કરી હતી, અને દિલ્હી જીતવાના તેના કોડ હતા. ચિતોડની રાણી કરણાવતીને મદદ કરવા હુમાયુ બળવાન સૈન્ય સાથે બહાદુરશાહ સામે ગયો. બહાદુરશાહ આ વખતે ચિતોડ જીતી મંદીસરમાં છાવણી નાખી પડયો હતો. હુમાયુએ તેને સખત હરાવ્યો. બહાદુરશાહ નાઠો અને દીવમાં જઈ ભરાયો, ઇ. સ. ૧૫૩૬. હુમાયુએ ગુજરાત પ્રાંત કબજે કર્યો અને પોતાના ભાઈ અસ્કરીને સુબો નીમ્યો.

હુમાયુ ગુજરાતમાં હતો તે સમયનો લાભ લઈ અફઘાન સરદાર શેરખાને બંગાળા અને બિહારમાં પોતાની સત્તા જમાવી દીધી. આથી ગુજરાતનું રાજ્ય વ્યવસ્થિત કર્યા સિવાય હુમાયુ શેરખાન સામે યુદ્ધ કરવા ગયો. તેના ગયા પછી બહાદુરશાહે ગુજરાત ફરીવાર જીતી લીધું.

**શેરખાનનું બંડ**

શેરખાન સામે જઈ હુમાયુએ પ્રથમ ચુનારનો કિલ્લો જીત્યો. આથી શેરખાન બંગાળા તરફ નાઠો અને હુમાયુને પોતાની પાછળ આવવા દીધો. હુમાયુ બંગાળાના પાટનગર ગૌડ સુધી ગયો અને ત્યાં જઈ એશઆરામમાં પડયો. દરમિઆન ચતુર અને યુદ્ધકળામાં પ્રવીણ શેરખાને ચપળતા વાપરી બંગાળા અને બિહાર વચ્ચેનો પ્રદેશ જીતી હુમાયુને **બક્સર** આગળ હરાવ્યો. આ યુદ્ધમાં હુમાયુનાં ઘણાં માણસો મરાયાં. તે પોતે ગંગા નદીમાં પડયો અને એક ભીસ્તીની મદદથી જીવતો નીકળ્યો.

**હુમાયુની હાર અને નાસભાગ**

હુમાયુએ આગ્રે જઈ ફરીથી યુદ્ધની તૈયારી કરી. શેરખાને તેને **કનોજ** પાસે સજ્જડ હાર ખવડાવી, ઇ. સ. ૧૫૪૦. હુમાયુ આથી લાહોર તરફ નાઠો. લાહોરમાં રહેતા તેના ભાઈ કામરાને કંઈજ મદદ કરી નહિ; તેથી હુમાયુ રજપુતાનામાં થઈ સિંધ ગયો. રણમાં તે ભૂખ અને દુઃખથી ઘણો હેરાન થયો. આ સમયે તેને વફાદારીથી

વળગી રહેલાં ફક્ત સાત માણુસો હતાં. તેમાં તેનો બનેવી બહેરામખાન મૂખ્ય હતો. તેની સ્ત્રી હમીદા બેગમે **ઉમરકોટ**માં એક પુત્રનો જન્મ આપ્યો, ઇ. સ. ૧૫૪૨. એ **મહાન અકબર**ના નામે પ્રસિદ્ધ થયો.

બે વરસ સુધી સિંધમાં રખડીને તે **ઇરાન** જવા નીકળ્યો. કંદહારમાં રહેતા તેના ભાઈ અસ્કરીએ તેને મદદ કરવાને બદલે કેદ પકડવાનો પ્રયત્નો કર્યો. બાળક અકબર તથા હમીદા બેગમ કેદ પકડાયાં અને હુમાયુ ઇરાન નાસી ગયો.

ઇરાનના શાહ **તમસ્પે** હુમાયુને સારો આવકાર આપ્યો અને તે શિઆ પંથ સ્વીકારે તો લશ્કરની મદદ આપવાનું વચન આપ્યું. હુમાયુએ શીઆ પંથ સ્વીકાર્યો.

ઇરાનના શાહે મદદમાં આપેલા ૧૨૦૦૦ ના લશ્કર વડે હુમાયુએ પ્રથમ અસ્કરીને હરાવી કંદહાર લીધું અને અકબર તથા હમીદાને છોડાવ્યાં. તે પછી કામરાન પાસેથી કાબુલ જીત્યું તથા પંજાબનો ઘણો ભાગ જીતી લીધો.

## મોગલાઈની પુનઃ સ્થાપના

હુમાયુની નાસભાગ દરમિઆન દિલ્હીની ગાદીએ શેરશાહે સૂરવંશની સ્થાપના કરી હતી. શેરશાહ પાંચ વરસ રાજ્ય કરી મરણ પામ્યો. તેની પછી તેના વંશજો તદ્દન નબળા હોવાથી દેશમાં અરાજકતા વ્યાપી હતી, તે તકનો લાભ લઈ હુમાયુએ સૂરવંશના સિકંદરને સરહિંદ પાસે હરાવી દિલ્હીનું રાજ્ય પંદર વરસે પાછું મેળવ્યું, ઇ. સ. ૧૫૫૫.

હિંદમાં આવ્યા પછી હુમાયુ દિલ્હીનું રાજ્ય ઝાઝો સમય ભોગવી શકયો નહિ. એક દિવસ આરસ પહાણની સીડીએથી તે ઉતરતો હતો; તેવામાં તેની લાકડી ખસી જવાથી નીચે પડી ગયો અને થોડા રોજમાં મરણ પામ્યો, ઇ. સ. ૧૫૫૬.

## હુમાયુના ગુણ દોષ

હુમાયુ બહાદુર અને સાહસિક હતો, પરંતુ લહેરી અને આળસુ હતો. સતત કાર્ય કરવાની તેનામાં ઉણપ હતી. તે દૃઢ નિશ્ચયવાળો અને દુરંદેશી ન હોવાથી શેરખાન જેવા સાહસિક અને યુદ્ધકળામાં નિપુણ દુશ્મન સામે તે ટકી શક્યો નહિ.

હુમાયુ ભલો હતો, હદ ઉપરાંત ભલો હતો. એ ભલમનસાઈનોજ તેના સગા ભાઇઓએ દુરુપયોગ કર્યો અને તેને નાસભાગ કરવી પડી. તે વિદ્વાન હતો. સાહિત્ય, વિજ્ઞાન અને ખગોળનો તેને ઘણો શોખ હતો. આ ગુણો વડે તે ઉત્તમ મનુષ્ય ગણાયો, પણ રાજ્યકર્તા તરીકે નિષ્ફળ નીવડયો.

### પ્રશ્નો.

(૧) બાબરના પૂર્વજીવન વિષે શું જાણો છો ?

(૨) બાબર હિંદુસ્તાન ઉપર ચઢી આવ્યો તે સમયની દેશની સ્થિતિનું વર્ણન કરો.

(૩) હુમાયુએ દિલ્હીનું રાજ્ય કેવી રીતે ગુમાવ્યું અને કેવી રીતે પાછું મેળવ્યું ?

(૪) હુમાયુના ગુણદોષ જણાવો અને તે રાજ્યકર્તા તરીકે કેમ નિષ્ફળ નીવડ્યો તે લખો.

### યાદ રાખવા જેવા કેટલાક બનાવો

(૧) પાણીપતનું યુદ્ધ, ઈબ્રાહીમ લોદીની હાર અને મોગલાઈની સ્થાપના ... ... ...ઇ. સ. ૧૫૨૬

(૨) રાણા સંગની કહાનવાના મેદાનમાં હાર ...ઇ. સ. ૧૫૨૭

(૩) કનોજના યુદ્ધમાં હુમાયુની હાર; શેરખાન દિલ્હીની ગાદીએ બેઠો. ... ... ...ઇ. સ. ૧૫૪૦

(૪) ઉમરકોટમાં હમીદાએ અકબરને જન્મ આપ્યો. ઇ. સ. ૧૫૪૨

(૫) હુમાયુએ દિલ્હીનું રાજ્ય મેળવ્યું. ... ...ઇ. સ. ૧૫૫૫

## ૩. સૂરવંશ

[ઇ. સ. ૧૫૪૦– થી ૧૫૫૫]

**૧. શેરશાહ** : ઇ. સ. ૧૫૪૦–૧૫૪૫

શેરશાહ સૂર જાતનો અફઘાન હતો. તેનું મૂળનામ **ફરીદખાન** હતું. તેનો બાપ જુવાનપુરના સુલતાનને ત્યાં સરદાર હતો. એક વખત ફરીદખાન તે સુલતાનની સાથે શિકારે ગયો હતો ત્યાં તરવારના એક ઝટકાથી તેણે વાઘને માર્યો. તે ઉપરથી સુલતાને તેનું નામ **શેરખાન** પાડયું.

શેરખાને બહાદુરી વડે બંગાળા અને બિહારમાં પોતાની સત્તા જમાવી હતી. સમય મળતાં તેણે બકસર અને કનોજના યુદ્ધમાં હુમાયુને હરાવી દિલ્હીનું રાજ્ય કેવી રીતે મેળવ્યું, તે આપણે જાણીએ છીએ. તે "ફરીઉદ્દિન અબુલ મુઝફર શેરશાહ" નામ ધારણ કરી દિલ્હીની ગાદીએ બેઠો, ઇ. સ. ૧૫૪૦.


શેરશાહ

ગાદીએ બેઠા પછી શેરશાહે પંજાબ જીતી ત્યાં સુબો નીમ્યો. માળવાના સુબાને હરાવી તે પ્રાંત ખાલસા કર્યો, ઇ. સ. ૧૫૪૨.

મુલતાન અને સિંધ જીતી રાયસેનનો કિલ્લો લીધો. મારવાડના રાજા માલદેવને મહા મુશ્કેલીએ હરાવ્યો. બીજે વરસે બુંદેલખંડમાં કલિંજરના કિલ્લાને ઘેરો ઘાલ્યો. આ કિલ્લો લેતાં તેનો દારૂગોળો સળગી ઊઠતાં તે દાઝયો અને મરણ પામ્યો, ઇ. સ. ૧૫૫૫.

શેરશાહે દિલ્હીની ગાદીએ ફક્ત પાંચજ વર્ષ રાજ્ય કર્યું. પરંતુ તે રાજ્યકારભારમાં ચતુર અને બાહોશ હોવાથી તેણે તે દરમિઆન ઘણા **સુધારાઓ** કર્યા.

(૧) જીતેલા મુલકના ભાગો પાડી તેણે તે ઉપર સુબાઓ નીમ્યા. (૨) **ટોડરમલ** પાસે રાજ્યની જમીનની માપણી કરાવી ખેડુતોએ આપવાનો કર નક્કી કર્યો. (૩) ગરીબ અને તવંગરને એક સરખો ન્યાય મળે તે માટે દિવાની અને ફોજદારી ખાતાં જુદાં પાડ્યાં. (૪) ટપાલ લાવવા લઈ જવા માટે ડાકના ઘોડા રાખ્યા. (૫) લશ્કરમાં સુધારો કરી તેમને પગાર આપવાનો નક્કી કર્યો. (૬) લોકોપયોગી કામો માટે તેણે બંગાળાથી લાહોર સુધીનો બે હજાર માઈલ લાંબો રાજમાર્ગ બંધાવ્યો. તે ઉપર ઠેરે ઠેર ઝાડો રોપાવ્યાં, કુવા ખોદાવ્યા, અને ધર્મશાળાઓ બંધાવી. (૭) રાજ્યના કરો ઓછા કર્યા. વજનના માપમાં સુધારો કર્યો. રૂપાનું ચલણ સુધાર્યું અને હિસાબી ખાતું ખોલ્યું.

શેરશાહની યુદ્ધકળા અને લશ્કરી વ્યુહરચના ઉત્તમ અને નવીન હતી. તે દુશ્મનોની સામી છાતીએ ન લડતાં છાપો મારતો અને એ પદ્ધતિ વડેજ વિજય મેળવતો. રાજ્યકારભારમાં તે ચતુર અને મુત્સદ્દી હતો. ચુસ્ત મુસલમાન હોવા છતાં તેણે હિંદુઓ પર જુલમ કર્યો નથી. બાંધકામનો તેને શોખ હતો. **શેસારામ** આગળ બંધાવેલી તેની કબર હિંદનાં સૌથી સુંદર સ્મારકોમાં ગણના પામે છે.

**૨. શેરશાહ પછીના રાજાઓઃ** ઈ. સ. ૧૫૪૫–૧૫૫૫

શેરશાહ પછી તેનો પુત્ર **સલીમશાહ** ગાદીએ બેઠો. તે નવ વરસ રાજ્ય કરી મરણ પામ્યો. તેના પછી તેનો બાળકુંવર **ફીરોઝ** ગાદીએ બેઠો. તેને તેના મામા મુબારિઝખાને મારી નાખ્યો અને પોતે **આદિલશાહ** નામ ધારણ કરી ગાદીએ બેઠો.

આદિલશાહમાં રાજ્યકર્તા તરીકેનો એક પણ ગુણ ન હતો. તેણે રાજ્યનો સઘળો કારભાર **હેમુ** નામે મેવાતી વણિકને સોંપ્યો હતો.

આદિલશાહની સામે આગ્રામાં **ઈબ્રાહીમ** સૂરે અને પંજાબમાં

**સિકંદર સૂરે** પણ પાદશાહપદ ધારણ કર્યો. આથી રાજ્યના ત્રણ ભાગો પડી ગયા. આ અંધાધુંધીનો લાભ લઈ **હુમાયુએ** હિંદમાં દાખલ થઈ પોતાનું ગુમાવેલું રાજ્ય પાછું મેળવ્યું.

દિલ્હીની ગાદીએ પંદર વરસે ફરીથી મોગલ વંશની સ્થાપના થઈ, ઇ. સ. ૧૫૫૫.

### પ્રશ્નો.

(૧) શેરશાહે દિલ્હીનું રાજ્ય કેવી રીતે મેળવ્યું? તેના પૂર્વજીવન વિષે શું જાણો છો?

(૨) શેરશાહ ઉત્તમ રાજ્યકર્તા હતો—એમ શા ઉપરથી કહેવાય છે? ગાદીએ બેઠા પછી તેણે કેવી રીતે રાજ્ય કર્યું?

## ૪. શાહેનશાહ અકબર

[ઇ. સ. ૧૫૫૬–૧૬૦૫]

**આરંભની પરિસ્થિતિ**

હુમાયુના અકાળ અવસાન પછી અકબર દિલ્હીનો ધણી થયો. આ સમયે તે માત્ર ૧૩ વરસની કુમળી વયનો હતો; તથા તેના ફુઆ **બહેરામખાન** સાથે પંજાબ તરફ હતો. સૂરવંશના આદિલશાહે ચુનાર તરફ પોતાની સત્તા જમાવી હતી. તેના પ્રધાન **હેમુએ** ઉપરના સંજોગોનો લાભ લઈ દિલ્હી અને આગ્રા જીતી લીધાં; અને તે પોતે **વિક્રમાદિત્ય** નામ ધારણ કરી દિલ્હીની ગાદીએ બેઠો.

**હેમુ સાથે પાણીપતનું યુદ્ધ** : ઇ. સ. ૧૫૫૬

દિલ્હી ગુમાવ્યાની વાત જાણી બહેરામખાન મોગલ સૈન્ય લઈ હેમુ સામે ગયો. પાણીપતના મેદાનમાં બંને વચ્ચે ભારે યુદ્ધ થયું. એવામાં હેમુની આંખમાં તીર વાગ્યું. તે ઘવાયો, કેદ પકડાયો, અને તેનું લશ્કર નાસી ગયું. બહેરામખાને હેમુનો અકબરની સમક્ષ તેની ના મરજી છતાં શિરચ્છેદ કર્યો, ઇ. સ. ૧૫૫૬.

## બહેરામખાનનો અમલ

આપણે જોયું તેમ બહેરામખાનની બહાદુરી, વફાદારી અને લડાયક શક્તિથીજ દિલ્હીનું રાજ્ય અકબરના હાથમાં આવ્યું. તે પછી બહેરામખાને પંજાબ, મુલતાન, ગ્વાલીઅર અને અજમેરનાં રાજ્યો જીતી મોગલાઈને દૃઢ કરી.

બહેરામખાન કડક સ્વભાવનો હતો. તેને સત્તાનો ઘણો મદ હતો. ઘણી વખત તે ઉદ્ધતાઈથી વર્તતો અને સરદારો તથા રાજ્ય-કુટુંબના માણસોનું પણ અપમાન કરતો.

હવે અકબર મોટી ઉંમરનો થવાથી બહેરામખાનના આપખુદ અમલથી છૂટવાનો તેણે વિચાર કર્યો. એક વખતે તેણે રાજ્યની લગામ હાથમાં લીધાનો ઢંઢેરો બહાર પાડ્યો. આથી બહેરામને માઠું લાગ્યું. તેણે પંજાબમાં જઈ બળવો કર્યો; પણ તે હાર્યો અને કેદ પકડાયો. અકબરે તેની વફાદારી અને જુની સેવા ધ્યાનમાં લઈ માફી આપી. બહેરામ મક્કા હજ કરવા નીકળ્યો. રસ્તામાં પાટણ પાસે તેના કોઈ દુશ્મને તેને મારી નાખ્યો.

## અકબરની પ્રથમની મુશ્કેલીઓ અને તેનો ઉપાય

અકબરે રાજ્યની લગામ હાથમાં લીધી, પરંતુ તેની મુશ્કેલીઓ ઘણી હતી. સઘળા અફઘાન અમીરો અને સુબાઓ મોગલોથી વિરુદ્ધ હતા. રજપુતો પણ તેમના દુશ્મનો હતા. હિંદુ પ્રજામાં પણ મુસલમાન રાજ્યકર્તા તરફ અસંતોષ હતો.

અકબર સમજતો હતો કે પ્રજા પ્રેમ સંપાદન કર્યા વિના કોઈ પણ રાજ્ય લાંબો સમય ટકી શકતું નથી. તેમજ તે એમ પણ જાણતો હતો, કે રજપુતોના સહકાર અને મદદ વિના મોગલ રાજ્ય મજબુત થઈ શકવાનું નથી. આ માટે તેણે હિંદુ અને મુસલમાન પ્રજા સાથે સમાનભાવથી વર્તવાની ઉદાર રાજ્યનીતિનો અમલ કર્યો.

## રજપુતો સાથે સંબંધ

અકબરે રજપુત રાજાઓ સાથે લડાઈ શરૂ કરી; પરંતુ તેમનો સહકાર મેળવવા માટે તેમના જીતેલા મુલકો પાછા આપી તેમને ખંડીઆ બનાવ્યા. વળી મૈત્રીનો સંબંધ દૃઢ કરવા માટે રજપુત કુંવરીઓ સાથે લગ્ન કર્યું. રજપુત રાજાઓના કુંવરોને રાજ્યના મોટા હોદ્દા પર નીમ્યા. એ રીતે અકબરે અંબેરના રાજા બિહારીમલની પુત્રી **જોધબાઈ** સાથે પ્રથમ લગ્ન કર્યું. તેના પુત્ર ભગવાનદાસને પંજાબમાં સુબો નીમ્યો; તથા ભગવાનદાસના પુત્ર માનસિંહને લશ્કરમાં ઉંચો હોદ્દો આપ્યો. આમ જયપુર, જોધપુર, બિકાનેર વગેરે રજપુત રાજાઓ પાસે તેણે પોતાનું સર્વોપરિપણું સ્વીકારાવ્યું.



અકબર

મુસલમાનોને કન્યા આપવાની-**વર્ણાંતર લગ્નપ્રથા** કેટલાક રજપુતોને ઝેર જેવી લાગી. મેવાડના રાણાઓએ આવું કૃત્ય કરવાની ચોકખી ના પાડી, અને જેમણે એવાં કામ કર્યાં તેમનો તિરસ્કાર કર્યો. જેથી અકબરે ચિતોડ ઉપર ચઢાઈ કરી.

ચિતોડમાં રાણા સંગનો પુત્ર **ઉદેસિંહ** રાજ્ય કરતો હતો. અકબરે ચિતોડને ઘેરો ઘાલવાથી તે ચિતોડના રક્ષણનું કામ જયમલને સોંપી અરવલ્લીના ડુંગરોમાં ભરાઈ ગયો. ઘેરો ચાર માસ ચાલ્યો, પણ ચિતોડ જીતાયું નહિ. એક વખતે રાત્રે કિલ્લામાં પડેલું બાકોરૂં **જયમલ** પુરાવતો હતો તે તકનો લાભ લઈ અકબરે બંદુકથી તેને ઠાર કર્યો. જયમલના મરણ પછી રજપુતોએ કેસરીઆં કર્યાં. તેમની સ્ત્રીઓ ચિતા ખડકાવી બળી મુઈ. **જયમલ** અને

સરદાર ફત્તાની બહાદુરીથી અકબર ખૂશ થયો અને તેમનાં પુતળાં કોતરાવી આગ્રાના રાજમહેલમાં મૂકાવ્યાં. ચિતોડ અકબરના હાથમાં આવ્યું છતાં મેવાડનો રાણો તાબે થયો નહિ.

મેવાડની ટેકરીઓમાં ભરાઈ રહેલા **ઉદેસિંહે ઉદેપુર** નામે નગર વસાવી ત્યાં રાજધાની કરી. તેના મરણ પછી તેનો પ્રતાપી પુત્ર **પ્રતાપ** મેવાડની ગાદીએ બેઠો.

**રાણા પ્રતાપે** મેવાડની સ્વતંત્રતા સાચવી રાખવા મોગલો સામે લડાઈ જારી રાખી. તેણે પ્રતિજ્ઞા કરી કે "ચિતોડ પાછું ન મળે ત્યાં સુધી દાઢી મુછ બોડાવવી નહિ, સોના રૂપાના વાસણમાં જમવું નહિ, અને પલંગ પર સૂવું નહિ." અકબરે રાણા પ્રતાપને તાબે કરવા શાહજાદા સલીમ અને રાજા માનસિંહને મોટા સૈન્ય સાથે મોકલ્યા. **હલદીઘાટ**ના મેદાનમાં બંને લશ્કરો વચ્ચે ભારે યુદ્ધ થયું. રજપુતો બહાદુરથી લડયા પણ અકબરની વિશાળ સેના સામે ટકી શક્યા નહિ. પ્રતાપસિંહ ઘવાયો અને છેવટે નાસી ગયો. તેના બાવીસ હજાર શૂરા સૈનિકોમાંથી માત્ર આઠ હજાર બચ્યા, ઇ. સ. ૧૫૭૬.


પ્રતાપ

પ્રતાપસિંહ જંગલમાં રખડ્યો; તેને નાણાં અને માણસો વિના ઘણું દુ:ખ પડયું પણ તેણે ટેક છોડી નહિ. અકબરે પણ તેની વીરતાની કદર કરી વધું રંજાડવાનું મૂકી દીધું. પ્રતાપને તેના જુના પ્રધાન **ભામાશાએ** નાણાંની ઘણી મદદ કરી. તે વડે તેણે ચિતોડ સિવાયનો ઘણો ભાગ પાછો મેળવ્યો. ઇ. સ. ૧૫૯૭ માં તે મરણ પામ્યો.

ચિતોડ જીત્યા પછી અકબરે રજપુતોનો ઘણો મુલક પોતાની




સત્તા નીચે આણ્યો. મધ્યહિંદના ગાંડવાનાની ચઢાઈમાં ત્યાંની વિધવા રાણી દુર્ગાવતી સામે અકબરે મહામુશ્કેલીએ વિજય મેળવ્યો.

## અકબરની બીજી જીતો

હવે અકબરે રજપુતોની સહાયથી સ્વતંત્ર થએલા અફઘાન સુબાઓને વશ કરવાનું લક્ષ આપ્યું. **ગુજરાત**ના સુલતાન મુજફ્ફરશાહ ત્રીજાને હરાવી ગુજરાત જીત્યું, ઇ. સ. ૧૫૭૩. **બંગાળા**ના સુલતાન દાઉદખાન સામે રાજા ટોડરમલને મોકલી બંગાળા લીધું, ઇ. સ. ૧૫૭૬. રાજા માનસિંહે **કાશ્મિર** જીત્યું. હકીમ મીરઝાના મરણ પછી **કાબુલ** હાથમાં આવ્યું. ત્યારપછી **ખાનદેશ, સિંધ, કંદહાર,** અને **ઓરિસ્સા** પણ તાબામાં આવ્યાં. એ રીતે પશ્ચિમમાં કાબુલથી પૂર્વમાં ઓરિસ્સા અને ઉત્તરમાં કાસ્મિરથી દક્ષિણમાં નર્મદા નદી સુધીનો પ્રદેશ અકબરની સત્તા નીચે આવ્યો.

ઉત્તરનો રાજ્ય વહીવટ વ્યવસ્થિત કર્યા પછી અકબરને દક્ષિણ જીતવાનો વિચાર થયો.

## દક્ષિણની જીતો

અહમદનગરના સુલતાનના મરણ પછી તેની ગાદી માટે ચાર ઉમેદવારો ઉભા થયા. આ ખટપટનો લાભ લઈ અકબરે પોતાના પુત્ર **મુરાદ**ને લશ્કર આપી મોકલ્યો. અહમદનગરના ગાદી વારસની ફોઈ **ચાંદબીબી**એ મોગલો સામે બહાદુરીથી બચાવ કર્યો. ચાંદબીબીનું શૂરાતન જોઈ તેના સૈનિકો પણ શૌર્યથી લડ્યા. જ્યારે સાધનો ખૂટ્યાં ત્યારે તેણે સંધીનું કહેણ મોકલ્યું. તેવામાં ચાંદબીબીનું દગાથી કોઈએ ખૂન કર્યું. ત્યાર પછીજ અહમદનગર અકબરના હાથમાં આવ્યું, ઇ. સ. ૧૬૦૦.

ત્યાર પછી મોગલોએ અસીરગઢનો કિલ્લો લીધો; તથા ગોવળકોંડા અને બિજાપુરના સુલતાનોએ પણ અકબરને નજરાણાં મોકલ્યાં અને ખંડણી આપવી કબુલ કરી, ઇ. સ. ૧૬૦૧.

## સલીમનો બળવો : અકબરની આખર અવસ્થા

અકબરને સલીમ, મુરાદ અને દાનિએલ નામે ત્રણ પુત્રો હતા. તેમાં મુરાદ અને દાનિએલ દારૂના વ્યસનથી મરણ પામ્યા હતા.

અકબર દક્ષિણમાં હતો તેનો લાભ લઈ સલીમે ગાદી મેળવવા બળવો કર્યો. અકબરે બંડ સમાવ્યું અને પુત્રને માફી આપી. આમ છતાં તે સુધર્યો નહિ. તેણે અકબરના માનીતા વિદ્વાન **અબુલ-ફૈજલ**નું ખૂન કરાવ્યું. આથી અકબરને ઘણો ખેદ થયો અને તેજ શોકમાં તેનું મરણ થયું ઇ. સ. ૧૬૦૫.

## અકબરની રાજ્ય વ્યવસ્થા

અકબરે મોગલ રાજ્યને વિશાળ બનાવ્યું એટલુંજ નહિ પણ તેને સંગીન પાયા પર મૂકવા ઘણાજ સુધારાઓ કર્યા. રાજ્ય વહી-વટની અનુકૂળતા માટે તેણે મોગલ સામ્રાજ્યના અરાઢ પ્રાંતો પાડ્યા. દરેક પ્રાંત પર શાહજાદા કે ઉદાર દીલના ઉમરાવને સુબા તરીકે નીમતો. સુબાઓની નીમણુંક બાદશાહ જાતે કરતો. પ્રાંતમાં દિવાન, ફોજદાર, કોટવાળ અને ન્યાય આપવા કાજીઓ નીમાતા.

## અકબરની લશ્કરી વ્યવસ્થા

અકબરે લશ્કરમાં ત્રણ જાતના હોદ્દેદારો રાખ્યા હતા. (૧) અમીરો (૨) મનસબદારો અને (૩) આસામદારો. રાજ્યમાં હયદળ અને પાયદળ લશ્કરો રાખવામાં આવતાં. સૈનિકો અને અમલદારોને રોકડ પગાર અપાતો. જાગીર આપવાની પ્રથા તેણે કાઢી નાખી.

## અકબરની જમીન મહેસુલ પદ્ધતિ

અકબરે મહેસુલ ખાતું ખોલી, તેનું કામ રાજા ટોડરમલને સોંપ્યું હતું. રાજ્યની જમીનની માપણી કરાવી તેના ઉત્તમ, મધ્યમ અને કનિષ્ટ એવા ત્રણ ભાગ પાડ્યા. સાધારણ રીતે ઉપજનો ત્રીજો હિસ્સો મહેસુલ તરીકે લેવાતો. તે ઉઘરાવવા અમલદારો નીમવામાં આવ્યા. મહેસુલ પેટે રોકડ રકમ લેવાતી. લોકોને બીજા કરો ભરવા પડતા નહિ. તેથી પ્રજા સુખી અને આબાદ બની. હાલના બ્રિટિશ અમલમાં તેને મળતી મહેસુલ પદ્ધતિ ચાલુ છે.

## અકબરના સામાજિક સુધારા

અકબરે હિંદુઓનો પ્રેમ મેળવવા માટે તેમની પાસેથી લેવાતો

**જજીઆ વેરો અને યાત્રા વેરો** બંધ કર્યો. સતી થવાનો ક્રુર રિવાજ નાબુદ કરવા પ્રયત્નો કર્યા. બાળ લગ્નો અટકાવ્યાં, તથા વિધવા વિવાહની છૂટ આપી.

### અકબરની ધર્મ નીતિ અને નવો ધર્મ

અકબરની ધર્મભાવના ઘણી ઉદાર હતી. તે પોતાના દરબારમાં હિંદુ, મુસલમાન, જૈન, ખ્રિસ્તી અને પારસી ધર્મના આચાર્યોને નોંતરી તેમની પાસે દરેક ધર્મનાં તત્વોનો અભ્યાસ કરતો, તથા પંડિતોની સભા ભરતો અને ધર્મના વાદવિવાદ કરાવતો. તે સમજ્યો કે દરેક ધર્મનું રહસ્ય એક સરખુંજ છે. તથા દરેકને માટે એકજ ધર્મ હોવો જોઈએ. આથી તેણે **દીન–ઈ–ઈલાહી** નામે નવો ધર્મ સ્થાપ્યો. અકબર પોતે એ ધર્મનો અધ્યક્ષ અને ખુદાનો પ્રતિનિધિ બન્યો. છતાં તેણે આ ધર્મ પળાવવા કોઈની ઉપર જુલમ કર્યો નથી. રાજ્યમાં દરેક મનુષ્યને મરજી મુજબ ધર્મ પાળવાની છૂટ હતી. તેની હિંદુ રાણીઓ પણ હિંદુ દેવોને પૂજતી હતી. તેમને માટે મંદિર બંધાવી આપ્યું હતું. તેનો નવો ધર્મ લોકપ્રિય ન થયો અને તેના મરણ પછી તેનો અંત આવ્યો.

### અકબરનાં દરબારી રત્નો

અકબર જાતે અભણ હતો; તોપણ વિદ્વાનો અને કવિઓને ઉત્તેજન આપતો. તેના દરબારમાં ઘણા નરરત્નો એકઠા થતા, તેમાંના મૂખ્ય નીચેના હતા.

**અબુલફઝલ**: તે અકબરના દરબારનો સમર્થ વિદ્વાન અને તેનો ખાસ મિત્ર હતો. તેણે **આઈન–એ–અકબરી** નામે ગ્રંથ લખ્યો છે તેમાં અકબરના સમયનું પ્રજાજીવન અને રાજ્ય વહીવટની સવિસ્તર હકીકત આપી છે. શાહજાદા સલીમે તેનું ખૂન કરાવ્યાથી અકબરને ઘણો આઘાત લાગ્યો.

**ફૈઝી**: તે અબુલફઝલનો ભાઈ હતો. તે પણ વિદ્વાન પંડિત હતો. ફારસી અને સંસ્કૃત ભાષાનું તેનું જ્ઞાન ઉત્તમ હતું. તે દરેક

ધર્મનાં પુસ્તકોનું ફારસીમાં ભાષાંતર કરતો અને કાવ્યો લખતો. અકબરની તેના પર ઘણી પ્રીતિ હતી. બંને ભાઈઓના સહવાસથી અકબરની ધર્મનીતિ ઉદાર બની હતી.

**રાજા ટોડરમલ :** આ વિદ્વાન પુરુષ પ્રથમ શેરશાહના દરબારમાં નોકર હતો. તે પ્રખર વિદ્વાન અને અર્થશાસ્ત્રી હતો. જમાબંધીનું તેને ઉત્તમ જ્ઞાન હતું. અકબરે તેની પાસે જમીનની માપણી કરાવી મહેસુલના દર નક્કી કર્યા. આ પદ્ધતિથી ખેડુતનો ઘણો બોજો ઓછો થયો અને દમનનીતિ બંધ થઈ. એ છતાં પણ અકબરની મહેસુલી આવક સાડાસાત કરોડ રૂપીઆ આવતી.

**રાજા માનસિંહ :** અકબરનો વફાદાર સેનાપતિ અને સામ્રાજ્યનો સ્તંભ રાજા માનસિંહ જયપુરના રાજા ભગવાનદાસનો દત્તક પુત્ર હતો. મોગલ સામ્રાજ્ય સ્થાપવામાં તેણે ઘણી સહાય કરી હતી. અકબરે તેને કાબુલનો સુબો નીમ્યો હતો.

**રાજા બીરબલ :** તેનું મૂળ નામ શીવદાસ હતું. તેનું હાજરજવાબીપણું અને બુદ્ધિ ચાતુર્યવાળી હાસ્ય કથાઓને માટે તેનું નામ કોઈથી અજાણ્યું નથી. અકબર તેના પર ઘણો ખૂશ રહેતો. તેને રાજા બીરબલનો ખિતાબ આપી જાગીરદાર બનાવ્યો હતો.

**તાનસેન :** તે ગ્વાલીયર નજીકના ગામડાનો હતો. તેના પિતા મકરંદ પાંડયે ગૌડ બ્રાહ્મણ હતા. તાનસેન સંગીતનો સમ્રાટ ગણાતો. અકબરના દરબારમાં આવ્યા પછી તે મુસલમાન બન્યો હતો.

એ સિવાય **જગન્નાથ પંડિત, ગંગ** કવિ તથા જૈન આચાર્ય **હિરવિજયસૂરી** અકબરના દરબારમાં માનપૂર્વક રહેતા હતા.

### અકબરનું ચારિત્ર્ય

અકબર શરીરે દેખાવડો, કદાવર અને ઉંચો હતો. તેનું શરીરબળ ઘણું હતું. શિકારનો અને ઘોડે બેસવાનો તેને બહુ શોખ હતો. નાનપણથી તે અભણ હતો, છતાં સાહિત્ય અને કળાનો શોખીન બન્યો હતો. વિદ્વાનોની સોબતથી તેણે પોતાના પુસ્તકા-

લયમાં ૨૪૦૦૦ પુસ્તકો એકઠાં કર્યાં હતાં. કવિતાનો તથા ચિત્રોનો પણ તેને શોખ હતો. તેને મોટી ઉંમરે અફીણ અને દારૂનું ખરાબ વ્યસન થયું હતું. એ છતાં અગાઉ થઈ ગએલા મહાન અશોક અને હર્ષવર્ધન શિલાદિત્યની સરખાણીમાં ટકી શકે તેવો ફક્ત મહાન અકબરજ થયો છે.

## પ્રશ્નો.

(૧) અકબરે મોગલ સામ્રાજ્ય સ્થાપવા કઈ રાજનીતિ ધારણ કરી?

(૨) અકબરની રાજ્ય વ્યવસ્થા, લશ્કરી વ્યવસ્થા અને મહેસુલ પદ્ધતિ વિષે ટુંકમાં સમજાવો.

(૩) નીચેની વ્યક્તિઓ વિષે ટુંક નોંધ લખો:

**अ.** બહેરામખાન **ब.** રાણો પ્રતાપ **क.** ચાંદબીબી **ड.** રાજા ટોડરમલ **ई.** અબુલફઝલ અને **फ.** ફૈઝી.

(૪) હિંદનો નકશો દોરી અકબરનો જીતેલો પ્રદેશ બતાવો; તથા નકશામાં તે રાજ્યના પંદર સુબાના વિભાગ દર્શાવો.

(૫) શેરશાહ અને અકબરની રાજ્ય બંધારણ, મહેસુલ પદ્ધતિ તથા સામાજિક સુધારા લઈને તુલના કરો.

## યાદ રાખવા જેવા કેટલાક બનાવો

(૧) પાણીપતનું યુદ્ધ; હેમુની હાર અને શિરચ્છેદ ઇ. સ. ૧૫૫૬

(૨) અકબરે ચિતોડ જીત્યું.... ... ... ઇ. સ. ૧૫૬૮

(૩) અકબરે ગુજરાત જીત્યું... ... ... ઇ. સ. ૧૫૭૩

(૪) હલદીઘાટનું યુદ્ધ, રાણા પ્રતાપની હાર ... ઇ. સ. ૧૫૭૬

(૫) ચાંદબીબીએ અહમદનગરનો બચાવ કર્યો ... ઇ. સ. ૧૫૯૫

(૬) મહાન અકબરનું મરણ... ... ... ઇ. સ. ૧૬૦૫

# ૫. મોજીલો જહાંગીર

[ઇ. સ. ૧૬૦૫ થી ઇ. સ. ૧૬૨૭]

અકબરના મરણ પછી તેનો સૌથી મોટો કુંવર **સલીમ જહાંગીર** નામ ધારણ કરી ગાદીએ આવ્યો.

અકબરના સમયમાં સલીમે ગાદી મેળવવા બંડ કર્યું હતું. આથી અકબર તથા રાજ્યના સરદારો સલીમના મોટા પુત્ર **ખુશરૂને** ગાદી આપવાના વિચારમાં હતા. પરંતુ પાછળથી અકબરે સલીમને ગાદી વારસ ઠરાવ્યો.



જહાંગીર

શાહજાદા ખુશરૂએ આથી જહાંગીર સામે બળવો કર્યો; પણ ચપળતા વાપરી તે બંડ સમાવ્યું અનેસઘળા બળવાખોરોને ઘાતકી રીતે મારી નાખ્યા. શાહજાદા ખુશરૂને આંધળો કરી કેદમાં પુર્યો. પાછળથી શાહજાદા **ખુરમે** તેને મારી નંખાવ્યો હતો એમ કહેવાય છે.

## જહાંગીરની લડાઇઓ અને જીતો

(૧) મહારાણા પ્રતાપના મરણ પછી તેનો પુત્ર અમરસિંહ મેવાડની ગાદીએ બેઠો. તેને વશ કરવા જહાંગીરે શાહજાદા ખુરમને મોટા સૈન્ય સાથે મોકલ્યો. અમરસિંહે મેવાડને બચાવવા ઘણા પ્રયત્નો કર્યા, પણ તે નિષ્ફળ ગયા. આખરે તે શરણે થયો. મેવાડની કન્યા બાદશાહી કુટુંબમાં ન આપવાની શરતે જહાંગીર બાદશાહની સર્વોપરિ સત્તા અમરસિંહે માન્ય રાખી, ઇ. સ. ૧૬૬૪. આ જીતથી ખૂશ થઈ ખુરમને **શાહ**નો ખિતાબ આપવામાં આવ્યો.

( ૨ ) અકબરના સમયમાં જીતાએલું અહમદનગર મરાઠાઓની મદદથી વજીર **મલીક અંબરે** પાછું મેળવ્યું હતું. તેની સામે શાહજાદા ખુરમને મોકલ્યો. બંને પક્ષો વચ્ચે ઘણો સમય લડાઇઓ ચાલ્યા પછી મલીક અંબર હાર્યો અને અહમદનગર મોગલ સામ્રાજ્ય સાથે જોડી દીધું ઇ. સ. ૧૬૧૭.

( ૩ ) ઈરાનના શાહ અબ્બાસે મોગલો પાસેથી કંદહાર જીતી લીધુ. તે પાછું લેવા માટે શાહજાદા ખુરમને જવાનું કહ્યું; પણ તેણે ના કહેવાથી શાહજાદો સહરિઆર ગયો, પણ તે ફાવ્યો નહિ અને કંદહાર ગુમાવવું પડયું.

## નૂરજહાંનું પૂર્વ જીવન

અકબરના સમયમાં ગ્યાસબેગ નામે એક ઈરાની સરદાર દુઃખનો માર્યો અકબરના દરબારમાં આવ્યો હતો. તેની સાથે તેની પુત્રી **મહેર-ઉન-નિસ્સા** પણ હતી. તે ઘણી ખૂબસુરત અને હોશિયાર હતી. અકબરના જનાનખાનામાં વારંવાર જવા આવવાથી શાહજાદા સલીમ સાથે તેને મેળાપ થતો. કેટલાક સમય પછી બંનેમાં પ્રેમ ઉત્પન્ન થયો જેથી સલીમે તેની સાથે લગ્ન કરવાનું નક્કી કર્યું.



નૂરજહાં

પોતાનો કુંવર સામાન્ય કુંવરીને પરણે એ અકબરને ગમ્યું નહિ, તેથી તેણે શેરઅફઘાન નામે એક સરદાર સાથે મહેર–ઉન–નિસ્સાને પરણાવી, તેને બંગાળામાં મોકલી દીધો.

સલીમ ગાદિએ બેઠો, તોપણ તે મહેર–ઉન–નિસ્સાને ભૂલી ગયો ન હતો. તેણે તેને પાછી મેળવવા માટે શેર અફઘાનનો ઘાત કરાવ્યો અને મહેર–ઉન–નિસ્સાને દિલ્હી આણી.

## જહાંગીર સાથે લગ્ન

શેર અફઘાનના મરણનો મહેર–ઉન–નિસ્સાએ ચાર માસ શોક પાળ્યો. આખરે તેણે જહાંગીર સાથે લગ્ન કરવા ખુશી બતાવી. બંનેનાં લગ્ન ઘણી ધામધુમથી ઉજવાયાં. જહાંગીરે તેના સૌન્દર્યથી મોહીત થઈ તેનું નામ **નૂરજહાં** એટલે દૂનિયાનું તેજ રાખ્યું. લગ્ન પછી નૂરજહાંના બાપ ગ્યાસુદ્દીનને ઇતિ–મ–દૌલાનો ખિતાબ આપ્યો અને તેના ભાઇ અસફખાનને મોટો ઉમરાવ બનાવવામાં આવ્યો.

## નૂરજહાંનો રાજ્ય કારભાર

નૂરજહાં અત્યંત સ્વરુપવાન હતી; તેવીજ બુદ્ધિશાળી, ચતુર અને રાજ્યકારભારમાં ઘણી કુશળ હતી. લગ્ન પછી તે જહાંગીર ઉપર ઘણો કાબુ રાખતી હતી. ધીમે ધીમે તેણે રાજ્યસત્તા પોતાના હાથમાં લીધી. રાજ્યમાં નૂરજહાંની લાગવગ ઘણી વધી ગઈ. તે બાદશાહના નામના હુકમો આપતી અને બાદશાહની વતી સહી પણ કરતી. ચલણી સિક્કા ઉપર બંનેની છાપ પાડવામાં આવી હતી.

## નૂરજહાંની રાજ્ય ખટપટ અને શાહજહાંનું બંડ

નૂરજહાંએ પોતાના આગળના ધણી શેર અફઘાનથી થએલી પુત્રી શાહજાદા સહરિઆર સાથે પરણાવી હતી. તેમજ તેના ભાઈ અસફખાનની પુત્રી મુમતાજને શાહજાદા ખુરમ સાથે પરણાવી હતી. આમ છતાં પોતાનો જમાઈ સહરિઆર જહાંગીર પછી દિલ્હીની ગાદીએ આવે, એમ નૂરજહાં યોજનાઓ ગોઠવતી. કંદહાર જીતવા તેણે ખુરમને મોકલવાનો ઘાટ ઘડ્યો પણ તે ચતુર શાહજાદો કાવતરૂં સમજી ગયો અને ત્યાં ગયો નહિ.

આથી જહાંગીર પાસે તેની સર્વ મિલ્કત જપ્ત કરાવી. ખુરમે

બળવો કર્યો. સેનાપતિ મહોબતખાનની મદદથી તે બળવો સમાવવામાં આવ્યો અને જહાંગીરે ખુરમને માફી બક્ષી.

### મહોબતખાનનો બળવો

શાહજાદા ખુરમનો બળવો સેનાપતિ મહોબતખાને સમાવ્યો. તે પછી તેની સત્તા ઘણી વધી ગઈ. નૂરજહાંએ તે સત્તા તોડવા પ્રયત્ન કર્યો. મહોબતખાન ચેતી ગયો અને જહાંગીર અને નૂરજહાંને બંનેને કાબુલ તરફ જતાં ઝેલમ નદીને કિનારે કેદ કર્યા. છેવટે યુક્તિથી નૂરજહાંએ જહાંગીરને છોડાવ્યો. મહોબતખાન દક્ષિણમાં નાસીને શાહજાદા ખુરમ સાથે ભળી ગયો.

કાશ્મિરથી પાછા ફરતાં જહાંગીરનું તે સાલમાં અવસાન થયું, ઇ. સ. ૧૬૨૭. તેના શબને લાહોરમાં દફનાવવામાં આવ્યું.

જહાંગીર નૂરજહાં ઉપર ખૂબ પ્રેમ રાખતો. લગ્ન પછી બંનેએ આનંદમાં જીવન વ્યતિત કર્યું. નૂરજહાંને ફૂલોનો ખૂબ શોખ હતો. તેણે ગુલાબના સુગંધીદાર અત્તરની શોધ કરી હતી.

જહાંગીરના મરણ પછી તેણે સર્વ ખટપટો છોડી દીધી, અને લાહોરનાં પોતાનો વખત બંદગીમાં, અભ્યાસમાં અને ગરીબોને દાન આપવામાં ગાળતી. તે ઇ. સ. ૧૬૪૫ માં મરણ પામી.

### યુરોપી પ્રજાનું આગમન: અંગ્રેજ એલચી સર ટૉમસ રો

બહાદુર બાબરે મોગલ રાજ્યનો પાયો નાખ્યો તેની પચીસ વરસ પહેલાં હિંદ સાથે વેપાર કરવા યુરોપી વેપારીઓ આપણા દેશમાં આવ્યા હતા. તેમાં પોર્ટુગીઝો, વલંદા, અંગ્રેજો અને ફ્રેન્ચો હતા.

અંગ્રેજ પ્રજાને હિંદમાં વેપાર કરવાની સગવડ મળે તે સારૂ ઈંગ્લેંડના રાજા **જેમ્સ ૧લા એ** સર ટોમસ રો નામે એક એલચીને મોગલ દરબારમાં મોકલ્યો.

સર ટોમસ રો જહાંગીરના દરબારમાં ત્રણ વરસ રહ્યો. તે

રાજદરબારનો વૈભવ જોઈ ચકિત થઈ ગયો. જહાંગીર સાથે તેને સારો મેળ હતો, પરંતુ રાજકારભાર નૂરજહાંના હાથમાં હોવાથી તે ધાર્યું કામ પાર પાડી શકયો નહિ.

સર ટોમસ રો અને બીજા પરદેશી એલચીઓએ જહાંગીરના દરબારનાં, નૂરજહાંના કારભારનાં અને હિંદની તે સમયની સ્થિતિનાં રસપૂર્વક વર્ણનો લખ્યાં છે.

**જહાંગીરનું ચારિત્ર્ય**

જહાંગીર બુદ્ધિશાળી રાજા હતો. તેને દારૂનું વ્યસન હોવાથી રાજ્ય વહીવટમાં ઝાઝું લક્ષ આપી શકયો નહિ. અકબરની રાજ્ય પદ્ધતિ પ્રમાણે વર્તીને તેણે હિંદુઓ સાથે મિત્રતા સાચવી, જેથી મોગલ રાજ્ય સુવ્યવસ્થિત ચાલ્યું.

તેને દારૂનું વ્યસન હતું પણ રાજ્યમાં બીજા લોકો દારૂ પીએ તે તેને ગમતું નહિ. એ માટે તે કડક શિક્ષાઓ કરતો. જહાંગીર મોજીલો, ન્યાયી અને ઉદાર દીલનો હતો.

તેના રાજ્યમાં ગરીબ અને તવંગરને એક સરખો ન્યાય મળે તે માટે તે ઘણી સંભાળ રાખતો. પોતાના મહેલની અગાસીમાં તેણે એક ઘંટ રાખ્યો હતો. તેની એક સાંકળ બહાર લટકતી રાખી હતી. કોઈ પણ માણસ તે સાંકળ ખેંચી શકતું.

તેના રાજ્યમાં શિકારની મના હતી. એક વખતે તેની વહાલી બેગમ નૂરજહાંએ રાત્રે મહેલની અગાસી ઉપરથી તલાવમાં કપડાં ધોતા ધોબીને હરણ સમજી ગોળી મારી. ધોબી મરણ પામ્યો. તેની સ્ત્રીએ જહાંગીર પાસે ફરિયાદ કરી. બીજે દિવસે જહાંગીરે પોતાની બંદુક ધોબણના હાથમાં આપી કહ્યું, કે "તારા ધણીનું ખૂન કરનાર નૂરજહાંના ધણીનું તારે હાથે ખૂન કર." જો કે ધોબણે જહાંગીર ઉપર ગોળી મારી નહિ, પણ **જહાંગીરી ન્યાય** કેવો હતો તે આ બનાવ ઉપરથી જણાય છે.

# ૬. શાહજહાન

[ ઇ. સ. ૧૬૨૬ થી ઇ. સ. ૧૬૫૮ ]

## શાહજહાનનો રાજ્યારોહણ

જહાંગીરના મરણ સમયે શાહજાદો ખુરમ દક્ષિણમાં હતો. તે દિલ્હી આવી પહોંચે તે પહેલાં તેના સસરા અસફખાને ચતુરાઇ વાપરી ખુશરૂના પુત્ર **દાવરબક્ષની** આણ ફેરવી. ખુરમ દિલ્હી આવી પહોંચ્યાથી તેની બીકથી દાવરબક્ષ ઇરાન નાસી ગયો. સહરિઆરની આંખો ફોડાવી કેદમાં નાખ્યો. તે પછી ગાદીના દાવો કરે તેવા નિકટનાં બધાંજ સગાંઓને ઠાર કરી, શાહજહાન નામ ધારણ કરી તે દિલ્હીની ગાદીએ બેઠો, ઇ. સ. ૧૬૨૭.



શાહજહાન

## શાહજહાનની જીતો

ગાદીએ બેઠા પછી શાહજહાને દક્ષિણ જીતવાનું કાર્ય શરૂ કર્યું.

(૧) દક્ષિણના સુબેદાર **ખાનજહાન લોદીએ** અહમદનગરના સુલતાનના પક્ષમાં ભળી જઇ બળવો કર્યો. શાહજહાન તેની સામે જાતે ગયો. ખાનજહાને દસ વર્ષ સુધી ટક્કર ઝીલી પણ હાર્યો અને બુંદેલખંડ તરફ નાઠો, અને કલિંજર પાસે લડતાં મરાયો. અહમદનગર ખાલસા કર્યું અને ત્યાંના સુલતાન હુસેનશાહને ગ્વાલીયરના કિલ્લામાં કેદ કર્યો, ઈ. સ. ૧૬૩૨.

(૨) તે પછી બિજાપુર અને ગોવળકોંડાનાં બહમની રાજ્યો જીતવાનું કામ શાહજાદા ઔરંગઝેબને સોંપ્યું. તેણે ગોવળકોંડાના સુલતાન પાસે ખંડણી લીધી અને બિજાપુરને ઘેરો ઘાલી તેને ૨૦ લાખ રૂપીઆ ખંડણી ભરવાની ફરજ પાડી, ઇ. સ. ૧૬૩૭.

(૩) ઇરાનના શાહ પાસેથી કંદહાર પાછું મેળવવાનો શાહજહાને પ્રયત્ન કર્યો, તેમાં સૈન્યનો અને નાણાંનો ભોગ અપાયો, તે છતાં તે ગુમાવવું પડયું, ઈ. સ. ૧૬૫૩.

## પોર્ટુગીઝોનો નાશ

બંગાળામાં વેપાર કરતા પોર્ટુગીઝો ઘણો ત્રાસ વર્તાવતા હતા. તેઓ હિંદની પ્રજાને જોરજુલમથી ખ્રિસ્તી બનાવતા, અને ગુલામો વેચવાનો તથા ચાંચીઆનો ધંધો કરતા. તેમના અત્યાચારો ન સાંખી શકવાથી શાહજહાને તેમની ઉપર ચઢાઈ કરી તેમનું સર્વસ્વ નાશ કર્યું.

## મુમતાજ બેગમ અને તાજમહાલ

તમે જાણો છો કે શાહજહાનનું લગ્ન નૂરજહાનના ભાઈ અસફખાનની પુત્રી મુમતાજ સાથે થયું હતું. મુમતાજ ઘણી ખૂબસુરત સ્ત્રી હતી. શાહજહાન તેને અત્યંત ચાહતો હતો. લગ્ન પછી ચૌદમે વરસે તે મરણ પામી. મરણ વખતે મુમતાજે બાદશાહ પાસે બીજી સ્ત્રી નહિ પરણવાનું, તથા પોતાનું નામ અમર રહે તેવો રોજો બંધાવવાનું વચન લીધું હતું. પોતાની વહાલી બેગમની ઇચ્છા પૂરી કરવા શાહજહાંએ જમના નદીને કિનારે સફેદ આરસનો ભવ્ય રોજો બંધાવ્યો. તે તાજમહાલના નામે મશહુર છે. દુનિઆની સૌથી સુંદર ઇમારતોમાં તેની ગણતરી થાય છે. તાજમહાલથી શાહજહાન અને મુમતાજ અમર બન્યાં છે.

## શાહજહાનનાં બીજાં બાંધકામો

આ બાદશાહને શિલ્પકળાનો ઘણો શોખ હતો. તે જ્યારે અમદાવાદમાં સુબો હતો ત્યારે તેણે **શાહીબાગ** અને મહેલ

બંધાવ્યાં હતાં. બાગ તો નાશ પામ્યો છે પણ મહેલ અદ્યાપિ મોજુદ છે.

શાહજહાને દિલ્હીમાં કાળા પત્થરની **જુમા મસ્જિદ** અને આગ્રામાં સફેદ આરસની **મોતી મસ્જિદ** બંધાવી હતી; તથા આગ્રામાં **દિવાને આમ** અને **દિવાને ખાસ**ની સુંદર મહેલાતો બંધાવી.

તેને દરબારી ઠાઠમાઠ ઘણો ગમતો. પોતાને બેસવા માટે



તાજ મહાલ

ઉભેલા મોરના આકારનું રત્નજડિત આસન બનાવરાવ્યું, તેને **મયુરાસન** કહેતા. તેમાં નિલમ, પાનાં, માણેક અને હીરા જડવામાં આવ્યા હતા. તેની કીંમત સાડા છ કરોડની અંકાતી.

ઉપર જણાવેલી અનુપમ કલાકૃતિઓ બંધાવ્યાથી શાહજહાન **મહેલો બાંધનાર** તરીકે ઇતિહાસમાં મશહુર છે. તેનાં બાંધકામો વડે શિલ્પ, ચિત્ર અને કળા કારીગરીને ખાસ ઉત્તેજન મળ્યું. રાજ્યનું નાણું ફરતું રહેવાથી વેપાર ઉદ્યોગમાં દેશની આબાદી વધી.

**રાજ્યની અને દેશની આબાદી**

શાહજહાનના સમયમાં મોગલ રાજ્ય વિસ્તારની દૃષ્ટિએ તથા આબાદીની દૃષ્ટિએ **પૂર્ણકળાએ** પહોંચ્યું હતું. બાબરે મોગલ રાજ્યનો પાયો નાખ્યો. અકબરે તેનો વિસ્તાર વધારી તેને દૃઢ કર્યું. જહાંગીરે સાચવ્યું અને સમૃદ્ધ બનાવ્યું. શાહજહાને પૂર્ણ કળાએ પહોંચાડી આબાદ કર્યું. તેના સમયમાં જમીનની ફળદ્રુપતા વધી. ખેતીવાડી સારી થવાથી વેપાર ઉદ્યોગ ખીલ્યા. ચોર લુંટારાનો ભય દૂર થવાથી ગામડાં પણ આબાદ બન્યાં. **મુર્શીદકુલીખાન** નામે બાહોશ મહેસુલી અધિકારીની જમાબંધીથી રાજ્યની તિજોરી ભરપુર બની. તેણે બાંધકામો પાછળ અઢળક દ્રવ્ય વાપર્યું; તે છતાં ઔરંગઝેબ ગાદીએ બેઠો ત્યારે ખજાનામાં ૨૪ કરોડ પૌંડ રોકડ નાણું હતું.

**શાહજહાનનાં સંતાનો**

શાહજહાનને કુલ ૧૪ સંતાનો થયાં હતાં. તેમાંથી **દારા**, **સુજા**, **ઔરંગઝેબ** અને **મુરાદ** એ ચાર પુત્રો અને **જહાંનઆરા** અને **રોશનઆરા** નામે બે પુત્રીઓ મળી ૭ સંતાન હયાત હતાં.

દારા સૌથી મોટો હતો. તે પંજાબમાં સુબો નીમાયો હતો, પણ ગાદીનો હકદાર હોવાથી બાદશાહ પાસે રહેતો. તે બુદ્ધિમાન, વિદ્વાન અને તત્વજ્ઞાનનો અભ્યાસી હતો. ધર્મની બાબતમાં ઉદાર હતો. શાહજહાનનો તેના પર પક્ષપાત હતો.

સુજા બંગાળામાં, ઔરંગઝેબ દક્ષિણમાં અને મુરાદ ગુજરાતમાં સુબા નીમાયા હતા.

શાહજાદી રોશનઆરા ઔરંગઝેબના પક્ષમાં હતી તેથી તેને રાજમહેલની સર્વ ખટપટોથી માહીતગાર રાખતી. જહાંનઆરા શાહજહાનની તહેનાતમાં રહેતી અને દારા પ્રત્યે લાગણી રાખતી.

**ગાદી માટે ભાઈ ભાઈઓ વચ્ચે લડાઈ**

શાહજહાન આગ્રામાં ગંભીર માંદગીને બિછાને પડયો, તેનો લાભ લઈ ચારે શાહજાદાઓએ ગાદી મેળવવા તૈયારીઓ કરી.

બંગાળામાં સુજાએ બાદશાહ પદ ધારણ કરી મોટા સૈન્ય સાથે દિલ્હી તરફ કૂચ કરી. તેને દારાના પુત્ર સુલેમાને રાજા જસવંતસિંહની મદદથી બનારસ પાસે હરાવી નસાડયો.

ગુજરાતમાં રહેતા મુરાદે પોતાની સ્વતંત્રતા જાહેર કરી. **ઔરંગઝેબ હજી શાંત રહ્યો હતો.** તેણે મુરાદને પંજાબ, અફઘાનિસ્તાન, અને કાશ્મિર પ્રાંતો આપવાની લાલચ આપી પક્ષમાં લીધો. તે બંને જણ પોતાનાં સૈન્યો એકઠાં કરી દિલ્હી જવા ઉપડયા. દારાનું લશ્કર બંને સૈન્યો સામે ટકી શકયું નહિ. તે **સમુગઢ** પાસે હાર્યો અને દિલ્હીમાં ભરાઈ ગયો.

પછી ઔરંગઝેબે આગ્રામાં જઈ પ્રથમ વૃદ્ધ પાદશાહને કેદ કર્યો. મુરાદને મિજ્બાની આપવા તેડાવી તેને પણ કેદ કર્યો. પાછળથી ખૂનનો આરોપ મૂકી તેને મારી નખાવ્યો. દિલ્હીમાં ભરાઇ રહેલા દારા સામે ઔરંગઝેબે લશ્કર મોકલ્યું; તેમાં દારા હાર્યો અને નાઠો. તે બલુચિસ્તાન જતાં પકડાયો. તેને દિલ્હી લાવી ભિખારીનાં કપડાં પહેરાવી, હાથી ઉપર બેસાડી દિલ્હીના રસ્તામાં ફેરવ્યો. તે પછી તેનો તથા તેના કુટુંબનો ઘાતકી રીતે અંત આણ્યો, ઇ. સ. ૧૬૫૯. જોયું, ગાદીને માટે માણસ કેવાં ઘોર કર્મો કરે છે!

સુજા સામે પણ ઔરંગઝેબે લશ્કર મોકલ્યું. તેમાં સુજા હાર્યો અને આરાકાન તરફ નાસી ગયો. તેનું શું થયું તે જણાયું નથી.

### શાહજહાનનું કેદી તરીકેનું જીવન

શાહજહાનને આગ્રાના કિલ્લામાં કેદ કરી, તેના પર સખત ચોકી પહેરો રાખવામાં આવ્યો. વૃદ્ધ શાહજહાને બહાર નીકળવા ઘણા પ્રયત્નો કર્યા પણ સર્વે નિષ્ફળ નીવડ્યા. મયુરાસન પર બેસનાર આ બાદશાહના સુખ સગવડની કંઈ પણ દરકાર ઔરંગઝેબે રાખી ન હતી. ફક્ત તેની વહાલી પુત્રી **જહાનઆરા** તેની સેવા કરતી હતી. આઠ વરસ કેદી તરીકે રહી દુઃખી અવસ્થામાં શાહજહાન મરણ પામ્યો, ઇ. સ. ૧૬૬૬.

તેના શબને કંઈ પણ જાતની ધામધુમ વિના તાજમહાલમાં દફનાવવામાં આવ્યું.

**શાહજહાનના ગુણદોષ**

આ બાદશાહ ઘણોજ બહાદુર હતો. તેણે જુવાનીમાં પરાક્રમનાં કામો કરી ઘણી ખ્યાતિ મેળવી હતી. તેનું જીવન નિયમિત હતું, છેક સાંજ સુધી તે રાજ્યનાં કામકાજ કરતો. ધર્મની બાબતમાં તે ઉદાર ન હતો. તેણે હિંદુઓનાં મંદિરો તોડાવ્યાં. રાજ્યમાં ઉંચી નોકરીઓ હિંદુઓને મળતી બંધ કરી. આમ છતાં **ટેવરનીઅર** લખે છે તેમ "શાહજહાને પિતા સમાન રાજ્ય ચલાવ્યું."

## પ્રશ્નો

(૧) જહાંગીરના જીવન ઉપરથી તેના ગુણદોષ લખો.

(૨) નીચેની વ્યક્તિઓ વિષે ટુંક નોંધ લખો:
(૧) મહોબતખાન (૨) નૂરજહાન (૩) મલિકઅંબર (૪) સર ટોમસ રો.

(૩) શાહજહાનનો સમય મોગલ સમયનો સુવર્ણયુગ કેમ ગણાય છે? કારણો આપી સમજાવો.

(૪) શાહજહાનનાં બાંધકામો વિષે તમે શું જાણો છો? તેને મહેલો બાંધનાર રાજા કેમ કહેતા હશે?

# ૭. ઔરંગઝેબ—(આલમગીર)

## મોગલાઇનો છેલ્લો મહાન પાદશાહ

[ઇ. સ. ૧૬૫૮થી ઇ. સ. ૧૭૦૭]

ઔરંગઝેબ ભાઈઓનાં ખૂન કરી, પિતાને કેદ કરી, લોહીની નદીઓ વહેવડાવી ૪૦ વરસની ઉંમરે ગાદીએ બેઠો, ઇ. સ. ૧૬૫૮.

આ સમયે મોગલ રાજ્ય પૂર્ણ કળાએ પહોંચ્યું હતું. દેશમાં લક્ષ્મીની જાહોજલાલી હતી. જો તેણે સમય સાચવીને ઉદાર દૃષ્ટિથી રાજ્ય કર્યું હોત, તો મોગલ રાજ્ય પૂર્ણ શિખરે પહોંચત અને તે મોગલાઈનો મહાન બાદશાહ ગણાત.



ઔરંગઝેબ

તે ચુસ્ત **સુન્ની** મુસલમાન હતો. બીજા ધર્મો પ્રત્યે તે સાંકડા વિચારનો હતો. બાદશાહ થયા પછી તેને મુખ્ય બેજ મુરાદો હતી. એક તો દક્ષિણ હિંદને પુરેપુરૂં જીતી રાજ્ય વિસ્તાર વધારવો, અને બીજું રાજ્યમાં ઇસ્લામનો પ્રચાર કરવો. આ ઇચ્છા બર લાવવા માટે જે કાંઈ કરવું પડે તે કરવાનો તેણે દૃઢ નિશ્ચય કર્યો.

### હિંદુઓ સાથેનું તેનું વર્ત્તન

ગાદીએ બેઠા પછી ઔરંગઝેબે અકબરના સમયથી ચાલતી આવેલી હિંદુઓ પ્રત્યેની ઉદાર રાજનીતિનો ભંગ કર્યો. તેણે જજીયા

વેરો દાખલ કર્યો. હિંદુઓનાં મંદિરો તોડી મસ્જિદો બનાવી. કાશી વિશ્વનાથનું પવિત્ર મંદિર તોડાવી ત્યાંની મૂર્તિઓ ભાંગી. તેના કકડા પોતાના મહેલના દરવાજામાં દટાવ્યા. રાજ્યના મોટા હોદ્દા પરથી હિંદુઓને દૂર કરી, તે જગાઓ સુન્ની મુસલમાનોથી પુરી. તેના આવા વર્તનથી રાજ્યની સમગ્ર પ્રજામાં અસંતોષ થયો. પરિણામે મથુરા પાસેના જાટોએ, તથા ઉત્તરના સનાતની લોકોએ બંડ કર્યાં. રાજ્યના સ્તંભ ગણાતા રજપુતો પણ મોગલાઈના દુશ્મન બન્યા.

## રજપુતો સાથે યુદ્ધો

એવામાં જોધપુરનો રાજા જસવંતસિંહ પેશાવરમાં સુબો હતો તે ત્યાં મરણ પામ્યો. જસવંતસિંહ સાથે તેને પ્રથમથીજ વેર હતું. તેના મરણ પછી તેની વિધવા રાણી અને બાળકુંવર અજીતસિંહને દિલ્હી લાવી ઔરંગઝેબે મુસલમાન બનાવવાનો પ્રયત્ન કર્યો. પરંતુ તેનો બાહોશ અને વફાદાર સરદાર **દુર્ગાદાસ** તેમને સહીસલામત મારવાડ લઈ ગયો. ઔરંગઝેબે જોધપુરનું રાજ્ય ખાલસા કરી યુદ્ધ માટે સૈન્ય મોકલ્યું.

જસવંતસિંહની રાણી મેવાડના રાણા રાજસિંહની બેન થતી હતી, તથા બીજો પણ એક નીચેનો બનાવ બન્યો હતો; તેથી રાજસિંહ ઔરંગઝેબ સામે યુદ્ધે ચઢયો.

રૂપનગરના રાજાની કુંવરી સાથે લગ્ન કરવાની ઔરંગઝેબને ઇચ્છા થઈ. રાજાએ તે વાત કબુલ રાખી, પણ મુસલમાન બાદશાહ સાથે લગ્ન કરવાની કુંવરીની મુદ્દલ ઇચ્છા ન હતી. તેણે મેવાડના રાણાની મદદ માગી અને પોતે તેમની સાથે લગ્ન કરવા ખૂશી છે એમ જણાવ્યું. ઔરંગઝેબે માગું કરેલી કન્યાને મેવાડનો રાણો રાજસિંહ પરણી ગયો. આથી ઔરંગઝેબ રાજસિંહ પ્રત્યે વધુ ક્રોધે ભરાયો.

રજપુતો સાથે ઔરંગઝેબને ઘણાં વરસ લડાઈ ચાલી, પણ તે રજપુતોને છેક હરાવી શકયો નહિ તેમજ તેમનો નાશ પણ કરી

શક્યો નહિ. બાદશાહે થાકીને રજપુતો સાથે સુલેહ કરી, ઇ. સ. ૧૬૮૧. રજપુતો સાથેના યુદ્ધમાં લાભને બદલે નુકશાન વધારે થયું. મારવાડનું રાજ્ય જસવંતસિંહના પુત્રને પાછું સોંપ્યું અને ફરીથી ચઢાઈ ન કરવાનું કબુલ કર્યું. છતાં રજપુતો કટ્ટા દુસ્મનો રહ્યા.

**દક્ષિણ હિંદમાં યુદ્ધો**

ઔરંગઝેબે દક્ષિણ હિંદનાં ગોવળકોંડા અને બિજાપુરનાં રાજ્યો પાસે મોટી ખંડણી લીધી હતી પણ તે સંપૂર્ણ જીતાયાં ન હતાં. બાદશાહ થયા પછી આ બંન્ને રાજ્યોને ખાલસા કરવાનો તેણે નિશ્ચય કર્યો. આ રાજ્યો જીતવામાં મુખ્ય ત્રણ કારણો હતાં. એક તો તેઓ શીઆ પંથી હતાં. બીજું મરાઠાઓ અને હિંદુ પ્રજાને મદદ કરતાં, અને ત્રીજું તે રાજ્યોમાં કેટલીક ગેરવ્યવસ્થા પણ હતી.

આ મુસલમાની રાજ્યો સિવાય દક્ષિણમાં નવું હિંદુ રાજ્ય સ્થપાયું હતું. તેના સ્થાપનાર **છત્રપતિ શિવાજી** હતા તેનો નાશ કરવા માટે પણ ઔરંગઝેબે દૃઢ નિશ્ચય કર્યો હતો.

પ્રથમ ગોવળકોંડા અને મુસલમાની રાજ્યો જીતવા તેણે ખાસ લક્ષ આપ્યું. તેમની સાથે તેણે પચીસ વરસ લડાઈ ચાલુ રાખી. રજપુતો સાથે સંધિ કરી ઔરંગઝેબ જાતે દક્ષિણમાં આવ્યો, ત્યારેજ ગોવળકોંડા અને બિજાપુર જીતાયાં. તે રાજ્યો ખાલસા કરી મોગલ રાજ્ય સાથે જોડી દીધાં, ઇ. સ. ૧૬૮૭.

પછી મરાઠાઓનો વારો આવ્યો. મરાઠા રાજા શિવાજીના મરણ પછી સંભાજી ગાદીએ બેઠો હતો. તે વ્યસની હોવાથી મોગલોને હાથે કેદ પકડાયો. ઔરંગઝેબે તેનો વધ કર્યો.

સંભાજીના વધથી મરાઠાઓ ઉશ્કેરાયા અને વધુ જોર પર આવ્યા. મોગલોએ તેમનો ઘણો મુલક કબજે કર્યો પણ તેઓ હાર્યા કે તાબે થયા નહિ. છેવટે ઔરંગઝેબ વૃદ્ધાવસ્થાના થાકથી કંટાળી લડાઈ પડતી મૂકી અહમદનગર પાછો ફર્યો અને ત્યાંજ મરણ પામ્યો, ઇ. સ. ૧૭૦૭.

દક્ષિણના લાંબા યુદ્ધનું પરિણામ એ આવ્યું કે તેનું લશ્કર થાકી ગયું. મુસલમાની રાજ્યોનો પ્રથમ નાશ કરવાથી તેના છૂટા થએલા સૈનિકો મરાઠાઓને મદદ રૂપ થયા, જેથી મરાઠાઓ પુરેપુરા જીતાયા નહિ. દક્ષિણના વસવાટથી ઉત્તરહિંદનો રાજકારભાર ઢીલો પડયો. શીખો, રજપુતો અને બુંદેલાઓ પગભર થયા. સુબાઓ મરજી મુજબ વર્તવા લાગ્યો.

ઔરંગઝેબે પોતાને વારસામાં મળેલા રાજ્ય ઉપરાંત દક્ષિણનો મોટો ભાગ મોગલ સત્તા નીચે આણ્યો. આથી અગાઉ ન હતો તેટલો મોગલ સામ્રાજ્યનો વિસ્તાર વધ્યો. રાજ્યવિસ્તારની તેની તીવ્ર ઇચ્છા મોગલ રાજ્યની પડતીના પ્રથમ પગથીઆ રૂપે બની એમ કહીએ તો ખોટું નથી.

## ઔરંગઝેબની ધાર્મિક નીતિ અને ગુણદોષ

આ પાદશાહ બહાદુર હોશિયાર અને મહાન યોદ્ધો હતો. પરંતુ ધર્માંધતાએ તે સાંકડા મનનો બન્યો હતો. ઇસ્લામ ધર્મના બધાજ નીતિનિયમો તે પાળતો. કુરાન તેને મોઢે આવડતું હતું. તેમાં લખેલી દરેક દરેક આજ્ઞા પાળતો. ગમે તેવા ભયંકર યુદ્ધ પ્રસંગે પણ તે નિમાજ પઢવાનું ચૂકતો નહિ. મદ્યપાન કદી કરતો નહિ. તેનું જીવન તદ્દન સાદું હતું. દરબારી વૈભવ તેણે કમી કર્યો હતો. વખત મળતો ત્યારે ટોપીઓ બનાવતો અને કુરાનની નકલો કરતો. તેમાંથી મળતા પૈસા ધર્મ કાર્યમાં વાપરતો. રાજ્યનાં બધાં કામો ઝીણી નજરથી જોતો અને બનતા સુધી જાતે કરતો.

બીજા ધર્મો પ્રત્યે ધર્મસહિષ્ણુતા ન હોવાથી તે પ્રજાનો પાલક ન બની શક્યો. વહેમી સ્વભાવને લીધે દરેકમાં તે અપ્રિય થઈ પડયો. મનુષ્ય તરીકે તેનામાં ઉત્તમ ગુણો હોવા છતાં વિશાળ સામ્રાજ્યના રાજ્યકર્તા તરીકે પ્રેમાળ હૃદય અને સંપૂર્ણ વિશ્વાસ એ મુખ્ય ગુણો ન હોવાથી મોગલ સામ્રાજ્યના સાંધા નબળા પડયા. પરિણામે ચોમેર




ઝઘડા પેદા થયા અને તેના મરણ પછી ટુંક સમયમાં જ આ મહાન સામ્રાજ્ય પડતીમાં આવ્યું.

## અકબર અને ઔરંગઝેબનો મુકાબલો

અકબર અને ઔરંગઝેબ યોદ્ધા તરીકે બન્ને સરખા હતા. પરંતુ વ્યુહરચનામાં અને યુદ્ધકળામાં અકબર કાબેલ હતો. ઔરંગઝેબ જરૂર વિનાની નકામી લડાઇઓ લડતો. અકબર પાસે જરૂરી સાધનો ન હોવા છતાં તેણે મહાન રાજ્યની સ્થાપના કરી જ્યારે ઔરંગઝેબે તે મહાન રાજ્યની પડતીનાં પગથીઆં રચ્યાં.

અકબરે ઉદાર રાજ્યનીતિથી હિંદુઓને તથા રજપુતોને પોતાના પક્ષમાં લીધા, જ્યારે ઔરંગઝેબે ધર્માંધ અને ખાલસા નીતિથી હિંદુઓને દુશ્મન બનાવ્યા.

અકબર રાજ્યના અમલદારો તરફ પૂર્ણ વિશ્વાસ રાખતો તથા તેમને માન આપતો. જ્યારે ઔરંગઝેબ વહેમી સ્વભાવનો હોવાથી પોતાના પુત્રોમાં પણ વિશ્વાસ રાખતો નહિ.

અકબરના સમયમાં લોકોને શાંતિ મળી, તથા તેના સુધારાથી મોગલ રાજ્ય આબાદ બન્યું. પરંતુ ઔરંગઝેબની દમનનીતિથી મોગલ રાજ્ય સામે મરાઠા, રજપુતો, શીખો વગેરે દુશ્મનો ઉભા થયા.

આથી રાજ્યકર્ત્તા તરીકે ઔરંગઝેબ નિષ્ફળ નીવડયો એમ કહીએ તો ખોટું નથી.

### પ્રશ્નો

(૧) ઔરંગઝેબે કેવી રીતે રાજગાદી મેળવી?

(૨) ઔરંગઝેબની ધર્માંધનીતિથી કેવું પરિણામ આવ્યું?

(૩) મનુષ્ય તરીકે ઔરંગઝેબ ઉત્તમ હતો પણ રાજ્યકર્ત્તા તરીકે તે સારો ન હતો–એમ કેમ કહેવાય છે?

(૪) અકબર અને આરંગઝેબનો યોદ્ધા તરીકે, રાજદ્વારી પુરુષ તરીકે અને મનુષ્ય તરીકે મુકાબલો કરો.

### યાદ રાખવા જેવા કેટલાક બનાવો

(૧) સુરતમાં અંગ્રેજોએ કોઠી નાખી ... ... ઇ. સ. ૧૬૧૨
(૨) જહાંગીરનું મરણ થયું ... ... ... ઇ. સ. ૧૬૨૭
(૩) ગુજરાતમાં સત્યાસીઓ દુકાળ પડયો. ... ઇ. સ. ૧૬૩૧
(૪) શાહજહાંની માંદગી, ગાદી માટે લડાઈઓ ... ઇ. સ. ૧૬૫૭
(૫) બીજાપુર અને ગોવળકોંડા ખાલસા થયાં ... ઇ. સ. ૧૬૮૭
(૬) ઔરંગઝેબનું મરણ થયું ... ... ... ઇ. સ. ૧૭૦૭

---

# ૮. મોગલ સામ્રાજ્યની પડતી

[ ઇ. સ. ૧૭૦૭–૧૭૪૮ ]

**૧. બહાદુરશાહ** : ઇ. સ. ૧૭૦૭–૧૭૧૨

ઔરંગઝેબે પોતાના ચારે પુત્રોને મોગલ રાજ્ય વહેંચી આપ્યાનો દસ્તાવેજ લખી રાખ્યો હતો. એના મરણ પછી એ દસ્તાવેજ મુજબ એકેય શાહજાદો વર્તવા તૈયાર ન હતો. ત્રણે પુત્રો ગાદી માટે લડ્યા. તેમાં મોટો પુત્ર મુઆઝીમ **બહાદુરશાહ** નામ ધારણ કરી દિલ્હીની ગાદીએ બેઠો.

બહાદુરશાહે મહાન અકબરની ઉદાર રાજનીતિ પ્રમાણે વર્તી જજીયાવેરો માફ કર્યો. મારવાડ અને મેવાડની સ્વતંત્રતા કબુલ રાખી. આથી હિંદુ પ્રજાનો તથા રજપુતોનો વિશ્વાસ અને પ્રેમ મેળવ્યો.

સંભાજીનો પુત્ર શાહુ કેદમાં હતો, તેને છૂટો કરી મરાઠાઓનો પણ વિશ્વાસ મેળવ્યો.

પંજાબમાં ગુરુ નાનકે સ્થાપેલા શીખ ધર્મના લોકોનું જોર વધ્યું હતું. તેમણે **ગુરુ બંદા**ની આગેવાની નીચે બળવો કર્યો. બહાદુરશાહે પંજાબ જઈ શીખોને હરાવ્યા. ગુરુ બંદા નાસી ગયો. પંજાબમાંથી પાછા ફરતાં બહાદુરશાહ મરણ પામ્યો ઇ. સ. ૧૭૧૨.

**૨. ફરૂખશિયર** : ઇ. સ. ૧૭૧૨–૧૭૧૯

બહાદુરશાહ પછી તેનો મોટો પુત્ર **જહાંદારશાહ** ગાદીએ આવ્યો. તેને તેના ભત્રીજા ફરૂખશિયરે **સૈયદ અબ્દુલા** અને **સૈયદ હુસેન**ની મદદથી મારી નાખ્યો અને પોતે ગાદીએ બેઠો.

ફરૂખશિયર રાજ્યકર્ત્તા તરીકે નિર્બળ મનનો અને આળસુ હતો. તેથી **બાદશાહ બનાવનાર સૈયદ ભાઈઓ**ના હાથમાં તે રમકડા જેવો થઈ પડ્યો.

આ બાદશાહ માંદો પડ્યો ત્યારે અંગ્રેજ **ડોકટર હેમિલ્ટને** દવા કરી સાજો કર્યો હતો. એ બદલ અંગ્રેજ કંપનિની હુગલી અને સુરતની દાણ માફ કરી; તથા મદ્રાસ પાસે કેટલીક જમીન આપી.

પંજાબના શીખોએ ફરીથી બંડ કર્યું. પાદશાહે તેમને સજ્જડ હાર ખવડાવી **ગુરુ બંદાની** તથા તેમના અનુયાયીઓની ઘાતકી રીતે કતલ કરવામાં આવી.

ફરૂખશિયરે સૈયદભાઈઓની સત્તામાંથી છૂટવા પ્રયત્નો કર્યા, એ ઉપરથી સૈયદભાઈઓએ મરાઠા રાજા શાહુના પ્રધાન બાલાજી પેશવાની મદદથી તેનો ઘાત કરાવ્યો. એ મદદ બદલ શાહુને સ્વતંત્ર રાજા ગણ્યો; તથા દક્ષિણના પ્રદેશમાં **ચોથ** ઉઘરાવવાની સનંદ આપી.

**૩. મહમદશાહ** : ઇ. સ. ૧૭૧૯–૧૭૪૮

ફરૂખશિયરનો ઘાત કરાવી સૈયદ ભાઈઓએ ચાર માસમાં બે શાહજાદાઓને ગાદીએ બેસાડ્યા; પણ તે મરણ પામ્યા. છેવટે બહાદુરશાહના ચોથા પુત્રના પૌત્ર મહમદશાહને દિલ્હીની ગાદીએ બેસાડ્યો, ઇ. સ. ૧૭૧૯.

મહમદશાહ અઢાર વર્ષની ઉંમરે ગાદીએ બેઠો. થોડા વખત પછી તેને પણ સૈયદ ભાઈઓની સત્તા ખૂંચવા લાગી. એવામાં દક્ષિણમાં બળવાન થઈ પડેલા સુબા **અસોફજા** યાને **નિઝામ–ઉલ–મુલ્કે** બળવો કર્યો. તેને ઠેકાણે લાવવા મહમદશાહ સૈયદ

હુસેનને લઈ દક્ષિણ તરફ ચાલ્યો, અને રસ્તામાં તેને મારી નંખાવ્યો. દિલ્હીમાં રહેતો સૈયદ અબ્દુલ્લા પોતાના ભાઈનું વેર લેવા મહમદશાહ સામે ચઢી આવ્યો, પણ હાર્યો અને માર્યો ગયો.

સૈયદ ભાઈઓના પંજામાંથી છૂટી મહમદશાહે દક્ષિણના સુબા અસફજાને પોતાનો વજીર બનાવ્યો. વજીર અસફજાને બાદશાહનું વર્તન ગમ્યું નહિ તેથી તે પાછો દક્ષિણમાં ગયો, અને પોતાનું સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું ઇ. સ. ૧૭૨૪. તેની રાજધાની **હૈદ્રાબાદ**માં રાખી.

મહમદશાહની નબળાઈનો લાભ લઈ **બંગાળા, અયોધ્યા, બિહાર** અને **કર્ણાટક**ના મુસલમાન સુબાઓ સ્વતંત્ર થયા. વળી ઉત્તરમાં રોહીલા, શીખો અને જાટ, તથા દક્ષિણમાં મરાઠાઓ જોર પર આવ્યા. જેથી મોગલ સામ્રાજ્ય તૂટયું અને તેનો વિસ્તાર ઘણો ઘટી ગયો. આ સમયે નાદીરશાહ ઈરાનીએ ચઢી આવી મોગલાઈની છેક પાયમાલી કરી.

**નાદીરશાહ** એ ઈરાનનો રાજા હતો. તેનું મૂળ નામ અલીકુલી હતું. તેણે અફઘાનિસ્તાન જીતી, પંજાબ થઈ દિલ્હી ઉપર ચઢાઈ કરી. મહમદશાહ લશ્કર લઈ તેની સામે લડવા ગયો પણ હાર્યો. નાદીરશાહ દિલ્હીમાં પેઠો તેણે કહ્યું કે "મને પુષ્કળ ધન મળશે, તો હું દિલ્હી શહેરને નુકસાન કરીશ નહિ."

એ દરમિઆન કોઈએ નાદીરશાહ મરાયાની ખોટી ગપ ફેલાવી. વળી દિલ્હીના લોકોએ તેનાં કેટલાંક માણસોને મારી નાખ્યાં. આ ખબર સાંભળી નાદીરશાહે શહેરના લોકોની કતલ કરવાની અને દિલ્હી લૂંટવાની પોતાના સૈનિકોને રજા આપી. ઇરાની સૈન્યે લોકોની કતલ કરી. શહેરમાં લોહીની નીકો વહેવા લાગી. મુડદાંના ઢગલા ખડકાઈ ગયા. છેવટે મહમદશાહે નાદીરશાહ પાસે ઘણા કાલાવાલા કર્યા, અને માફી માગી ત્યારેજ એ ઘોર કૃત્ય બંધ પાડયું.

નાદીરશાહ બે માસ દિલ્હીમાં રહ્યો અને લોકોને લૂંટીને, તથા રાજ્યના ખજાનામાંથી ૨૦ થી ૩૦ કરોડનો માલ લઈ ગયો. વળી શાહજહાંનું મયુરાસન અને કોહીનૂર હીરો પણ લેતો ગયો. તે જતા પહેલાં દિલ્હીની ગાદી મહમદશાહને સોંપતો ગયો. ઇ. સ. ૧૭૩૯.

મહમદશાહ ઇ. સ. ૧૭૪૮માં મરણ પામ્યો. એજ સાલમાં મરાઠા રાજા **શાહુ** અને દક્ષિણનો **નિઝામ-ઉલ-મુલ્ક** પણ મરણ પામ્યા.

## પ્રશ્નો

(૧) સૈયદ ભાઇઓ બાદશાહ બનાવનાર કેમ કહેવાયા ? તેમણે કેવો કારભાર કર્યો હતો ?

(૨) મોગલાઈની પડતીનો લાભ લઇ ક્યાં સ્વતંત્ર રાજ્યો સ્થપાયાં ?

(૩) નાદીરશાહ વિષે શું જાણો છો ? તેની સ્વારીથી મોગલ સલ્તનત પર શી અસર થઇ ?

## યાદ રાખવા જેવા કેટલાક બનાવો

(૧) રજપુતો સ્વતંત્ર થયા. ... ... ઇ. સ. ૧૭૦૯

(૨) નિઝામ-ઉલ-મુલ્કે હૈદ્રાબાદમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. ... ... ... ... ઇ. સ. ૧૭૨૪

(૩) નાદીરશાહે હિંદુસ્તાન પર ચઢાઈ કરી... ઇ. સ. ૧૭૩૯

(૪) મહમદશાહ, નિઝામ-ઉલ-મુલ્ક અને મરાઠા રાજા શાહુ મરણ પામ્યા. ... ... ઇ. સ. ૧૭૩૯

# ૯. મોગલ સામ્રાજ્યનો અંત

[ઈ. સ. ૧૭૪૮થી ઈ. સ. ૧૮૫૮]

**૧. અહમદશાહ**: ઈ. સ. ૧૭૪૮–૧૭૫૪.

મહમદશાહ પછી અહમદશાહ ગાદીએ આવ્યો. તે આળસુ અને મોજીલો હતો. તેના સમયમાં નાદીરશાહનો સરદાર અહમદશાહ અબદલ્લી બે વાર ચઢી આવ્યો. ઉત્તરમાં રોહીલાઓએ બંડ કર્યું તે સમાવા મરાઠાઓની મદદ લેવી પડી. એ બદલ તેમને બંગાળા અને બિહારની ચોથ ઉઘરાવવાની સનંદ આપી.

અહમદશાહને તેના વજીર **ગાઝીઉદ્દીને** આંધળો કરી પદભ્રષ્ટ કર્યો; અને જહાંદારશાહના બીજા પુત્રને આલમગીર નામ આપી ગાદીએ બેસાડ્યો.

**૨. આલમગીર બીજો**: ઈ. સ. ૧૭૫૪–૧૭૫૯

આ બાદશાહના સમયમાં સઘળી સત્તા વજીર ગાઝીઉદ્દીનની હતી. આ વખતે રોહીલાના સરદારે **અહમદશાહ અબદલ્લીને** દિલ્હી જીતવા આમંત્રણ મોકલ્યું. તેણે આવીને દિલ્હી લૂંટયું અને લોકોની કતલ કરી, ઈ. સ. ૧૭૫૭.

અબદલ્લી ગયા પછી વજીર ગાઝીઉદ્દીને મરાઠાઓની મદદથી દિલ્હી પાછું મેળવ્યું. એ વજીરના પુત્રે આલમગીરનું ખૂન કરી તેના પુત્ર શાહઆલમને ગાદી આપી, ઈ. સ. ૧૭૫૯.

**૩. શાહઆલમ**: ઈ. સ. ૧૭૫૯–૧૮૦૬.

શાહઆલમ માત્ર દિલ્હીનો નામનો મોગલ બાદશાહ હતો. અહમદશાહ અબદલ્લી પાંચમીવાર હિંદમાં ચઢી આવ્યો અને દિલ્હી લૂંટી ચાલ્યો ગયો. મરાઠાઓએ આખા હિંદમાં ચોથ ઉઘરાવી પોતાની આણ ફેરવી હતી. બંગાળામાં અંગ્રેજ વેપારીઓ પ્લાસીના યુદ્ધ પછી ચઢતીમાં આવ્યા હતા.

અબદલ્લીએ પંજાબ પ્રાંતમાં સુબો નીમ્યો હતો. તેને મરાઠા-

ઓએ હાંકી મૂકયો. આથી ગુસ્સે થઈ અબદલ્લી ચઢી આવ્યો. તેણે પાણીપતના મેદાનમાં મરાઠાઓને સખત હાર આપી, ઇ. સ. ૧૭૬૧. આ હારથી મરાઠી સત્તાને ઘણું વેઠવું પડયું.

બંગાળા તથા અયોધ્યાના સુબાને મદદ કરવા જતાં શાહઆલમ અંગ્રેજો સામે બકસરના યુદ્ધમાં હાર્યો; પરિણામે બંગાળા બિહાર અને ઓઢિઆની દિવાનીના હક તેણે અંગ્રેજોને આપ્યા.

હવે શાહઆલમ અલ્હાબાદ રહેવા લાગ્યો. તેને મહાદજી સિંધીઆએ દિલ્હી આણ્યો. ત્યાં ગુલામ કાદર નામે રોહીલા સરદારે તેને આંધળો બનાવ્યો.

સિંધીઆ સાથે અંગ્રેજોને યુદ્ધ થયું તેમાં દિલ્હી અને આગ્રા અંગ્રેજોના કબજામાં જવાથી શાહઆલમ અંગ્રેજોનો આશ્રિત બન્યો. તેમણે તેને પેન્શન આપી પોષ્યો. તે ઇ. સ. ૧૮૦૬માં મરણ પામ્યો.

**અકબર બીજો**: ઇ. સ. ૧૮૦૬–૧૮૩૭

શાહઆલમ પછી તેનો પુત્ર અકબર બીજો દિલ્હીનો પાદશાહ થયો. બાદશાહ તરીકે તેની કંઈજ સત્તા ન હતી. અંગ્રેજોએ પેન્શન આપી સઘળી સત્તા પોતાના હાથમાં લીધી હતી. તે ઇ. સ. ૧૮૩૭ માં મરણ પામ્યો.

**મહમદ બહાદુરશાહ**: ઇ. સ. ૧૮૩૭–૧૮૫૭

અકબર પછી તેનો પુત્ર બહાદુરશાહ ઝફર બાદશાહ ગણાયો. ઇ. સ. ૧૮૫૭માં દેશી સિપાઈઓએ બળવો કરી દિલ્હી કબજે કર્યું, અને બહાદુરશાહના નામની આણ ફેરવી. એ ગુના બદલ બહાદુરશાહને કેદ કરી રંગુન મોકલી દીધો, ઇ. સ. ૧૮૫૮.

તેના બે પુત્રો અંગ્રેજ કેપ્ટન હોડસનને હાથે ઠાર થયા. તે પણ બેહાલ દશામાં રંગુનમાં મરણ પામ્યો, ઇ. સ. ૧૮૬૨.

એ રીતે મોગલ સામ્રાજ્યનો સૂર્ય સદાને માટે આથમી ગયો.

# ૧૦. મોગલાઈ યુગનું સિંહાવલોકન

## ૧. મોગલ રાજ્યની પડતીનાં કારણો

ઈ. સ. ૧૫૨૬થી ૧૮૫૭ સુધીનો મોગલ સામ્રાજ્યનો ઇતિહાસ વાંચ્યા પછી, આપણે પ્રથમ મોગલ રાજ્યની પડતી અને અંત કેમ આવ્યો તેનાં કારણો તપાસીશું.

બાબરે સ્થાપેલું મોગલ રાજ્ય ઔરંગઝેબ સુધી ખૂબ વિસ્તાર પામ્યું અને હિંદમાં સર્વોપરી ગણાયું. ઔરંગઝેબ પછીથી એ રાજ્યની પડતી થઈ. એમાં ઔરંગઝેબને જવાબદાર ગણીએ તો ખોટું નહિ. માટેજ કહેવાય છે કે અકબરે મોગલ રાજ્ય દૃઢ કર્યું અને ઔરંગઝેબે નાશનાં બી રોપ્યાં.

૧. ઔરંગઝેબે હિંદુઓની લાગણી ઉશ્કેરી. રજપુતોને દુશ્મન બનાવ્યા. શીખ ધર્મના ગુરુ તેજબહાદુરનો વધ કરી શીખો સાથે વેર બાંધ્યું. દક્ષિણમાં બિજાપુર અને ગોવળકાંડાનાં મુસલમાની રાજ્યોનો નાશ કર્યો; તથા મરાઠાઓ સાથેની લાંબી મુદ્દતની નિષ્ફળ લડાઈઓમાં મોગલ લશ્કર નબળું પડયું અને આળસુ થયું.

૨. ઔરંગઝેબે રાજ્ય વિસ્તાર વધાર્યો પણ તેનાથી વ્યવસ્થા થઈ શકી નહિ. તેની પછીના નબળા પાદશાહો તે રાજ્ય સાચવી શક્યા પણ નહિ અને પ્રાંતોના સુબા સ્વતંત્ર થયા.

૩. નાદીરશાહ અને અબદલ્લીની ચઢાઈથી મોગલ રાજ્યને ફટકો પડયો.

૪. મરાઠાઓએ મોગલ સત્તાને તદ્દન ખોખરી બનાવી.

૫. અંગ્રેજોએ તેનો સમુળગો અંત આણ્યો.

## ૨. મોગલ સમયમાં હિંદની સ્થિતિ

હર્ષવર્ધન શિલાદિત્ય નામે છેલ્લા ચક્રવર્તી રાજા પછી હિંદુસ્તાન અનેક રાજ્યોમાં વહેંચાઈ ગયું હતું. તે પછીના રજપુતો અને અફઘાન બાદશાહોના સમયમાં તે એક છત્ર નીચે આવી શક્યું

નહિ; પરંતુ મોગલ બાદશાહોએ આખો દેશ પોતાના અમલ નીચે આણ્યો.

મોગલ બાદશાહોના રાજ અમલમાં હિંદની સામાજિક, રાજકીય ધાર્મિક અને આર્થિક સ્થિતિમાં મહત્વની અસર થઈ. મોગલ બાદશાહો વિદ્યાકળાના શોખીન હતા; અને વિદ્વાનોને આશરો આપતા. ફારસીભાષા રાજભાષા ગણાતી. શિલ્પકળાને પણ ખૂબ ઉત્તેજન મળ્યું. તેમણે બંધાવેલા મહેલો, કબરો અને મસિદો તે વાતની સાક્ષી પૂરે છે.

મોગલાઈ યુગમાં ખેતી ઘણી આબાદ હતી. જમીન મહેસુલના દરો આકરા ન હોવાથી લોકોની સ્થિતિ સંતોષકારક હતી. વેપાર અને હુન્નર ઉદ્યોગોમાં પણ ખૂબ વૃદ્ધિ થઈ. દેશની અંદર મુસાફરી માટે સહીસલામતી હોવાથી માલની લેવડદેવડ સારી થતી. દરિઆઈ વેપાર પણ સારો ચાલતો હતો.

**લોકસ્થિતિ** સારી હતી એમ અનેક પ્રવાસીઓ લખી ગયા છે. અનાજની આતશય સોંઘવારી હતી એમ તે સમયના નીચે આપેલા ભાવો ઉપરથી સમજાય છે. બંગાળી મણના ભાવે ઘઉં ચાર આને, ચોખા આઠ આને, તેલ બે રૂપીએ, ઘી પોણા ત્રણ રૂપીએ, સાકર દોઢ રૂપીયે અને મીઠું ૭ આને મણ વેચાતું.

રાજ્યના કડક બંદોબસ્તથી ગુન્હા ઓછા બનતા. ગુનેગારોને નિર્દય સજાઓ થતી. પ્રજાના જાનમાલનું રક્ષણ એકંદરે ઠીક થતું.

હિંદુ અને મુસલમાન પ્રજાઓ એકબીજાના ગાઢા સંસર્ગમાં આવવાથી બંનેની રહેણી કરણીમાં ઘણો ફેરફાર થયો. તેમની ભાષા, પહેરવેશ અને રીતરિવાજોની અસર હિંદુઓ ઉપર થઈ. ધાર્મિક સુધારણા માટે પ્રયાસો થયા. જો કે જ્ઞાતિ બંધનો દૃઢ થયાં અને ધંધાને અંગે અનેક પેટા જ્ઞાતિઓ ઉત્પન્ન થઈ; જે અદ્યાપિ મોજુદ છે.

## પ્રશ્નો

(૧) મોગલાઈની પડતી કેમ થઈ ? કારણો આપો.
(૨) મોગલ સમયની હિંદની સામાજિક, ધાર્મિક અને આર્થિક સ્થિતિ વિષે ટુંક નોંધ લખો.
(૩) મોગલ રાજ્યની જાહોજલાલી અને રાજ અમલથી હિંદને શું શું લાભો થયા છે ?

## યાદ રાખવા જેવા કેટલાક બનાવો

(૧) અહમદશાહ અબદલીએ દિલ્હી લૂંટયું. ... ઈ. સ. ૧૭૫૭
(૨) શાહઆલમે અંગ્રેજોને દિવાની બક્ષી. ... ઈ. સ. ૧૭૬૫
(૩) મોગલ બાદશાહો પેન્શનર બન્યા ... ઈ. સ. ૧૮૦૬
(૪) છેલ્લો બાદશાહ બહાદુરશાહ પદભ્રષ્ટ થયો... ઈ. સ. ૧૮૫૮

# ખંડ ૫ મરાઠા સામ્રાજ્ય

## હિંદુઓનું પુનરુત્થાન અને મરાઠી સત્તાનો ઉદય

### ૧. શિવાજી પહેલાંનું મહારાષ્ટ્ર

**મહારાષ્ટ્ર એટલે ?**

તમે જાણો છો કે ઇતિહાસની દૃષ્ટિએ આપણા દેશના મૂખ્ય બે ભાગો પડે છે. (૧) વિંધ્યાચળની ઉત્તરનો પ્રદેશ, એ ઉત્તરહિંદ અને (૨) તેની દક્ષિણનો પ્રદેશ, એ દક્ષિણ હિંદ.

દક્ષિણ હિંદુસ્તાન ત્રિકોણાકાર અને ઉચ્ચ પ્રદેશ છે. તેમાંનો સાતપુડા પર્વતની દક્ષિણનો પ્રદેશ મહારાષ્ટ્ર નામે ઓળખાય છે. ત્યાંના રહેવાસીઓ મરાઠા કહેવાય છે.

મરાઠાઓ શરીરે ઠીંગણા, મજબુત બાંધાના, બહાદુર અને મહેનતુ છે. ડુંગરી પ્રદેશમાં રહેવાથી સહન શક્તિવાળા છે.

**દક્ષિણમાં મુસલમાનોનો પ્રથમ પ્રવેશ**

તમે જાણો છો કે તેરમા સૈકામાં દેવગીરીમાં યાદવ રાજા રામદેવ રાજ્ય કરતો હતો. તે સમયે મુસલમાનો દક્ષિણમાં પ્રથમ આવ્યા. દક્ષિણ હિંદમાં સત્તા જમાવનાર સૌથી પ્રથમ ખિલજી વંશનો અલાઉદ્દીન હતો. ત્યાર પછી તઘલખ વંશના મહમદ ગાંડાએ દેવગીરીમાં રાજધાની સ્થાપવા પ્રયત્નો કર્યા હતા, પણ તેમાં તે નિષ્ફળ નીવડયો. તેના અવ્યવસ્થિત રાજ્ય કારભારનો લાભ લઈ હસન ગંગુ નામે બહમની વંશના ઈરાની સરદારે ગુલબર્ગમાં મુસલમાની રાજ્ય સ્થાપ્યું, ઇ. સ. ૧૩૪૭; તથા હરિહર અને બુક્કરાયે વિજયનગરમાં હિંદુ રાજ્યની સ્થાપના કરી.

બહમની રાજ્યનો વિસ્તાર ધીમે ધીમે દક્ષિણે તુંગભદ્રા નદી સુધી વધ્યો. તેમાંથી તેના પાંચ ભાગો પડયા તે આપણે જાણીએ છીએ. બહમની રાજ્યોએ એકઠા મળી દક્ષિણના વિજયનગરના હિંદુ રાજ્યનો ઇ. સ. ૧૫૬૫માં તાલીકોટાના મેદાનમાં અંત આણ્યો એ તમે જાણો છો. એ યુદ્ધથી દક્ષિણની હિંદુ સંસ્કૃતિને સખ્ત ફટકો પડયો.

**મરાઠા પ્રજાનો ઉદય**

બહમની વંશના મુસલમાની રાજ્યોમાં મરાઠા લોકો તેમના લશ્કરમાં નોકરી કરતા. મુલ્કી કારભાર દક્ષિણી બ્રાહ્મણોના હાથમાં હતો. ઘણા હિંદુ સરદારો રાજ્યના જાગીરદારો હતા. રાજ્યવહીવટની દરેક બાબતમાં મરાઠા લોકો પ્રવીણ બન્યા હતા; તથા તેમનો લડાયક જુસ્સો ટકી શક્યો હતો.

મોગલ શહેનશાહ ઔરંગઝેબ દક્ષિણમાં સુબો હતો. તે સમયની તેની ઝનુની ધર્મનીતિથી હિંદુઓમાં સંગઠન કરવાની નવી જાગૃતિ આવી હતી. વળી જ્ઞાનદેવ, નામદેવ, તુકારામ અને રામદાસ આદિ સંતમહાત્માઓના ઉપદેશથી દક્ષિણ હિંદના હિંદુઓ હિંદુ ધર્મનું રક્ષણ કરવા, અને રાષ્ટ્રની ઉન્નતિ માટે તૈયાર થયા હતા. મહારાષ્ટ્રમાં બળવાન હિંદુ રાજ્ય સ્થાપવાની અનુકૂળતા હતી. એ સમયે વીરનર શિવાજીનો જન્મ થયો. તેણે મરાઠા રાજ્યની સ્થાપના કરી.

---

## ૨. છત્રપતિ શિવાજી,

[ ઇ. સ. ૧૬૬૪-૧૬૮૦ ]

**શિવાજીનું કુટુંબ**

ભોંસલે કુટુંબનો માલોજી સરદાર બિજાપુર શાખાના બહમની રાજ્યમાં નોકર હતો. તેને શાહજી નામે પુત્ર હતો. શાહજીએ અહમદનગર તથા બિજાપુરના સુલતાનોને મોગલો સામે લઢવામાં ઘણી મદદ કરી હતી; તેથી તેને પુના, સતારા અને સુપાની જાગીર મળી હતી.

શાહજીનું લગ્ન લખુજી જાદવરાયની દીકરી **જિજાબાઈ** સાથે થયું હતું. જિજાબાઈએ શિવાજીને જન્મ આપ્યો. ઇ. સ. ૧૬૨૭.

અહમદનગરની પડતી પછી શાહજી બિજાપુરના રાજ્યમાં નોકરી કરતો હોવાથી, શિવાજી અને જિજાબાઈ પુનાની જાગીરમાં

રહેતાં હતાં. શિવાજીને ઉછેરવાનું તથા કેળવણી આપવાનું કામ જિજાબાઈને માથે પડયું. પોતાનો પુત્ર મહાત્ત્વાંકાંક્ષી, તેજસ્વી અને બહાદુર બને તે માટે તેઓ રામાયણ અને મહાભારતના વીર પુરુષોની વાતો નાનપણથી શિવાજીને કહી સંભળાવતાં.

## શિવાજીને આપેલું શિક્ષણ

**દાદાજી કોંડદેવ** નામે એક બ્રાહ્મણ શાહજીના મુનીમ તરીકે પુનાની જાગીરનો વહીવટ કરતો હતો. દાદાજી વિદ્વાન અને ન્યાયી પુરુષ હતો. તેણે શિવાજીને ઘોડે બેસવાની, તીર, તરવાર, ભાલા અને બરછીનો ઉપયોગ કરવાની મહાન યોદ્ધાને લાયક તાલીમ આપી. એ ઉપરાંત તે સમયની હિંદુઓની સ્થિતિનું ભાન કરાવી હિંદુ રાજ્ય સ્થાપવાનો ઉપદેશ તે આપતા. દક્ષિણના સંત મહાત્મા **રામદાસ** સ્વામિએ પણ શિવાજીને હિંદુ ધર્મનું રક્ષણ કરવા અને ગૌબ્રાહ્મણ પ્રતિપાળ બનવા માટે હિંદુ રાજ્ય સ્થાપવાની જરૂરીઆત સમજાવી હતી.



શિવાજી

## કાર્યની પ્રથમ શરૂઆત

પુનાની જાગીરનું કામ કરતાં કરતાં શિવાજીએ જાગીરના રક્ષણ માટે માવલી લોકોનું સૈન્ય તૈયાર કર્યું. તેમનામાં હિંદુ ધર્મનો જુસ્સો ઉત્પન્ન કર્યો અને યુદ્ધની તાલીમ આપવા માંડી.

મોગલોએ બિજાપુર ઉપર ચઢાઈ કરી હતી તેની અંધાધુંધીનો લાભ લઈ શિવાજીએ સૌથી પ્રથમ તોરણાનો કિલ્લો કબજે કર્યો.

એ કિલ્લામાંથી પુષ્કળ દ્રવ્ય હાથ લાગ્યું. આ સમયે તેમની ઉંમર ૧૯ વરસની હતી.

તે પછી રાયગઢ, સિંહગઢ અને પુરંધરના કિલ્લા જીત્યા. બિજાપુરના કલ્યાણના સુબેદારને લૂટી તે રાજ્યનો ઘણો પ્રદેશ કબજે કર્યો.

પોતાના જાગીરદારનો પુત્ર પોતાનાજ રાજ્યનો મુલક જીતી લે, એથી ગુસ્સે થઈ બિજાપુરના સુલતાને શિવાજીના વડિલ શાહજીને કેદ કર્યો. શિવાજીએ આ સમયે સમય સૂચકતા વાપરી મોગલ બાદ-શાહ શાહજહાંની મદદ મેળવી પિતાને છોડાવ્યો.

## બિજાપુરનો વાઘ અફઝલખાં

બિજાપુરના સુલતાનને શિવાજીની સત્તા વધતી જોઈ ઘણી દહેશત લાગી. તેણે પોતાના બહાદુર સરદાર **અફઝલખાંને** દસ હજારનું લશ્કર આપી શિવાજી સામે મોકલ્યો. અફઝલખાંની સામે લડાઈમાં ટકી શકાશે નહિ એમ ચતુર શિવાજી સમજી ગયો. તેમજ પહાડી મુલકમાંથી શિવાજીને પકડવાનું કામ મુશ્કેલ હતું એમ અફ-ઝલખાં પણ સારી રીતે સમજતો હતો. તેથી તેણે પોતાના મંત્રી કૃષ્ણાજી મારફતે પ્રતાપગઢના કિલ્લામાં શિવાજી સાથે મુલાકાત કર-વાનું નક્કી કર્યું.

અફઝલખાં અને શિવાજી બંનેના મનમાં કપટ વસેલું હતું. અફઝલખાંએ મેળાપ વખતે શિવાજીનો ઘાટ ઘડી નાખવાનો મનસુબો કરેલો. શિવાજીએ પણ કપડાં નીચે લોઢાનું બખ્તર પહેર્યું હતું અને વાઘનખ ધારણ્યા હતા. પ્રતાપગઢના ભવ્ય તંબુમાં શિવાજી અને અફઝલખાં બંને ભેટયા. શિવાજી ભેટવા જતો હતો તે સમયે અફઝલખાંએ તેનું ગળું પકડી મારી નાંખવા તરવાર ઉગામી. એ સમયે ચતુર શિવાજીએ તેના પેટમાં વાઘનખ ભોંકી મારી નાખ્યો. ઝાડીમાં ભરાઈ રહેલું શિવાજીનું લશ્કર અફઝલખા-

નના લશ્કર ઉપર તૂટી પડયું. ઓચિંતા હુમલાથી ખાનનું લશ્કર હાર્યું અને નાઠું. આ યુદ્ધમાં શિવાજીને પુષ્કળ દ્રવ્ય તથા યુદ્ધનો ઘણો સામાન હાથ લાગ્યો. ઈ. સ. ૧૬૫૯.

છેવટે થાકીને શિવાજી સાથે બિજાપુરના સુલતાને સુલેહ કરી, અને સ્વતંત્ર રાજા તરીકે કબુલ રાખ્યો.

## શિવાજી અને સાઇસ્તખાન

હવે શિવાજીએ મોગલ પ્રદેશ પર હુમલા શરૂ કર્યા. ઔરંગઝેબે એ ડુંગરના ઉંદરડાને વશ કરવા પ્રથમ પોતાના મામા સાઈસ્તખાનને મોકલ્યો. તેણે કેટલાક કિલ્લા જીતીને ચોમાસું નજીક આવતાં પુનામાં મુકામ નાખ્યો. શિવાજીના મહેલમાંજ સાઈસ્તખાનનો મુકામ હતો. એક રાત્રે પોતાના વફાદાર અને બહાદુર સૈનિકો સાથે શિવાજી પુનામાં પેઠો, અને મહેલમાં ઘૂસી જઈ સૂતેલા સાઈસ્તખાન ઉપર હુમલો કર્યો. ખાન ગભરાયો અને બારીએથી કૂદી પડી નાઠો, પણ તેના હાથનાં આંગળાં કપાઇ ગયાં. સાઈસ્તાન ગભરાયો અને દિલ્હી પાછો ફર્યો, ઈ. સ. ૧૬૬૨.

શિવાજીએ મોગલોના કબજામાંથી પોતાના સઘળા કિલ્લા જીતી લીધા, તથા ગુજરાતમાં આવેલું સુરત શહેર ૭ દિવસ સુધી લુંટયું, ઈ. સ. ૧૬૬૪.

આ બનાવથી ઔરંગઝેબ ઘણો ગુસ્સે થયો. તેણે રાજા જયસિંહને મોટા સૈન્ય સાથે મોકલ્યો. જયસિંહ સામે યુદ્ધમાં ટકી શકાશે નહિ એમ શિવાજી સમજ્યો; તેથી **પુરંધર** મુકામે સુલેહ કરી. શિવાજીએ વીસ કિલ્લા મોગલોને પાછા આપવાનું, મોગલ શહેનશાહના જાગીરદાર તરીકે રહેવાનું અને બિજાપુર સામે લડવાનું કબુલ કર્યું.

## શિવાજી મોગલ દરબારમાં કેદ અને નાસી છૂટવું

પુરંધરની સંધી પછી રાજા જયસિંહના ખાસ દબાણથી **શિવાજી** અને તેનો પુત્ર **સંભાજી** બંને આગ્રા ગયા. આગ્રાના

દરબારમાં શિવાજીને યોગ્ય માન મળવાને બદલે તેનું સ્થાન ઘણું ઉતરતા દરજ્જે ગોઠવ્યું હતું, તેથી શિવાજીને ઘણો ગુસ્સો ચઢયો. ઔરંગઝેબે યુક્તિથી શિવાજીને કેદ કર્યો અને મકાન ઉપર સખત ચોકી પહેરો ગોઠવી દીધો.

કેદમાંથી છૂટવા માટે શિવાજીએ પ્રથમ પોતાનાં માણસોને વિદાય કર્યાં. તેણે માંદગીનું બ્હાનું કાઢી ગરીબોને ટોપલા ભરીને મિઠાઈ વહેંચવાની ગોઠવણુ કરી. મિઠાઈના ટોપલા દરરોજ નિયમિત જતા હોવાથી મોગલ સિપાઈઓ ગાફેલ બન્યા. એક દિવસ પોતે વધારે માંદા છે એમ જાહેર કર્યું; અને પોતાના નોકરને પલંગમાં સૂવાડી, તેનો એક હાથ લટકતો રખાવી તેને પોતાનું કડું પહેરાવી, તથા તેની ઉપર પોતાની શાલ ઓઢાડી. એ પછી તે અને સંભાજી મિઠાઈના ટોપલામાં બેસી નાસી ગયા; અને સાધુના વેશમાં સહી-સલામત સ્વદેશ પાછા ફર્યા. દક્ષિણુના જંગલનો વાઘ પાંજરામાંથી છટકી ગયો, અને ઔરંગઝેબની બધી યુક્તિઓ નિષ્ફળ ગઈ. શિવા-જીના બહાર નીકળ્યા પછી નોકર પણુ નાસી ગયો.

## શિવાજીનો રાજ્યાભિષેક

દક્ષિણુમાં આવ્યા પછી શિવાજીએ પોતાનું રાજ્ય જમાવ્યું અને વ્યવસ્થિત કર્યું. તેણે મોગલો સાથે પુનઃ લડાઈ આરંભી. તેમના પ્રદેશમાં હુમલા કરી લુંટફાટ ચલાવી, ચોથ ઉઘરાવી અને કિલ્લા જીતી લીધા. બીજી વાર સુરત લૂંટયું. ઔરંગઝેબે મહોબતખાનને લશ્કર આપી મોકલ્યો પણુ તે હાર્યો. હવે શિવાજીએ **રાયગઢમાં** પુરતા ઠાઠમાઠથી પોતાનો રાજ્યાભિષેક કરાવ્યો. રાજ્યચિહ્નો ધારણુ કરી પોતાની સુવર્ણ તુલા કરાવી; તે સોનું બ્રાહ્મણોને દાનમાં આપ્યું.

## રાજ્યવિસ્તાર અને મરણુ

મહારાષ્ટ્રના સ્વતંત્ર રાજ્યકર્તા થયા પછી શિવાજીએ છેક દક્ષિણે આવેલા વેલોર અને જીંજી સુધી પોતાની સત્તા જમાવી. એ રીતે

કોંકણના કલ્યાણથી દક્ષિણે ગોવા સુધીનો ૩૦૦ માઈલનો પ્રદેશ અને સહ્યાદ્રિ પર્વતની પૂર્વ તરફનો કેટલોક મુલક તેમના તાબામાં હતો.

શિવાજી ઈ. સ. ૧૬૮૦માં ૫૩ વરસની ઉંમરે મરણ પામ્યા.

## શિવાજીની રાજ્યવ્યવસ્થા

શિવાજીએ પોતાના ખાલસા મુલકના ૧૪ પ્રાંતો પાડયા હતા. તે દરેક પ્રાંત પર સુબો નીમ્યો હતો. જમીનની માપણી કરાવી ઉપજનો ⅖ ભાગ મહેસુલ તરીકે લેવાનું ઠરાવ્યું. મહેસુલ ઉઘરાવવાની ઈજારા પદ્ધતિ રદ કરી નોકરો મારફતે લેવાનું નક્કી કર્યું. રાજ્યના સઘળા નોકરોને રોકડ પગાર આપવામાં આવતો.

શિવાજીએ આઠ પ્રધાનોનું પ્રધાન મંડળ રચ્યું હતું. દરેક પ્રધાનના હાથમાં રાજ્યનું એકેક ખાતું સોંપાતું. મૂખ્ય પ્રધાન **પેશ્વા** કહેવાતો. રાજા ન હોય તોપણ પ્રધાનમંડળ રાજ્યનો કારભાર ચલાવી શકે તેવી યોજના કરી હતી. આ યોજના વડે શિવાજી અકબર કરતાં પણ ચડિઆતો ગણાયો.

તેમણે ઘોડેસવાર અને પાયદળ એમ બે જાતનું લશ્કર રાખ્યું હતું. એ ઉપરાંત કોલાબાના મથકમાં નૌકાસૈન્યનો કાફલો રાખ્યો હતો. સૈનિક પોતાનો ખોરાક સાથે રાખતો. લશ્કરમાં સ્ત્રીઓ લઈ જવામાં આવતી નહિ.

**શિવાજીની યુદ્ધનીતિ** દક્ષિણની ભૂમિ રચના ઉપર ઘડાએલી હતી. જે ગોરીલા પદ્ધતિ કહેવાય છે. તેઓ કદિયે ખુલ્લા મેદાનમાં લડવાનું પસંદ કરતા નહિ. દુશ્મનો ઉપર ઓચિંતો છાપો મારતા, અને જંગલો કે ગુફાઓમાં ભરાઈ જતા. દુશ્મનોને ખોરાક પાણી અને ઘાસચારાની તાણ પાડી મુંઝવતા.

આ યુદ્ધ પદ્ધતિ વડેજ તેમણે ઔરંગઝેબ જેવા મહાન શત્રુને હંફાવ્યો હતો.

## શિવાજીનું ચારિત્ર્ય અને ઈતિહાસમાં સ્થાન

શિવાજી હિંમતવાન, યુક્તિબાજ અને સમર્થ પુરુષ હતો. હિંદુ ધર્મના રક્ષણ માટે હિંદુ મહારાજ્યની તેણે સ્થાપના કરી, તોપણ બીજા કોઇ પણ ધર્મ વિરુદ્ધ આચરણ કર્યું નથી; કે તેમના ધર્મ-સ્થાનને નુકસાન પહોંચાડયું નથી.

શિવાજી ઉદાર અને અતિ વિશ્વાસુ હતો; અને પ્રેમાળ દૃષ્ટિ વડે તે વફાદાર મિત્રો એકઠા કરી શક્યો હતો. શિવાજીનું ચારિત્ર્ય તદ્દન શુદ્ધ અને ઉંચા પ્રકારનું હતું. તેણે કોઇપણ સ્ત્રીનું અપમાન કર્યું નથી. નિરાધારોને કે બાળકોને રંજાડ્યાં નથી. તેની કડક નીતિને લીધે તેનું લશ્કર પણ પાપમુક્ત બન્યું હતું.

એક જાગીરદારના પુત્ર તરીકે જન્મીને શિવાજીએ મહાન રાજ્ય સ્થાપ્યું; એનું મૂખ્ય કારણ તે ઉત્તમ રાજ્યકર્તા, બહાદુર લડવૈયો અને કુશળ સેનાપતિ હતો. પોતાની પ્રજાને ભેદભાવ વિના પુત્ર સમાન પાળી ખરેખરો ગૌબ્રાહ્મણ પ્રતિપાળ ગણાયો. દુનિઆના વીરપુરુષોમાં શિવાજીની ગણતરી થાય છે એ વાજબી છે.

### પ્રશ્નો

(૧) શિવાજી પહેલાંની મહારાષ્ટ્રની કેવી સ્થિતિ હતી?

(૨) મરાઠા પ્રજાના ઉદયનાં કારણ આપો.

(૩) દાદાજી કોંડદેવ, રામદાસ સ્વામિ અને જિજાબાઇ એ ત્રણેએ શિવાજીના ચારિત્ર્ય ઘડતરમાં શો ફાળો આપ્યો.

(૪) શિવાજી કુશળ રાજ્યકર્તા, બાહોશ સિપાઈ અને સાચો માણસ હતો, એ પુરવાર કરો.

### યાદ રાખવા જેવા કેટલાક બનાવો

(૧) શિવનેરીના કિલ્લામાં શિવાજીનો જન્મ. ... ઈ. સ. ૧૬૨૭

(૨) ધનાઢ્ય સુરત બંદર શિવાજીએ લૂંટયું. ... ઇ. સ. ૧૬૬૪

(૩) શિવાજીએ રાયગઢમાં રાજ્યાભિષેક કર્યો. ... ઇ. સ. ૧૬૭૪

(૪) છત્રપતિ શિવાજીનું મરણ. ... ... ઇ. સ. ૧૬૮૦

# ૩. શિવાજી પછીના મરાઠા રાજાઓ

[ ઈ. સ. ૧૬૮૦ થી ઈ. સ. ૧૮૪૮ ]

**૧. સંભાજી** : ઇ. સ. ૧૬૮૦–૧૬૮૯.

શિવાજી મહારાજને બે પુત્રો હતા. **સંભાજી** અને **રાજારામ**. શિવાજીના મરણ પછી ગાદી માટે પ્રધાન મંડળમાં મતભેદ પડયો. તેઓ રાજારામને ગાદી આપવા ઇચ્છતા હતા. તેવામાં સંભાજીએ બંડ ઉઠાવી ગાદી કબજે કરી, ઇ. સ. ૧૬૮૦

સંભાજી વ્યસની અને સ્વચ્છંદી હતો. નાનપણથીજ તે કેટલીક કુટેવોમાં પડયો હતો. શિવાજી જેવો કાર્યદક્ષ ન હોવાથી તેણે બધો વખત આળસ અને દુરાચારમાં ગાળ્યો.

**ગોવાના પોર્ટુગીઝો** હિંદુઓને પજવતા હતા. સંભાજીએ નૌકાસૈન્યની મદદથી તેમને હરાવ્યા; અને નસાડ્યા. એ જીત પછી તે એશઆરામમાં પડયો.

આ સમયે દક્ષિણ જીતવા માટે મોગલ બાદશાહ **ઔરંગઝેબ** જાતે દક્ષિણમાં આવ્યો હતો; અને બિજાપુર અને ગોવળકોંડાના સુલતાનો સાથે લડવામાં રોકાયો હતો. તે સમયે સંભાજી **કલુષા** નામે નીચ બ્રાહ્મણની સોબતમાં દારૂના વ્યસનમાં પડી મોજમઝા ભોગવતો હતો. એવીજ પીધેલ દશામાં તેને એક મોગલ સરદારે કેદ પકડયો. ઔરંગઝેબે તેને ઘાતકી રીતે મારી નાખ્યો, ઈ. સ. ૧૬૮૯.

એ પછી ઔરંગઝેબે એના બાળપુત્ર **શિવાજી**ને તથા તેની **સ્ત્રી યેસુબાઇ**ને રાયગઢના કિલ્લામાંથી કેદ પકડી દિલ્હી મોકલી દીધાં.

સંભાજીએ દારૂના વ્યસનમાં, તથા ભોગવિલાસમાં પડીને દક્ષિણમાં રાજ્ય વધારવાની અને મોગલોને હંફાવવાની સોનેરી તક ગુમાવી. શરૂઆતમાં યોદ્ધા તરીકે તેણે નામના મેળવી, પણ રાજ્ય-કારભારમાં તો એ તદ્દન નિષ્ફળ નીવડયો.

**૨. રાજારામ :** ઇ. સ. ૧૬૮૯–૧૭૦૦.

સંભાજી પછી રાજ્યનો કારભાર રાજારામના હાથમાં આવ્યો. ઔરંગઝેબે કરેલા સંભાજીના ઘાતકી વધથી મરાઠાઓ ખૂબ ઉશ્કેરાયા. ઔરંગઝેબે તેમને વશ કરવા અનેક પ્રયત્નો કર્યા, પણ તે વ્યર્થ ગયા. રાજારામ **જિંજીના** કિલ્લામાં રહેતો હતો. મોગલોએ એ કિલ્લાને ઘેરો ઘાલ્યો. ચાર વરસ પછી **ઝુલફિકારખાને** તે કિલ્લો જીત્યો, પરંતુ તે પહેલાં રાજારામ નાસીને સતારા ગયો. ત્યાં તે ઇ. સ. ૧૭૦૦માં મરણ પામ્યો.

**૩. શિવાજી બીજો અને રાજ્ય રક્ષક તારાબાઈ :** ઈ. સ. ૧૭૦૦–૧૭૦૭.

રાજારામના મરણ પછી તેનો પુત્ર શિવાજી ગાદીએ આવ્યો. તે નાનો હોવાથી તેની મા તારાબાઈએ રાજ્યકારભાર ચલાવ્યો.

**તારાબાઈ** બાહોશ સ્ત્રી હતી. તેણે મોગલો સામે લડાઈ ચાલુ રાખી. ઔરંગઝેબે જીતેલા બધાજ કિલ્લા મરાઠાઓએ પાછા મેળવ્યા. તેઓ ખાનદેશ, વરાડ અને ગુજરાત સુધી પહોંચી જઈ લૂંટફાટ કરતા અને ચોથ ઉઘરાવતા. મરાઠાઓએ સાત વરસ સુધી ઔરંગઝેબ સામે ટક્કર ઝીલી તેને ખૂબ હંફાવ્યો.

ઔરંગઝેબ ઇ. સ. ૧૭૦૭માં મરણ પામ્યો. તેની પછી દિલ્હીની ગાદીએ બહાદુરશાહ બેઠો. તેણે સંભાજીના કેદ પકડાયલા પુત્ર શિવાજી–**શાહુ**–ને છોડી મૂક્યો.

દક્ષિણમાં આવી શાહુએ મરાઠી રાજ્યનો દાવો કર્યો. કેટલાક વફાદાર સરદારોએ શાહુનો પક્ષ લીધો. પરિણામે મરાઠી રાજ્યના બે ભાગ પડ્યા. તારાબાઈ પોતાના પુત્ર સાથે **કોલ્હાપુરમાં** ગઈ અને શાહુને **સતારાની** ગાદી મળી.

શિવાજી મહારાજાનું સ્થાપેલું રાજ્ય તારાબાઈએ સાચવી રાખ્યું એ જેવું તેવું કામ નથી. તે અજબ શક્તિશાળી અને કુનેહબાજ સ્ત્રી હતી. તેના સત્તા લોભ અને સ્વાર્થ લોભથી રાજ્યના

બે ભાગો પડ્યા અને રાજ્યમાં કુસંપનાં બીજ રોપાયાં. તેનું પરિણામ મહારાષ્ટ્રનેજ ભોગવવું પડયું એ આપણે આગળ ઉપર જોઈશું.

**૪. છત્રપતિ શાહુ** : ઈ. સ. ૧૭૦૮–૧૭૪૮.

મોગલ દરબારમાં ઉછરવાથી શાહુ મોજીલો બન્યો હતો. તેના વિચારો ઉત્તમ હતા. વાણીમાં મીઠાશ હતી અને હૃદય ઉદાર હતું. એથીજ તે તારાબાઈ પાસેથી ગાદી મેળવી શકયો. જ્યારે તે દક્ષિણમાં આવ્યો ત્યારે મરાઠા સરદારોને કહ્યું કે "હું ગાદીનો ખરો હકદાર છું, મને મારા હકનું રાજ્ય ન મળતું હોય તો હું તેને માટે મારા જાત ભાઈઓ સામે લડનાર નથી. ભલે શિવાજી રાજ કરે." તેની મીઠી બોલીની અસર મરાઠા સરદારો ઉપર થઈ અને તેના પક્ષમાં ભળ્યા.

રાજગાદીએ બેઠા પછી તેણે મરાઠી રાજ્ય વધારવાની, કે રાજ્ય વહીવટમાં લક્ષ આપવાની દરકાર રાખી નહિ. તેનામાં રાજ્ય ચલાવવાની આવડત ન હતી. તેણે રાજ્યનો સઘળો કારભાર **બાલાજી વિશ્વનાથ** નામે બાહોશ અને કાર્યદક્ષ પેશવાના હાથમાં સોંપ્યો. રાજ્યની ખરી સત્તા પેશવાના હાથમાંજ હતી. શાહુ નામનો રાજા હતો.

બાલાજીએ શાહુ પાસેથી પેશવાનો હોદ્દો વંશપરંપરાનો કરાવી લીધો. ત્યારથી પેશવાની સત્તાની શરૂઆત થઈ.

૩૨ વરસ રાજ્ય કરી ઈ. સ ૧૭૪૮માં શાહુ મરણ પામ્યો.

**૫. સતારાની ગાદી** : ઈ. સ. ૧૭૪૮–૧૮૪૮.

શાહુ અપુત્ર મરણ પામ્યાથી પેશવાએ તેના પૌત્ર **રામરાજાને** ગાદીએ બેસાડયો. રામરાજા પેશવાથી સ્વતંત્ર થવા મથ્યો, પણ તેનું કંઈ વળ્યું નહિ. તેણે સતારાની આસપાસનો પ્રદેશ રાખી બાકીનો પેશવાને સોંપ્યો, ઈ. સ. ૧૭૫૧.

રામરાજા પછી સતારાની ગાદીએ **શાહુ બીજો** અને **પ્રતાપસિંહ** બે નામના રાજાઓ થયા. તેમની સત્તા દિન પર દિન છેક ઘટતી ગઈ. છેલ્લો રાજા **શાહજી** ઉર્ફે **આપાસાહેબ** અપુત્ર મરણ પામ્યાથી તેનું નાનું રાજ્ય અંગ્રેજ સરકારે ખાલસા કર્યું, ઈ. સ. ૧૮૪૮.

શિવાજી મહારાજના સીધા વંશજની એક શાખાનો એ પ્રમાણે અંત આવ્યો; અને બીજી કોલ્હાપુરની શાખા હજી ચાલુ છે.

## પ્રશ્નો

(૧) સંભાજીની કારકીર્દી વર્ણવો.

(૨) મરાઠી રાજ્યના બે ભાગ કેવી રીતે પડ્યા?

(૩) 'શાહુએ મરાઠી રાજ્યને પડતીમાં આણ્યું.' એ વાકય કેટલે અંશે સત્ય છે?

(૪) તારાબાઈ ને રાજારામના ગુણદોષ વર્ણવો.

## યાદ રાખવા જેવા કેટલાક બનાવો

(૧) ઔરંગઝેબે ઘાતકી રીતે સંભાજીનો વધ કર્યો. ઈ. સ. ૧૬૮૯

(૨) મોગલોએ જીંજીગઢ જીત્યો. ... ... ઈ. સ. ૧૬૮૯

(૩) રાજારામ સતારામાં મૃત્યુ પામ્યો. ... ઈ. સ. ૧૭૦૦

(૪) તારાબાઇએ કોલ્હાપુરમાં નવું રાજ્ય સ્થાપ્યું. ઈ. સ. ૧૭૦૮

(૫) છત્રપતિ શાહુ મરણ પામ્યો. ... ... ઈ. સ. ૧૭૪૮

## ૪. પેશવાઇ અમલની શરૂઆત

[ ઈ. સ. ૧૭૧૪ થી ઈ. સ. ૧૭૪૦ ]

**૧. પહેલો પેશવા બાલાજી વિશ્વનાથ** : ઈ. સ. ૧૭૧૪–૧૭૨૦

આપણે વાંચી ગયા કે શાહુ રાજ્યકારભારમાં ઘણો બેદરકાર રહેતો. તેણે સઘળી સત્તા બાલાજી વિશ્વનાથ નામે પેશવાને સોંપી હતી, બાલાજી પેશવા સાચો સત્તાધીશ હોવાથી પેશવાઈ સત્તાનો આરંભ તેનાથી ગણાય છે. તેણે પેશવાઇને વંશપરંપરાની બનાવી; આથી તે **પેશવાઇનો સ્થાપનાર** પણ કહેવાયો.

બાલાજીએ મરાઠા રાજ્યના ઝઘડાઓ સમાવી સરદારોને એકત્ર કર્યા. મહેસુલ પદ્ધતિ સુધારીને રાજ્યની આવક વધારી. લશ્કરને વ્યવસ્થિત કરી તેમાં નવી ભરતી કરી.

મોગલ બાદશાહ ફરૂખશિયરનો નાશ કરવા બાલાજીએ સૈયદ ભાઈઓને મદદ કરી, તેની પછીના બાદશાહ મહમદશાહ પાસેથી દક્ષિણમાં **ચોથ અને સરદેશમુખી** ઉઘરાવવાની અને મરાઠાઓની સ્વતંત્રતા કબુલ રાખવાની સનંદો મેળવી.

બાલાજીના કારભારથી મરાઠી સત્તા જામી અને તેની કીર્તિ વધી. તે ઈ. સ. ૧૭૨૦માં મરણ પામ્યો.

**૨. બાજીરાવ ૧ લો** : ઈ. સ. ૧૭૨૦–૧૭૪૦.

બાલાજી વિશ્વનાથને બે પુત્રો હતા; **બાજીરાવ** અને **ચીમનાજી.** મોટા પુત્ર બાજીરાવને શાહુ મહારાજે પેશવા તરીકે કાયમ કર્યો.

બાજીરાવ બહાદુર અને સાહસિક હતો. પેશવાપદની જવાબદારી ઉઠાવી શકે તેવી તેને તાલીમ મળી હતી. તે સત્તા લોભી તથા રાજ્યલોભી હતો.

મોગલ બાદશાહોની સત્તા નબળી પડી હતી તેનો લાભ લેવા તેણે શાહુને કહ્યું કે "પરદેશી સત્તાનો નાશ કરવાનો વખત આવી

પહોંચ્યો છે. સુકાઈ જતા થડ ઉપર કાપ મૂકવાથી ડાળીઓ તો એની મેળે તૂટી પડશે; અને કૃષ્ણાથી અટક સુધી ભગવો ઝંડો ફરકશે." શાહુએ તેની મહાત્વાકાંક્ષાને ઉત્તેજન આપ્યું.

બાજીરાવે રાજ્યના મૂખ્ય સરદારોને કાબુમાં લાવી, તેમને મરાઠારાજા તરફથી ચોથ ઉઘરાવવા અને સત્તા સ્થાપવા છૂટા મૂક્યા. એ રીતે ગુજરાતમાં **પિલાજી** ગાયકવાડ, માળવા તરફ **મલ્હાવરાવ હોલ્કર;** ગ્વાલિઅર તરફ **રાણાજી સિંધિઆ;** અને વરાડ તરફ **પરસાજી ભોંસલે** સરદારો પહોંચી ગયા અને ત્યાં તેમણે પોતાની સત્તા જમાવી.

બાજીરાવ પોતે દિલ્હી સુધી જઇ પહોંચ્યો. મોગલ બાદશાહ મહમદશાહે દક્ષિણના સુબા નિઝામ-ઉલ-મુલ્કની મદદ માગી. પરંતુ મરાઠા સૈન્યે તેને આવતો અટકાવી ભોપાળ પાસે હરાવ્યો. નિઝામે સિરોજ મુકામે સુલેહ કરી. એ કરારો મુજબ નર્મદાથી ચંબલ વચ્ચેનો પ્રદેશ, અને ૫૦ લાખ રૂપીઆ નિઝામે આપવા કબુલ કર્યા તથા શાહુને મહારાષ્ટ્રના સ્વતંત્ર રાજા તરીકે સ્વીકારવાની ફરજ પડી, ઇ. સ. ૧૭૩૭.

**જંજીરાનો હબસી** હિંદુઓને ત્રાસ આપતો હતો તેને વશ કર્યો. **પોર્ટુગીઝોને** હરાવી બાજીરાવે તેમની પાસેથી વસાઈ અને સાલ્સેટ જીત્યાં. ઇ. સ. ૧૭૩૯.

દિલ્હી ઉપર નાદીરશાહ ચઢી આવ્યો હતો. તેની સામે થવા બાજીરાવ ઉત્તર તરફ જવા નીકળ્યો; પણ રસ્તામાં નર્મદા કાંઠે તેનું મરણ થયું, ઈ. સ. ૧૭૪૦.

બાજીરાવ લાયક પિતાનો લાયક પુત્ર હતો. વીસ વરસના અમલમાં તેણે મરાઠાઓની સત્તા હિંદમાં જમાવી; અને રાજ્ય વિસ્તાર વધાર્યો. એ કારણથી બાજીરાવ શ્રેષ્ઠ પેશવા ગણાયો.

---

## પ્રશ્નો

(૧) પેશવાઈનો સ્થાપનાર કોણ ગણાયો? તેના રાજ્ય કારભાર વિષે શું જાણો છો?

(૨) મરાઠી રાજ્ય વધારવામાં બાજીરાવની મુખ્ય ધારણા શી હતી? તેણે હિંદમાં મરાઠી રાજ્ય સર્વોપરિ કેવી રીતે બનાવ્યું?

(૩) બાજીરાવ શ્રેષ્ઠ પેશવા શાથી ગણાયો?

(૪) નીચેની બાબતો ઉપર ટૂંક નોંધ લખો.

**अ**. ચોથ. **ब**. સરદેશ મુખી. **क**. સિરોજના કરાર.

## યાદ રાખવા જેવા કેટલાક બનાવો

(૧) બાલાજી વિશ્વનાથે પેશવાઈની સ્થાપના કરી. ઈ. સ. ૧૭૧૪

(૨) બાજીરાવ પેશવાની દિલ્હી પર ચઢાઈ તથા
નિઝામને ભોપાળ પાસે હરાવ્યો... ... ઈ. સ. ૧૭૩૭

(૩) પોર્ટુગીઝો પાસેથી વસાઇનો કિલ્લો લીધો ... ઈ. સ. ૧૭૩૯

(૪) બાજીરાવનું મરણ. ... ... ... ઈ. સ. ૧૭૪૦

# ૫. પેશવાઈની પૂર્ણકળા અને પડતીનો પ્રસંગ

[ ઈ. સ. ૧૭૪૦ થી ઈ. સ. ૧૭૬૧ ]

## બાલાજી બાજીરાવ ઈ. સ. ૧૭૪૦–૧૭૬૧

બાજીરાવને બે પુત્રો હતા. **બાલાજી** અને **રઘુનાથરાવ** કે રાઘોબા. પેશવાઈ વંશપરંપરા બની હતી; તો પણ શાહુ મહારાજે પેશવા પદ આપવાનો નામનો વિધિ કર્યો. તેણે પેશવાનાં વસ્ત્ર અને તરવાર મોટા પુત્ર બાલાજીને આપ્યાં.

## હિંદની તે સમયની સ્થિતિ

નાદિરશાહની ચઢાઈથી મોગલ સલ્તનતનો છેક નાશ થયો. તેમના સુબાઓ સ્વતંત્ર થઈ ગયા. પંજાબના શીખો, ભરતપુરના જાટો અને ઉત્તરમાં રહેતા રોહીલાઓ વધારે બળવાન બન્યા. મરાઠા સરદારોમાં ગાયકવાડે ગુજરાતમાં, હોલ્કરે ઈંદોરમાં, સિંધિઆએ ગ્વાલિઅરમાં અને ભોંસલેએ નાગપુરમાં મરાઠી રાજ્યના છત્ર નીચે રહીને પોતાનાં રાજ્યો સ્થાપ્યાં હતાં આ સંજોગોમાં હિંદમાં ફરીથી હિંદુ સામ્રાજ્ય સ્થાપવું સુલભ હતું.



બાલાજી બાજીરાવ

## દક્ષિણમાં વિજયો

દક્ષિણ હિંદમાં માત્ર નિઝામ-ઉલ-મુલ્ક મરાઠાઓનો બળવાન શત્રુ હતો. બાલાજીએ પોતાના ભત્રીજા સદાશિવરાવ ભાઉને મોટા સૈન્ય સાથે મોકલ્યો. અહમદનગર પાસે ઉદગીરના યુદ્ધમાં નિઝામનો

સખત પરાભવ થયો. તેની પાસેથી બીજાપુર, બુરાનપુર, અહમદનગર, અસીરગઢ અને દોલતાબાદના કિલ્લાઓ લીધા, ઈ. સ. ૧૭૬૦. વળી મ્હૈસુરના હિંદુ રાજા પાસેથી પણ ચોથ અને ખંડણી લીધી.

## ઉત્તરહિંદમાં વિજયો અને પડતીનો પ્રસંગ

ઉત્તરમાં રહેતા રોહીલા લોકોએ બળવો કર્યો. મોગલ બાદશાહ **અહમદશાહે** અયોધ્યાના નવાબ **સફદરજંગ**ના કહેવાથી મરાઠાઓની મદદ માગી **સિંધીઆ** અને **હોલ્કરે** રોહીલાઆનો નાશ કર્યો, અને બદલામાં ઉત્તર હિંદમાં ચોથ ઉઘરાવવાનો હક્ક મેળવ્યો. નાગપુરવાળો **રઘુનાથ ભોંસલે** બંગાળામાં કલકત્તા સુધી ઘુસ્યો. તેની બીકથી કલકત્તાના અંગ્રેજ વેપારીઓએ શહેરની આસપાસ મોટી અને ઉંડી ખાઈ ખોદાવી. તે હજીયે **મરાઠાખાઈ** તરીકે મોજુદ છે. બંગાળાના નવાબ અલીવર્દીખાને બંગાળા અને બિહારમાંથી ચોથ ઉઘરાવવાની સત્તા આપી.

પેશવાનો ભાઈ **રઘુનાથરાવ** માળવા થઇ દિલ્હી પહોંચ્યો. ત્યાંથી પંજાબ પર ચઢાઈ કરી. તેણે **અબ્દલ્લી**ના પુત્રને હાંકી મૂકી લાહોર કબજે કર્યું. એ રીતે મરાઠાઓએ **અટક** સુધી ભગવો ઝંડો ફરકાવી શિવાજીની ઉમેદ પાર પાડી.

બાલાજી પેશવાના સમયમાં મરાઠી સામ્રાજ્યનો ફેલાવો ઉત્તરમાં લાહોરથી દક્ષિણે મ્હૈસુર સુધી અને પૂર્વમાં બંગાળાના ઉપસાગરથી પશ્ચિમે અરબી સમુદ્ર સુધી થયો, આથી **વિસ્તારમાં અને મહત્તામાં મરાઠા સત્તાની પરાકાષ્ટા થઇ.**

રાઘોબાનો પંજાબનો વિજય મરાઠાઓને ઘણો નુકસાન કર્તા નિવડયા. અબ્દલ્લી પંજાબ ખોયાથી ઘણો ગુસ્સે થયો, અને મરાઠાઓને નમાવવા મોટું લશ્કર લઈ હિંદ ઉપર ચઢી આવ્યો.

મરાઠાઓની ચઢતી કળા હિંદનાં મુસલમાની રાજ્યોથી પણ ખમી શકાઈ નહિ. રોહિલાઓ પણ તેમની વિરુદ્ધમાં હતા. તેઓ અબ્દલ્લી

આવ્યાથી તેના ભેગા જઇ મળ્યા. પરિણામે અબદલ્લી અને મરાઠાઓ વચ્ચેનું યુદ્ધ મટી જઇ, હિંદુ અને મુસલ્લમાન વચ્ચેની લડાઇ બની ગઈ.



**પાણીપતનું યુદ્ધ : ઈ. સ. ૧૭૬૧**

બાલાજીએ પોતાના પુત્ર **વિશ્વાસરાવને** ત્રણ લાખનું સૈન્ય આપી અબદલ્લી સામે મોકલ્યો. તેની મદદમાં ઉદગીરનો વિજેતા **સદાશીરાવ ભાઉ** હતો. ભાઉ નિઝામને હરાવ્યા પછી ઘણો અભિમાની બન્યો હતો. પાણીપતના મેદાનમાં અનુભવી સરદારોએ શિવાજી મહારાજની ગોરીલાપદ્ધતિ મુજબ યુદ્ધ કરવાની સલાહ આપી. એ છતાં ભાઉએ ખુલ્લી લડાઈમાં લડવું પસંદ કર્યું. આથી ઘણા સરદારોનાં મન ઉંચાં થયાં. મદદમાં આવેલા જાટ લોકો પણ નારાજ થયા અને તટસ્થ રહ્યા.

ઈ. સ. ૧૭૬૧ ના જાન્યુઆરિની ૧૪ મી તારીખે પાણીપતના મેદાનમાં બન્ને લશ્કરો વચ્ચે ભયંકર યુદ્ધ થયું. શરૂઆતમાં મરાઠાઓએ બહાદુરીથી હલ્લો કર્યો; પરંતુ બપોર પછી અફઘાન ઘોડેસ્વારોના હુમલાથી મરાઠા સૈન્યમાં ભંગાણ પડયું અને તેમનો ઘાણ નીકળી ગયો.

આ યુદ્ધમાં બે લાખ સૈનિકો મરાયા. મૂખ્ય સેનાપતિ **વિ**શ્વાસરાવ અને **ભા**ઉ પણ મરાયા. મલ્હારરાવ હોલ્કર, મહાદજી સિંધીયા અને નાના ફડનવીસ જીવતા બચ્યા.

બાલાજી પેશવા કેટલાક સૈન્ય સાથે મદદમાં આવતો હતો. તેને હારની ખબર મળતાં ઘણો આઘાત લાગ્યો અને છ માસમાં મરણ પામ્યો.

પાણીપતના યુદ્ધમાં સખ્ત હાર મળ્યાથી હિંદના ભવિષ્યના ઇતિહાસ ઉપર ખાસ અસર એ થઈ, કે મરાઠા શક્તિનો ઘાણ વળી ગયો, તેમની મોટી મોટી ઇચ્છાઓ એળે ગઈ અને હિંદમાં હિંદુ મહારાજ્ય સ્થાપવાનાં સ્વપ્નાં સદાને માટે અરત થયાં.

મરાઠાઓ આ યુદ્ધમાં જો જીત્યા હોત, તો હિંદનો ઇતિહાસ કંઈક જુદોજ રચાત.

## પ્રશ્નો

(૧) બાલાજીના સમયમાં મરાઠા સામ્રાજ્ય પૂર્ણકળાએ પહોંચ્યું, એમ કેમ કહેવાય છે ?

(૨) મરાઠાઓએ ઉત્તર હિંદમાં અને દક્ષિણ હિંદમાં ક્યાં ક્યાં વિજયો મેળવ્યા હતા ?

(૩) પાણીપતનું યુદ્ધ કોની કોની વચ્ચે થયું હતું ? શાથી થયું ? અને તેનું શું પરિણામ આવ્યું ?

(૪) પાણીપતના યુદ્ધનો મરાઠાઓ હાર્યા, તેનાં શાં કારણો તમે આપો છો ?

### યાદ રાખવા જેવા કેટલાક બનાવો

(૧) સદાશિવરાવ ભાઉએ નિઝામને ઉદગીરમાં હરાવ્યો, ઈ. સ. ૧૭૬૦

(૨) અહમદશાહ અબદલીએ મરાઠાઓને પાણીપતના મેદાનમાં હરાવ્યા. બાલાજીનું મરણ. ઈ. સ. ૧૭૬૧

---

## ૬. પેશવાઇનો પુનરુદ્ધાર

[ ઈ. સ. ૧૭૬૧–૧૭૭૨ ]

### માધવરાવ પેશવા

[ ૧૭૬૧–૧૭૭૨ ]

બાલાજી બાજીરાવને ત્રણ પુત્રો હતા. **વિશ્વાસરાવ**, **માધવરાવ** અને **નારાયણરાવ**.

પાણીપતના યુદ્ધમાં વિશ્વાસરાવ મરાયાથી બાલાજીના મરણ પછી બીજો પુત્ર **માધવરાવ** પેશવા થયો.

માધવરાવ ગાદીએ બેઠો ત્યારે ૧૭ વરસની ઉંમરનો હતો. તેથી તેનો કાકો **રઘુનાથરાવ** ( રાઘોબા ) રાજ્યનો કારભાર કરતો. રાઘોબા સત્તાલોભી, મિથ્યાભિમાની, પ્રપંચી અને પુરો સ્વાર્થી હતો. પેશવા પદ મેળવવાની તે અનેક યોજનાઓ ઘડતો.

પાણીપતના યુદ્ધ પછી હિંદમાં સત્તાની ખેંચતાણ થઈ રહી હતી. બંગાળામાં પ્યાસીના યુદ્ધમાં વિજય મેળવી અંગ્રેજો જોર પર આવ્યા હતા. દક્ષિણમાં નિઝામ પણ ગએલી આબરૂ પાછી મેળવવા પ્રયત્ન કરતો હતો; અને મ્હૈસુરની ગાદીએ ચઢી બેઠેલો હૈદર બળવાન બનતો હતો.

દક્ષિણના નિઝામે મરાઠાઓ પાસેથી પોતાનો મુલક પાછો પડાવી લીધાથી પ્રથમ માધવરાવે રાઘોબાની મદદથી નિઝામને હરાવ્યો અને ચઢેલી ચોથ વસુલ કરી.

તે પછી હૈદરઅલી ઉપર ચઢાઈ કરી તેને હરાવ્યો. હૈદરે કેટલોક મુલક તથા ભારે ખંડણી આપવાનું કબુલ કર્યું. પાછળથી હૈદરે એ નાણાં ન આપવાથી માધવરાવે બીજીવાર તેને ચેરકુલી પાસે હરાવી ૩૨ લાખ રૂપીઆ વસુલ કર્યા.

માધવરાવે ઉત્તર હિંદમાં **સિંધીઆ** અને **હોલ્કરને** મોકલી રજપુતો, જાટ અને રોહીલાઓ પાસેથી ખંડણી વસુલ કરી. પાણીપતના યુદ્ધનું વેર રોહીલા ઉપર લીધું. મહાદજી સિંધીઆએ શાહઆલમને અંગ્રેજોના પક્ષમાંથી છોડાવી દિલ્હીની ગાદીએ બેસાડયો; અને અલ્હાબાદ અને કોરા મેળવ્યાં.

માધવરાવે મરાઠાઓની ગએલી પ્રતિષ્ઠા પાછી મેળવી પેશવાઈને સજીવન કરી. દુર્ભાગ્યે માધવરાવ ક્ષયની બિમારીમાં ૨૮ વરસની ઉમ્મરે મરણ પામ્યો, ઇ. સ. ૧૭૭૨. તેની પત્ની **રમાબાઈ** તેની પાછળ સતી થઈ હતી.

માધવરાવ ડાહ્યો અને મુત્સદી પુરુષ હતો. તેણે મરાઠા રાજ્યનો પુનરુદ્ધાર કર્યો. તેની લશ્કરી શક્તિ અને હિંમત અજબ હતાં. રામશાસ્ત્રી, સખારામ ભાઉ અને નાના ફડનવીસ જેવા પુરુષોની મદદથી તેણે પેશવાની કીર્તિ ઉજ્વળ કરી.

ટૂંક સમયમાં મેળવેલી કારકીર્દીથી તેની ગણતરી મહાન પેશવા તરીકે થાય છે. તથા યુરોપી ઇતિહાસકારો તેને **મહારાષ્ટ્રનો શ્યામ યુવરાજ** કહે છે.

---

# ૭. પેશવાઇની પડતી અને અંત

[ ઇ. સ. ૧૭૭૨ થી ઇ. સ. ૧૮૧૮ ]

**૧. નારાયણરાવ પેશવા: ઇ. સ. ૧૭૭૨**

માધવરાવ અપુત્ર મરણ પામ્યાથી તેનો નાનો ભાઈ નારાયણ-રાવ પેશવા થયો. માધવરાવે મૃત્યુ પહેલાં રાઘોબાને નારાયણરાવની સંભાળનું કામ સોંપ્યું હતું.

તમે જાણો છો કે રાઘોબા દુષ્ટ સ્વભાવનો હતો; તથા તેની પત્ની **આનંદિબાઈ**ની શીખવણીથી તેણે પેશવા પદ માટે ખટપટ શરૂ કરી. સંજોગવશાત્ એજ વરસમાં નારાયણરાવનું ખૂન થયું અને રાઘોબા પેશવા પદનો અધિકારી બન્યો.

રાઘોબાએ પેશવાનાં વસ્ત્રો ધારણ કર્યાં, પરંતુ દુર્ભાગ્યે કારભારી મંડળે તેનો સ્વીકાર ન કર્યો. એ દરમિઆન નારાયણરાવની સ્ત્રીએ પુત્રને જન્મ આપ્યો. તેને **સવાઈ માધવરાવ** નામ આપી પેશવાની ગાદીનો હકદાર ઠરાવ્યો. આ કાર્યમાં **નાના** ફડનવીસ અને **સ**ખારામ બાપુ મૂખ્ય કારભારી હતા.

**૨. સવાઇ માધવરાવ: ઇ. સ. ૧૭૭૪ થી ૧૭૯૫**

સવાઈ માધવરાવના નામથી કારભારી મંડળે રાજ્યવહીવટ ચલાવવા માંડયો. હવે રાઘોબાએ પેશવાઈ હાથ કરવા **અંગ્રેજોની** મદદ માગી. એથી બન્ને પક્ષો વચ્ચે **પહેલો મરાઠી વિગ્રહ** શરૂ થયો. છેવટે **સાલબાઈ** મુકામે સંધી થઈ. તેમાં રાઘોબાને પેન્શન લેવું પડયું; અને માધવરાવ પેશવા તરીકે ચાલુ રહ્યો.

પેશવાની અંદર અંદરની ખટપટોનો લાભ લઈ નિઝામે ચોથ અને સરદેશમુખી આપવી બંધ કરી હતી. તે વસુલ કરવા નાના-ફડનવીસે હોલ્કર, ભોંસલે, સિંધીઆ અને ગાયકવાડ સરદારોને એકત્ર કરી નિઝામ ઉપર ચઢાઈ કરી. **ખર્ડા-કુર્દલા**-ના મેદાનમાં નિઝામને સખત હાર ખવડાવી અને તાપી તથા પુરીન્દ વચ્ચેનો

૩૭ લાખની ઉપજનો મુલક તથા લેણા પેટે ૩ કરોડ રૂપીઆ લીધા, ઇ. સ. ૧૭૯૫.

આ સમયે ઉત્તર હિંદમાં મહાદજી સિંધીઆએ પોતાની સત્તા જમાવી હતી. તેણે શાહઆલમ પાદશાહ પાસેથી પેશવાને મોગલ પાદશાહના પ્રતિનિધિ નીમ્યાની સનંદ મેળવી હતી.

સવાઇ માધવરાવને કેળવણી આપવા નાના ફડનવીસે પુરતી કાળજી રાખી હતી. તે મોટો થતાં રાજ્યકારભારમાં ભાગ લેતો હતો. રાઘોબાનો પુત્ર **બાજીરાવ** દુષ્ટ સ્વભાવનો અને મીઠી જીભ વાળો હતો. તેનાથી દૂર કરવા માધરાવને દાબમાં રાખ્યો હતો. પરંતુ તેને વાયાનું દર્દ હતું. આ દર્દમાં અગાસી ઉપરથી પડ્યો અને મરણ પામ્યો. ઇ. સ. ૧૭૯૫.

### ૩. બાજીરાવ બીજો : ઇ. સ. ૧૭૯૬–૧૮૧૮

સવાઈ માધવરાવના મરણ પછી ગાદીનો હકદાર રાઘોબાનો પુત્ર બાજીરાવ થયો. તે લાયકાત વિનાનો હતો. તેને નાનાફડનવીસ સાથે બનતું ન હોવાથી ગાદીએ બેઠા પછી દોલતરાવ સિંધીયાની મદદથી નાનાને કેદ કરાવ્યો. પણ થોડા વખતમાં તેને છૂટો કર્યો.



નાનાફડનવીસ

**નાનાફડનવીસ**નું આખું નામ **બાલાજી જનાર્દન ભાનું** હતું. પાણીપતના યુદ્ધમાં તે મરતો મરતો બચ્યો હતો. તે હિસાબી કામકાજમાં કુશળ અને બાહોશ હતો. માધવરાવ પેશવાને મરાઠા રાજ્યનો પુનરુદ્ધાર કરવામાં તેણે ઘણી મદદ કરી હતી. કાવાદાવામાં અને રાજ ખટપટમાં

તે કુશળ હતો. અંગ્રેજો સાથે સાલબાઈની સંધીમાં તેણે અજબ મુત્સદીપણું બતાવ્યું હતું. રાજ્યની નાનામાં નાની બાબતોથી તે માહીતગાર રહેતો. મરાઠી રાજ્યને ટકાવી રાખવામાં જીંદગી સુધી તેણે પ્રયત્નો કર્યા. તોપણ તેને કેદમાં પુરાવું પડયું. કેદમાંથી છૂટયા પછી વૃદ્ધાવસ્થા અને અતિશય કામની ચિંતામાં ઘસાઈને તે મરણ પામ્યો. ઇ. સ. ૧૮૦૦

મરાઠી રાજ્યની સ્વતંત્રતા સાચવનાર ડાહ્યો અને મુત્સદી પુરુષ તે હતો. તેના પછી મરાઠી સરદારોને કાબુમાં રાખે તેવો કોઈ સમર્થ પુરુષ પેશવાના દરબારમાં રહ્યો નહિ. માટે જ કહેવાય છે કે "નાના ફડનવીસના મરણ સાથે મરાઠી રાજ્યનું ડહાપણ નાશ પામ્યું."

## સરદારોના ઝઘડા અને બાજીરાવની નાસભાગ

બાજીરાવના પુનાના દરબારમાં સત્તા મેળવવા હોલ્કર અને સિંધીયા બંને ખટપટો કરતા હતા. બાજીરાવ જાતે પેશવાપદનું મહત્વ વિસારી ખટપટોમાં ભળ્યો. તેણે પેશવાની સર્વોપરિ સત્તાના આધારે ઝઘડાનો અંત આણવાને બદલે તેમાં વધારો કર્યો.

દોલતરાવ સિંધીયા પુનામાં હતો. તે ઘણો બહાદુર, મહત્ત્વાકાંક્ષી અને મુત્સદ્દી જુવાન હતો. તેની પાસે પેશવાએ વિઠોબા હોલ્કરનું ખૂન કરાવ્યું, આનું વેર લેવા જશવંતરાવ હોલ્કરે પ્રથમ સિંધીયાના મુલક પર લશ્કર મોકલ્યું. આથી સિંધીયા પુના છોડી નીકળ્યો; એટલે હોલ્કરે દક્ષિણમાં આવી પુનાનો કબજો લીધો.

હોલ્કરના આવ્યાથી બાજીરાવ ગભરાયો, અને પુના છોડી સિંહગઢ તરફ નાઠો. હોલ્કરે તેને બોલાવ્યો પણ વિશ્વાસ ન આવવાથી બીજા મરાઠા સરદારોની મદદ ન લેતાં સીધો તે ગાદી મેળવવા અંગ્રેજોનું રક્ષણ શોધતો **વસાઈ** ગયો. ત્યાં જઈ તેણે શરમજનક કરારો કર્યા ઇ. સ. ૧૮૦૨.

**વસઈની સંધીમાં** પેશવાએ અંગ્રેજોનું સહાયકારી લશ્કર રાખવા કબુલ કર્યું. (૨) અંગ્રેજોના દુશ્મનોને પોતાના રાજ્યમાં આશરો

ન આપવાનું, અને (૩) અંગ્રેજ સરકારની પરવાનગી વિના કોઈપણ રાજ્ય સાથે સંધી કે વિગ્રહ ન કરવાનું સ્વીકાર્યું.

**વસઈની સંધીથી** પેશવાએ પુનાની ગાદી તો મેળવી, પણ તેણે પોતાની સ્વતંત્રતા ગુમાવી એટલું જ નહિ; પણ રાજ્યના સઘળા સરદારો આડકતરી રીતે અંગ્રેજોના તાબા નીચે આવ્યા; અને અંગ્રેજો સર્વોપરિ બન્યા. મરાઠા સામ્રાજ્યની સ્વતંત્રતા એ નાદાન બાજીરાવે વસાઈના કરારમાં લખી આપી.

અંગ્રેજોએ બાજીરાવને પુનાની ગાદી અપાવી. પરંતુ વસાઇના કરારથી સિંધીઆ, હોલ્કર અને ભોંસલે ગુસ્સે થયા. પરિણામે બીજો અને ત્રીજો વિગ્રહ શરૂ થયો. એ વિગ્રહને અંતે તેઓ પણ અંગ્રેજોના તાબેદાર બની ગયા.

બાજીરાવ પણ અંગ્રેજોની ધુંસરી કાઢી નાખવા તત્પર બન્યો. તેને **ખડકી**ની લઢાઇમાં હરાવી અંગ્રેજોએ પદભ્રષ્ટ કર્યો અને આઠ લાખનું પેન્શન આપી બિથુરમાં રાખ્યો, ઈ. સ. ૧૮૧૮.

એ રીતે પેશવાની સત્તાનો અંત આવ્યો; અને મરાઠી રાજ્યનો નાશ થયો.

# ૮. મરાઠા રાજ્ય મંડળની સંઘટના

[ Con Federation ]

છત્રપતિ શાહુના સમયમાં મહાન પેશવા બાજીરાવે મરાઠી રાજ્યનો વિસ્તાર વધારવા, અને રાજ્યના સરદારોમાં એકસંપી જળવાઈ રહે એ માટે ગાયકવાડ, સિંધીયા, હોલ્કર, ભોંસલે એ સરદારોને હિંદના જુદા જુદા પ્રદેશોમાં ચોથ અને સરદેશમુખી ઉઘરાવવા મોકલ્યા હતા.

આ સરદારો પેશવાના છત્ર નીચેના ગણાતા; તથા જે પ્રદેશો ઉપર તેઓ સત્તા જમાવતા તેમાંથી મધ્યસ્થ સરકારને ખંડણી, ચોથ અને સરદેશમુખીનો ભાગ મોકલતા. બાજીરાવની આ યોજનાથી તાત્કાલિક લાભ એ થયો, કે આખા હિંદમાં મરાઠા રાજ્યનો વિસ્તાર વધ્યો, તેથી પેશવાઈ પૂર્ણકળાએ પહોંચી. એ સરદારોએ વખત જતાં મધ્યસ્થ સત્તાની નબળાઈનો લાભ લઈ પોતાનાં સ્વતંત્ર રાજ્યો સ્થાપ્યાં અને માંહોમાંહે કુસંપ કર્યો. તેને પરિણામે મરાઠી સત્તાનો નાશ થયો.

આ સરદારો પૈકી જેમનાં રાજ્યો અદ્યાપિ પર્યંત ચાલુ છે, તેમની ટુંક હકીકત આપણે તપાસીએ.

## (૧) ગ્વાલીઅરમાં સિંધીયા

**રાણોજી સિંધીયા** પ્રથમ પેશવાના જોડા ઉપાડવા માટે રહ્યો હતો. તે પોતાની વફાદારી, હોંશિયારી અને લાયકાતથી આગળ વધ્યો. બાજીરાવ સાથે તેણે નિઝામ સાથેની લડાઈમાં ભાગ લઈ બહાદુરી બતાવી હતી. તેણે માળવા અને બુંદેલખંડમાં ચોથ ઉઘરાવી **ગ્વાલીઅરમાં** ગાદી સ્થાપી, ઈ. સ. ૧૭૩૮

રાણોજી પછી ગ્વાલીઅરની ગાદીએ **જંકોજી** થયો. તેની પછી **મહાદજી** આવ્યો. મહાદજી ઘણો બહાદુર સરદાર હતો, પણ પુરો મુત્સદી ન હતો.

મહાદજીએ સત્તા જાળવવા માટે ફ્રેન્ચ સરદારો મારફતે તાલીમ અપાવી બળવાન સૈન્ય તૈયાર કર્યું હતું. તેણે ઉત્તર હિંદમાં મરાઠા સત્તા જમાવી ગએલી આબરૂ પાછી મેળવી. મોગલ બાદશાહને પણ પોતાના કબજામાં લીધો હતો, અને પાદશાહ પાસેથી **વકીલ-ઈ-મુતાલીક**નો ખિતાબ પેશવા માટે મેળવ્યો હતો.

નાનાફડનવીસ સાથે તેને અણબનાવ થવાથી તેણે મરાઠા પહેલા વિગ્રહમાં મદદ કરી નહિ.

મહાદજી ઈ. સ. ૧૭૯૫માં મરણ પામ્યો. તેના પુત્ર **દોલતરાવે** અંગ્રેજોની સહાયકારી યોજના સ્વીકારી હતી. તેમના વંશજો હાલમાં ગ્વાલીયરમાં રહી રાજ્ય કરે છે.

## (૨) ઇંદોરમાં હોલ્કર



અહલ્યાબાઈ

હોલ્કર રાજ્યનો સ્થાપનાર મૂળ પુરુષ **મલ્હારરાવ** હતો. તેની રાજ્યધાની ઈંદોરમાં હતી. પાણીપતના મેદાનમાં ભાઉ સાથે અણબનાવ થવાથી અણીને પ્રસંગે તે નાઠો; પરિણામે મરાઠાઓ હાર્યા. તેને માથે આ કલંક ઓછું નથી.

યુદ્ધ પછી તેણે ઉત્તર હિંદમાં સત્તા જમાવી. તે ઈ. સ. ૬૭૬૫ માં મરણ પામ્યો.

તેના પછી રાજ્યનો વહીવટ ખંડેરાવની વિધવા સ્ત્રી **અહલ્યાબાઈ**ના હાથમાં આવ્યો. અહલ્યાબાઈએ પેશવાની પરવાનગીથી **તુકાજી** નામે પુત્રને દત્તક લીધો. તુકાજી લડાઈનું કામ કરતો અને અહલ્યાબાઈ રાજ્યકારભાર ચલાવતી.

આ બાઈ બહુ ધર્મિષ્ઠ અને પવિત્ર હતી. રાજનું કામકાજ નિયમિત કરતી. દરબારમાં પડદો રાખ્યા સિવાય બેસતી. રાજ્યની દરેક બાબતની ઝીણવટથી તપાસ કરતી. ૩૦ વરસ સુધી તેણે કુશળતા પૂર્વક રાજ્ય વહીવટ ચલાવ્યો.

ધર્મિષ્ઠ હોવાથી તેણે ઠેકાણે ઠેકાણે દેવમંદિરો બંધાવ્યાં, નદિ કિનારે ઘાટો બંધાવ્યા, પાઠશાળાઓ ઉઘાડી, અને સદાવ્રતો ચાલુ કર્યાં. તેણે કરેલાં દાન, બાંધકામો અને તેની પવિત્રતાથી હજીયે લોકો તેને યાદ કરે છે.

અહલ્યાબાઇને લીધે નાના ગામડામાંથી ઈંદોર આબાદ શહેર બન્યું.

તુકાજી પછી **જશવંતરાવ** ગાદીએ બેઠો, અંગ્રેજો સાથે થએલા વિગ્રહ પછી તેણે સંધી કરી હતી. હાલમાં તેના વંશજો ઈંદોરમાં રાજ્ય કરે છે.

### (૩) વડોદરામાં ગાયકવાડ

પેશવાના લશ્કરમાં **દામાજી** ગાયકવાડ નામે પુરૂષ હતા. તેમની બહાદુરીથી ખૂશ થઈ શાહુ મહારાજાએ તેમને 'શમશેર બહાદુરનો' ખિતાબ આપ્યો હતો. દામાજીએ ગુજરાતમાં આવી ચોથ અને સરદેશમુખી ઉઘરાવ્યાં હતાં.


ગાયકવાડ

દામાજી પછી તેમની જગા **પિલાજીરાવ**ને મળી. બાજીરાવે તેને 'સેના ખાસ ખેલ'નો ખિતાબ આપ્યો. પિલાજીરાવે સોનગઢમાં થાણું નાખી ગુજરાતમાં સત્તા જમાવી. ગુજરાતના

મોગલ સુબા અભેસિંહે પિલાજીરાવનું ડાકોરમાં ખૂન કરાવ્યું.

પિલાજી પછી **દામાજીરાવ** થયા. તેમણે વડોદરામાં ગાદી સ્થાપી. પેશવાની સત્તા નબળી થતાં તે સ્વતંત્ર બન્યા અને અંગ્રેજો સાથે મિત્રાચારી બાંધી.

હાલમાં ગુજરાતમાં ગાયકવાડનું મોટું દેશીરાજ્ય ગણાય છે. ત્યાંના હાલના રાજ્યકર્તા **શ્રીમંત સયાજીરાવ ત્રીજા**ના લાંબા અને કુશળ રાજ્યકારભારથી હિંદના દેશી રાજ્યોમાં તે પ્રથમ નંબરે આવે છે.

## (૪) નાગપુરમાં ભોંસલે

રાઘોજી ભોંસલે બળવાન અને બાહોશ પુરુષ હતો. તેણે બંગાળા બિહાર અને ઓઢિઆમાંથી ચોથ ઉઘરાવી ત્યાં પોતાની સત્તા જમાવી હતી. તેણે નાગપુરમાં ગાદી સ્થાપી હતી.

આ વંશનો છેલ્લો રાજા અપુત્ર મરણ પામ્યાથી અંગ્રેજોએ નાગપુરનું રાજ્ય ખાલસા કર્યું. ઇ. સ. ૧૮૫૩.

## પ્રશ્નો

(૧) માધવરાવ પેશવાએ મરાઠી રાજ્યનો પુનરુદ્ધાર કેવી રીતે કર્યો ?

(૨) મહાન પેશવા તમે કોને ગણો છો ? કારણો આપો અને તેનું જીવનવૃત્તાંત ટુંકમાં લખો.

(૩) બાજીરાવ બીજાએ પેશવાઈ કેવી રીતે ખોઈ ? તેણે વસઈના કોલકરારો કેવા સંજોગોમાં કર્યા ? તેની અસર શું થઈ ?

(૪) નીચેની વ્યક્તિઓ વિષે ટુંક નોંધ લખો:
**अ.** નાનાફડનવીસ. **ब.** મહાદજીસિંધીઆ. **क.** રાઘોબા. **ड.**

(૫) મરાઠા રાષ્ટ્રસંઘ એટલે શું ? મરાઠાઓની પડતીમાં તેણે શું ભાગ ભજવ્યો છે ?

## યાદ રાખવા જેવા કેટલાક બનાવો

(૧) મરાઠાઓએ એકઠા થઇ નિઝામને કુર્દુલામાં હરાવ્યો. ઈ. સ. ૧૭૯૫

(૨) નાનાફડનવીસ મરણ પામ્યો. ઈ. સ. ૧૮૦૦

(૩) બાજીરાવે વસાઈની સંધી કરી. ઈ. સ. ૧૮૦૨

(૪) મરાઠી ચોથો વિગ્રહ. પેશવાઈ સત્તાનો અંત. ઈ. સ. ૧૮૧૮

# ૯. દક્ષિણ હિંદનાં બે મુસલમાની રાજ્યો.

## ૧. દક્ષિણ હૈદ્રાબાદનું નિઝામનું રાજ્ય

[ ઈ. સ. ૧૭૨૩ થી ચાલુ ]

દક્ષિણના બહમની રાજ્યનાં શાખા રાજ્યોનો મોગલ પાદશાહોએ અંત આણ્યા પછી ત્યાં સુબાઓ અમલ ચલાવતા; મોગલાઈની નબળી સ્થિતિમાં પ્રાંતોના સુબાઓ સ્વતંત્ર થયા. આ સમયે બાદશાહની તાબેદારીમાંથી છૂટા થઈ પ્રથમ સ્વતંત્ર રાજ્ય સ્થાપનાર દક્ષિણનો સુબો **નિઝામ-ઉલ-મુલ્ક** હતો.

ઔરંગઝેબના સમયમાં કમરૂદ્દીનખાન નામે બાહોશ અને મુત્સદ્દી પુરુષ હતો. તેને ઔરંગઝેબે 'ચીન કીલીચખાનનો' ઈલ્કાબ આપી દક્ષિણનો સુબો નીમ્યો હતો.

ફરૂખશિયરના સમયમાં સૈયદ ભાઈઓએ તેને **અસફજાહ** ઉર્ફે નિઝામ-ઉલ-મુલ્કના ખિતાબો આપ્યા.

મહમદશાહે તેને વજીર બનાવી દિલ્હી બોલાવ્યો હતો. તેણે મોગલાઈને ટકાવી રાખવા બનતા પ્રયત્નો કર્યા પણ કંઈ વળ્યું નહિ. છેવટે તે વજીરાત છોડીને દક્ષિણમાં પાછો ગયો, અને પોતાના પ્રાંતમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું.

નિઝામને મરાઠાઓ સાથે વારંવાર ઝગડો ચાલતો. એ બેની દુશ્મનાવટ ૭૫ વરસ સુધી ચાલી હતી, **સદાશિવરાવ** ભાઉએ ઉદગીરના યુદ્ધમાં અને **નાનાફડનવીસે** ખરડાના યુદ્ધમાં હરાવી તેની પાસેથી ચોથ, ખંડણી અને કેટલોક મુલક લીધો હતો.

નિઝામે થાકીને **અંગ્રેજોની** સહાયકારી યોજના સ્વીકારી, અને રાજ્યને દુશ્મનોના હુમલાથી બચાવ્યું.

અદ્યાપિ તે રાજ્ય ચાલુ છે, અને હિંદના દેશી રાજ્યોમાં મોટા અને આબાદ રાજ્ય તરીકે તેની ગણના થાય છે.

## ૨. મ્હૈસુરનું રાજ્ય

વિજયનગરના હિંદુ રાજ્યનો **તાલીકોટાના** યુદ્ધમાં નાશ થયા પછી વોડિયાર નામે હિંદુ રાજકુળના વંશજે મ્હૈસુરમાં પોતાની સત્તા જમાવી. આ રાજાઓ મોગલોના તાબા નીચે કેટલોક સમય રહ્યા પછી સ્વતંત્ર થયા.

બાલાજી પેશવાએ તેમની પાસેથી ચોથ લીધી હતી, ઈ. સ. ૧૭૫૭.

એ હિંદુ રાજ્યનો **હૈદરઅલીએ** અંત આણ્યો અને પોતે રાજ્યનો ધણી થઈ બેઠો ઈ. સ. ૧૭૬૧.

**૧. હૈદરઅલી:** ઈ. સ. ૧૭૬૧-૧૭૮૨.

હૈદરઅલીનો જન્મ ઇ. સ. ૧૭૦૨માં થયો હતો. તેના પિતા ફતેહમહમદ આર્કોટના નવાબને ત્યાં નોકર હતો. ફતેહમહમદના મરણ પછી તેનીવિધવા સ્ત્રી હૈદરને લઈ મ્હૈસુરમાં ગઇ. હૈદર મોટો થતાં મ્હૈસુરના રાજ્યમાં લશ્કરી નોકરીમાં રહ્યો, તે સાહસિક અને હોશિયાર હોવાથી ટુંક સમયમાં સેનાપતિ બન્યો. રાજાએ તેના કામથી ખૂશ થઈ **ફતેહબહાદુરનો** ખિતાબ અને બેંગલોર પરગણાની જાગીર આપી.



હૈદરઅલી

પાણીપતના પરાજયનો લાભ લઈ હૈદરે મરાઠાઓનું બેદનુર જીત્યું અને લુંટયું; તથા કૃષ્ણરાજાના મરણ પછી તેના તરુણ રાજા અને દિવાન વચ્ચે ખટપટ જગાવી. એ અંધાધુંધીનો લાભ લઈ રાજા તથા દિવાનને કેદ કરી આખરે હૈદર-અલી મ્હૈસુરની ગાદીએ બેઠો ઈ. સ. ૧૭૬૧.

હૈદર ઘણો હિંમતવાન અને બળવાન હતો. તેણે ક્રમે ક્રમે પોતાનું રાજ્ય વધાર્યું. તેને મરાઠા, નિઝામ અને અંગ્રેજો સાથે વારંવાર યુદ્ધો કરવા પડયાં. માધવરાવ પેશવાએ તેને હરાવી ચોથ વસુલ કરી હતી તે અગાઉ આવી ગયું છે.

હૈદરઅલી ગરીબ સ્થિતિમાં જન્મેલો અને ઉછરેલો હોવા છતાં કેવળ સ્વપરાક્રમથી રાજ્યનો માલિક બન્યો તે સાવ અભણ હતો છતાં અટપટા હિસાબો કરી શકતો. તેની યાદશક્તિ ઉત્તમ હતી. માણસની પરીક્ષા કરવાની શક્તિ સારી હતી. તે રાજ્યના દરેક કામકાજ ઉપર બારીક ધ્યાન આપતો. મ્હૈસુરના હિંદુ રાજ્યકર્તા સાથે તેણે સારો વર્તાવ રાખ્યો હતો. રાજ્યની બધી મોટી જગાઓ તેણે હિંદુઓને આપી હતી. તે મુસલમાન હતો પણ ધર્માંધ ન હતો. તે બાહોશ યોદ્ધા તરીકે, ઉત્તમ સેનાપતિ તરીકે, અને સારા રાજ્યકર્તા તરીકે વખણાયો.

તે બરાબર સમજતો હતો કે ' અંગ્રેજોને સર્વોપરિ બનવાનો સમય નજીક આવ્યો છે. ' કારણ કે તેમની જલસત્તા વધતી જાય છે; માટે તેમના સરદારોને હરાવ્યાથી તેમનો નાશ થવાનો નથીજ. અંગ્રેજો સાથે બીજા વિગ્રહમાં લડતાં હૈદર મરાયો. ઇ. સ. ૧૭૮૨. તેના મરણ પછી તેનો પુત્ર ટીપુ મ્હૈસુરની ગાદીએ આવ્યો.

### ૨. ટીપુ સુલતાનઃ ઇ. સ. ૧૭૮૨–૧૭૯૯.

ટીપુ તેના બાપ જેવો શૂરો હતો, પણ બાહોશ અને કુશળ સેનાપતિ ન હતો. તે વધારે અભિમાની હતો અને હું સૌથી ડાહ્યો છું તથા મનેજ બધું જ્ઞાન છે એમ માનતો. દક્ષિણમાં ઇસ્લામી રાજ્ય સ્થાપવાનાં સ્વપ્નો સેવતો. તેની રાજ્યવ્યવસ્થા સારી હતી. રાજકાજમાં તે સખત કામ કરતો. લોકો એકંદરે સુખી હતા.

હૈદરે મરતી વખતે અંગ્રેજો સાથે સુલેહ કરવાની ટીપુને સલાહ આપી હતી; તોપણ તેણે યુદ્ધ ચાલુ રાખ્યું. અંગ્રેજોને હિંદમાંથી

હાંકી મૂકવાને માટે તેણે અફઘાનિસ્તાનના રાજાની મદદ માગી હતી; તથા નેપોલિયન સાથે પત્ર વ્યવહાર ચલાવતો હતો.

ત્રીજા અને ચોથા વિગ્રહમાં અંગ્રેજો સામે બહાદુરીપૂર્વક લડયો. છેવટે જખમી થઈ મરણ પામ્યો. તેનું રાજ્ય અંગ્રેજોએ કબજે લીધું. તેના બે બાળકોને નવ લાખનું વર્ષાસન આપી વેલોરમાં રાખ્યા.

**૨. મ્હૈસુરમાં પુનઃ હિંદુ રાજ્યઃ ઈ. સ. ૧૮૦૦ થી ચાલુ**

ટીપુના વંશજોનો મ્હૈસુરની ગાદીનો હક રદ કરી, હૈદરે પદ ભ્રષ્ટ કરેલા હિંદુ રાજાના બાળક પુત્ર કૃષ્ણ રાજાને મ્હૈસુરનો જુનો પ્રદેશ અંગ્રેજોએ બક્ષિસ તરીકે સોંપ્યો; અને બાહોશ પૂર્ણૈયાને દિવાન તરીકે નીમ્યો. સને ૧૮૧૧ માં રાજા મોટો થતાં તેને રાજ-કારભાર આપવામાં આવ્યો, પણ તે જુલમી નીવડવાથી લૉર્ડ બેન્ટિકે વહીવટ હાથમાં લીધો, ઈ. સ. ૧૮૩૦.

૫૦ વરસ અંગ્રેજોએ કમિશનથી વહીવટ ચલાવ્યા પછી માજી રાજાના દત્તક પુત્ર ચામરાજેન્દ્રને ગાદી આપવામાં આવી ઇ. સ. ૧૮૮૧ . એ રાજાના મરણ પછી તેનો પુત્ર કૃષ્ણરાજેન્દ્ર ગાદીએ આવ્યો. હાલમાં તે ચાલુ છે.

મ્હૈસુરના રાજ્યકારભારનાં સારાં વખાણ થાય છે.

## પ્રશ્નો

(૧) નિઝામ ઉલ-મુલ્કે રાજ્ય સ્થાપના કેવી રીતે કરી તે જણાવો.

(૨) હૈદરઅલી મ્હૈસુરનો ધણી કેવી રીતે થયો ? તેનું પૂર્વ ચરિત્ર અને ગુણદોષ જણાવો.

(૩) ટીપુ સુલતાને રાજ્ય કેવી રીતે ગુમાવ્યું ? હૈદર અને ટીપુનો મુકાબલો કરો.

### યાદ રાખવા જેવા કેટલાક બનાવો

(૧) નિઝામ-ઉલ-મુલ્કે હૈદ્રાબાદમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું ઇ. સ. ૧૭૨૬

(૨) મ્હૈસુરનું રાજ્ય હૈદરઅલી પચાવી બેઠો... ઇ. સ. ૧૭૬૧

(૩) શ્રીરંગપટ્ટણના ઘેરામાં ટીપુ મરાયો, મ્હૈસુરમાં પુનઃ હિંદુ રાજ્ય, બાળરાજા કૃષ્ણરાય ગાદીએ આવ્યો. ... ... ... ... ઈ. સ. ૧૭૯૯

## ૧૦. શીખ ધર્મના ગુરુઓ અને શીખ પ્રજાનો ઇતિહાસ

### ગુરુ નાનક

શીખ ધર્મના મૂળ પુરુષ ગુરુ નાનક હતા. તેમનો જન્મ ઇ. સ. ૧૪૬૯ માં લાહોર જિલ્લામાં થયો હતો. આ મહાપુરુષે હિંદુ અને મુસલમાન પ્રજાને એકત્ર કરવા માટે બંને ધર્મનાં ઉચ્ચ તત્વો એકઠાં કરી ઉપદેશ આપ્યો. તેઓ કહેતા કે " હિંદુ અને મુસલમાન, બૌદ્ધ કે જૈન એ દરેકને પેદા કરનાર ઈશ્વર છે. તે એકજ છે. મૂર્તિપૂજા અને જાતિભેદ નકામાં છે. પ્રાણી માત્રની કાયા પ્રભુનું મકાન છે તેથી જીવહિંસા અયોગ્ય છે." તેમણે જે પંથ સ્થાપ્યો તે શીખ પંથ કહેવાયો. તેમની પછી **ગુરુ અંગદ** અને **ગુરુ રામદાસે** તેમનું અધુરૂં કાર્ય ચાલુ દાખી શીખ ધર્મનો બહોળો પ્રચાર કર્યો.

**ગુરુ રામદાસે** અમૃતસર શહેર વસાવી સુવર્ણ મંદિર બંધાવ્યું અને તેને શીખધર્મનું પવિત્ર તીર્થસ્થાન બનાવ્યું.

**ગુરુ અર્જુનદેવે** ગુરુ નાનકનાં વચનામૃતો એકઠાં કરી ગુરુમુખી ભાષામાં સંગ્રહ કરાવ્યો. એ પુસ્તક **ગ્રંથ સાહેબ** કહેવાય છે. ગ્રંથ સાહેબ શીખોનું પવિત્ર ધર્મ પુસ્તક ગણાય છે. ગુરુ અર્જુનદેવને જહાંગીર બાદશાહે ઘણી ઘાતકી રીતે મરાવ્યા હતા. ત્યારથી શીખોને મોગલો સાથે વેર બંધાયું.

**ગુરુ હરગોવિંદ** એ ગુરુ અર્જુનદેવના પુત્ર હતા, તેમણે પોશાકમાં રાજચિન્હો ધારણ કર્યાં. શીખો પણ તેમને પોતાના સાચા બાદશાહ ગણવા લાગ્યા. તેઓ પોતાના કજીઆની પતાવટ ગુરુની મારફત કરવા લાગ્યા. ગુરુ હરગોવિંદને બાર વરસ ગ્વાલિયરના કિલ્લામાં મોગલ બાદશાહે કેદ પૂર્યા હતા. કેદમાંથી છૂટી તેઓ એકાંત જગાએ ચાલ્યા ગયા.

**નવમા ગુરુ તેગબહાદુરે** ઔરંગઝેબની ધર્માંધનીતિ સામે બંડ કર્યું. આથી તેમને દિલ્હી બોલાવી મુસલમાન બનાવવા પ્રયત્ન કર્યો. ગુરુ તેગબહાદુરે ના કહેવાથી તેમનો ઘાતકી રીતે વધ કરવામાં આવ્યો. તેમની પછી તેમના પુત્ર ગોવિંદસિંહ ગુરુપદે આવ્યા.

**ગુરુ ગોવિંદસિંહે** શીખોને લડાયક પ્રજા બનાવી. અને ધર્મને ખાતર લડવાની તૈયારીઓ કરી. શીખોનું **ખાલસા મંડળ** સ્થાપ્યું. તેમણે મોગલો સામે લડાઇ શરૂ કરી તેમાં તેમના બંને પુત્રો મરાયા. બીજા બે પુત્રોને લાહોરના સુબાએ ભીંતની અંદર જીવતા ચણી લઈ મારી નાખ્યા. ગુરુ ગોવિંદસિંહ હાર્યા અને દક્ષિણ તરફ નાઠા. દક્ષિણમાં તેમણે એક પંજાબી રજપુતને ઉપદેશ કર્યો હતો, તે શિષ્ય ગુરૂ બંદાના નામથી ઓળખાયો.

**ગુરુ બંદાએ** શીખોની આગેવાની લઈ પંજાબમાં બળવો કર્યો. મોગલ બાદશાહ બહાદુરશાહે તેમને હરાવ્યા અને ઘણા શીખોનો વધ કર્યો. બીજી વખત ગુરુ બંદા કેદ પકડાયા અને પંજાબના સુબાએ તેમનો વધ કર્યો.

વારંવાર હારવા છતાં તથા તેમનો ઘાતકી રીતે વધ કરવા છતાં શીખ લોકોનો લડાયક જુસ્સો નરમ પડયો નહિ. વખત મળતાં મોગલાઈની પડતી સ્થિતિનો લાભ લઈ ખાલસા મંડળે જમના અને રાવળપીંડી વચ્ચેનો સઘળો પ્રદેશ કબજે કર્યો.

શીખધર્મમાં જાતિભેદને સ્થાન નથી. તેઓ કેશ, કાંસકી, કિર-

ખાણુ, કંકણુ અને કચ્છ એવાં પાંચ ચિન્હો ધારણ કરે છે, અને ગ્રંથ સાહેબને પૂજે છે.

ઓગણીસમા સૈકામાં આ લડાયક પ્રજાએ પંજાબમાં સર્વોપરિ સત્તા સ્થાપી. તેના બાર સરદારોએ જુદાં જુદાં રાજ્યો સ્થાપ્યાં. તેમાંના રણજીતસિંહ નામે શૂરવીર પુરુષે સઘળાં શીખ રાજ્યોને પોતાની સત્તા નીચે આણ્યાં. તે મહાપુરુષની વાત આપણે આગળ ઉપર શીખીશું.

## પ્રશ્નો

(૧) ગુરુ નાનક વિષે શું જાણો છો ?

(૨) શીખ ધર્મના મૂખ્ય સિદ્ધાંતો કયા કયા છે ?

(૩) ગુરુ ગોવીંદસિંહ અને ગુરુ તેગબહાદુરે ધર્મને માટે કેવાં કેવાં સંકટો વેઠયાં ?

## વિભાગ ૩ જો

# અર્વાચીન હિંદુસ્તાન

## યુરોપી પ્રજાઓનું હિંદમાં આગમન

### વેપાર તથા રાજ્યસત્તા જમાવવા માટેના વિગ્રહો

### અને

## હિંદમાં અંગ્રેજી અમલની શરૂઆત

## ૧. હિંદુસ્તાનનો યુરોપ સાથે વેપારી સંબંધ

પ્રાચીનકાળથી આપણા દેશનો પરદેશના દેશો સાથે વેપારી સંબંધ ચાલુ હતો. હિંદુસ્તાન વેપારી દેશ ગણાતો. મહાન એલેકઝાંડરની સ્વારી પછી પશ્ચિમના દેશો સાથે વેપારી સંબંધ વધુ ગાઢ બનતો ગયો. આપણા દેશમાંથી તેજાના, રેશમી, ગરમ અને સુતરાઉ કાપડ, ઝીણી મલમલ, મોતી અને જવાહીર વગેરે ચીજો પરદેશ જતી; અને સોનું, લોઢું, રૂપુ, રંગ વગેરે ચીજો પરદેશોથી આવતી.

ઉત્તર હિંદનો માલ જમીન માર્ગે વણજારા મારફતે બહાર જતો, જ્યારે દક્ષિણ હિંદનો માલ સમુદ્રમાર્ગે બહાર દેશ જતો. હિંદ અને યુરોપ વચ્ચે પંદરમી સદી સુધી નીચેના ત્રણ માર્ગોએ સઘળો વેપાર ચાલતો.

(૧) ગુજરાતના પશ્ચિમ કિનારાના સુરત, ભરૂચ, અને ખંભાત વગેરે બંદરોએથી થઈ રાતા સમુદ્રને રસ્તે થઈ એલેકઝાંડ્રીઆ બંદર મારફતે.

(૨) ઇરાની અખાતમાં થઈ બગદાદને રસ્તે એશિયામાઇનરના યુફ્રેતીસ અને તૈગ્રિસ નદીઓ મારફતે.

(૩) ખૈબરઘાટને રસ્તે વણઝારો મારફતે થઈ ઓક્સસ નદી અને કાસ્પિઅન સમુદ્રને રસ્તે કોન્સ્ટાંટીનોપલ થઈ યુરોપ જતો.

આપણા દેશમાંથી યુરોપમાં જતા માલ ઉપર વચગાળાના વેપારીઓ સારો નફો ચઢાવતા, જેથી યુરોપમાં ઘણો મોંઘી કિંમતે માલ વેચાતો. આથી યુરોપમાં કેટલાંક બળવાન રાજ્યોએ હિંદ સાથેનો દરિઆઈ માર્ગ શોધી કાઢી સઘળો વેપાર પોતાને હાથ કરવા અનેક પ્રયત્નો કર્યા. આ શોધખોળમાં ઘણા સાહસિક નાવિકોએ પ્રાણ ખોયા. કેટલાક અર્ધે રસ્તેથી પાછા ફર્યા. સ્પેનના રાજાએ **કોલંબસ** નામે વહાણવટીને પુષ્કળ મદદ આપી હિંદનો દરિઆઈ માર્ગ શોધવા મોકલ્યો. તેણે હિંદને બદલે અમેરિકા શોધ્યો ઇ. સ. ૧૪૯૨.

પંદરમા સૈકાની આખરમાં છેવટે **પોર્ટુગીઝ** લોકોને ફતેહ મળી. હિંદુસ્તાનનો દરિઆઈ માર્ગ શોધવાનું પ્રથમ માન **વાસ્કોડી ગામાને**

મળ્યું. ઇ. સ. ૧૪૯૮. તેની આ શોધથી હિંદુસ્તાનના ઈતિહાસ પર જ નહિ પરંતુ જગતના ઈતિહાસ પર બહોળી અસર થઈ.

---

## ૨. યુરોપી પ્રજાઓનું હિંદમાં આગમન

( ઇ. સ. ૧૪૯૮–૧૭૦૦ )

### ૧. પોર્ટુગીઝ ફીરંગી લોકોનું આગમન

વાસ્કોડીગામા નામે પોર્ટુગલ વહાવટી ત્રણ વહાણો લઈને **કેપ ઓફ ગુડ હોપ**ને રસ્તે થઈ હિંદને પશ્ચિમ કિનારે આવેલા **કાલીકટ** બંદરે ઉતર્યો. ઇ. સ. ૧૪૯૮

કાલીકટમાં **ઝામોરીન** નામે હિંદુરાજાએ તેનો સારો સત્કાર કર્યો, અને વેપાર કરવાની પરવાનગી આપી. આ વખતે અરબી સમુદ્રનો દરિઆઈ વેપાર **અરબ** અને **મૂર** લોકોના હાથમાં હતો. તેમની અને ગામાની વચ્ચે વેપારે માટે ઝઘડો થયો; આથી તે ફક્ત ૭ માસ રહીને પોતાને દેશ પાછો ગયો. વેપારમાં ગામા નિષ્ફળ નીવડ્યો, પરંતુ હિંદુસ્તાન તથા આસપાસના બીજા દેશોની તે માહીતી મેળવતો ગયો.

ગામા બીજી વાર મોટા કાફલા સાથે હિંદમાં આવ્યો. આ વખતે ઝામોરીને તેને પરવાનગી આપી નહિ, તેથી કોચીનના રાજાની સાથે મૈત્રી બાંધી ત્યાં વેપાર કરવા લાગ્યો.

પોર્ટુગલના રાજાએ દરિઆઈ બંદરો ઉપર પોતાની સત્તા જમાવવા માટે **આલમોડા** નામે માણસને મોકલ્યો. ઇ. સ. ૧૫૦૫ તેણે અરબોને હરાવી પોતાની સત્તા સ્થાપી. તેની પછી **આલ્ફોન્સો આલ્બુકર્ક** આવ્યો. તેણે ગોવા જીતી વેપારનું મૂખ્ય મથક બનાવ્યું ઈ. સ. ૧૫૧૦. એ પછી વસાઈ, સુરત, માંગલોર અને સિલોન સુધી પોર્ટુગીઝોએ સત્તા જમાવી વેપાર હાથ કર્યો.

આલ્બુકર્કે લશ્કરી બળથી ઈસ્ટઇંડિઝમાં આવેલું મલાક્કા જીતી, ચીન અને જાપાનનો વેપાર હાથ કર્યો. ઈરાની અખાતનો ઓરમઝ પણ તેના કબજામાં આવ્યો. તેણે બુદ્ધિબળથી વેપારી મથકો લીધાં.

કિલ્લાઓ બાંધ્યા, નાનાં દેશી રાજ્યો સાથે મૈત્રી બાંધી. હિંદના કેટલાક વતનીઓ સાથે લગ્ન સંબંધ બાંધી તેમને પણ પોતાના પક્ષમાં લીધા. હિંદીઓને લશ્કરી તાલીમ આપી. એ રીતે પોર્ટુગીઝોને દરિયાઈ વેપારમાં સર્વોપરિ બનાવ્યા.

એના પછી સો વરસમાં પોર્ટુગીઝોએ એકહથ્થુ વેપાર કરી અઢળક દોલત પ્રાપ્ત કરી.

પોર્ટુગલ દેશ સ્પેનને તાબે ગયા પછી તેમની સત્તા તૂટી, અને વેપાર નબળો પડ્યો. આલ્બુકર્ક પછીના અમલદારો લાંચીઆ, અપ્રમાણિક અને એશઆરામી આવ્યા. રાજનીતિ અન્યાયી અને ડહાપણ વિનાની હોવાથી તેમની પડતી થઈ. તેમના એકહથ્થુ વેપારથી ડચ અને અંગ્રેજો તેમના હરિફો બન્યા. હિંદી પ્રજાને ખ્રિસ્તી બનાવવાની પ્રવૃત્તિ આરંભી, ધર્મના કારણે જુલમ ગુજારવા લાગ્યા. હિંદના રાજાઓ સાથે પણ તેમને બનતું નહિ. ગુજરાતના બહાદુરશાહે, મોગલ બાદશાહ શાહજહાંએ, અને છત્રપતિ સંભાજીએ તેમની ઉપર ચઢાઈ કરી તેમની સત્તા તોડી નાખી. આખરે તેમની સત્તા ઘટી ગઈ.

હિંદમાં ફક્ત દીવ, દમણ અને ગોવા એ ત્રણ સંસ્થાનો હજી તેમના તાબામાં છે.

## ૨. ડચ લોકોનું આગમન

પોર્ટુગીઝ પછી આવનારા ડચ કે વલંદા લોકો **હોલાંડ** દેશના રહેવાશીઓ હતા. તેઓ ઉત્તમ વહાણવટી અને નૌકા યુદ્ધમાં કુશળ હતા. તેમણે પોર્ટુગીઝોનું દરિઆઇ બળ તોડી તેમનાં મથકો કબજે કર્યાં. તેમનો શરૂઆતનો વેપાર **મલાક્કામાં** હતો. સત્તરમી સદીમાં તેમણે **“ડચ ઈસ્ટ ઈન્ડીઆ કંપની”** સ્થાપી. તે પછી તેમણે જાવા, સુમાત્રા અને બટેવીઆ ટાપુઓમાં કોઠીઓ નાખી. હિંદમાં મચ્છલીપટ્ટણ, ચીનસુરા, કોચીન, હુગલી, સુરત અને અમદાવાદમાં પણ તેમની વખારો હતી.

એક સૈકા સુધી વલંદાએ કરેલા એકહથ્થુ વેપારની ઈર્ષ્યા અંગ્રેજ વેપારીઓને થઈ. બંને પ્રજાઓ યુરોપમાં લડતી હતી તે સમયે આંબોયનામાં રહેતા અંગ્રેજોની વલંદાઓએ કતલ કરી, ઇ. સ. ૧૬૨૩.

અંગ્રેજો સાથેના યુદ્ધમાં વલંદાઓ હાર્યા અને હિંદનાં સઘળાં મથકો છોડી દેવાની ફરજ પડી.

આજે હિંદમાં તેમનું એકપણ થાણું નથી.

### ૩. અંગ્રેજ પ્રજાનું આગમન

પોર્ટુગીઝ અને વલંદાઓના એકહથ્થુ વેપારની ઈર્ષ્યા અંગ્રેજોને થઈ. વળી વલંદા લોકોએ મસાલાનો ભાવ ઘણો વધારી દીધો હતો. આથી લંડનમાં સોએક વેપારીઓએ એકઠા મળી હિંદ સાથે વેપાર કરવા મંડળ સ્થાપ્યું, અને **ઇલીઝાબેથ** રાણી પાસે તેની પરવાનગી માગી ઇ. સ. ૧૫૯૯.

રાણીએ ઇ. સ. ૧૬૦૦ના ડીસેમ્બરની ૩૧મી તારીખે વેપાર કરવાનો ઇજારો આપ્યો.

અંગ્રેજોની પ્રથમ બે સફરો પૂર્વના ટાપુઓ તરફ હતી. ડચ લોકો તેમની સામે થવાથી તેઓ હિંદ તરફ વળ્યા. **કેપ્ટન હોકિન્શે** જહાંગીર બાદશાહ પાસે સુરતમાં વેપાર કરવાની પરવાનગી મેળવી પણ પોર્ટુગીઝોની સમજાવટથી તે હુકમ રદ થયો. **કેપ્ટન બેસ્ટે** સુરતના બારા પાસે **સુહાળી**માં દરિઆઈ લડાઈમાં પોર્ટુગીઝોને હરાવ્યા ત્યાર પછી તેમણે સુરતમાં કોઠી નાખી વેપાર શરૂ કર્યો ઇ. સ. ૧૬૧૨.

**સરટોમસરો** ઇંગ્લેંડના રાજા પહેલા જેમ્સનો પત્ર લઈ જહાંગીરના દરબારમાં આવ્યો હતો તે તમે જાણો છો. તેણે અંગ્રેજ પ્રજાના લાભ માટે કેટલાક હક્કો મેળવ્યા હતા.

સુરત બંદરમાં હજારો વહાણો માલ લાવતાં અને લઈ જતાં. શહેરમાં અઢળક વેપાર ચાલતો અને લક્ષ્મીની છોળો ઉડતી. અંગ્રેજ વેપારીઓ અહીંથી તેજાના, રૂ, ગળી. હીરા માણેક વગેરે મોકલતા અને ત્યાંથી ધાતુઓ, કાપડ, રમકડાં વગેરે માલ લાવતા.

તે પછી દક્ષિણ હિંદના કર્ણાટકમાં આવેલા ચંદ્રગીરીના રાજા પાસેથી અંગ્રેજ કંપનિએ હાલના મદ્રાસ શહેર આગળની જમીન ખરીદી, ત્યાં **ફ્રૉર્ટ સેન્ટ જોર્જ** નામે મજબુત કિલ્લો બાંધ્યો ઇ. સ. ૧૬૩૯.

મોગલ બાદશાહ શાહજહાંની કુંવરી **રોશનઆરા** દાઝી ગઈ હતી. તેની દવા અંગ્રેજ **ડૉકટર બાઉટને** કરી હતી, તેથી ખૂશ થઈ બાદશાહે અંગ્રેજોને બંગાળામાં વેપાર કરવાની રજા આપી. ત્યાં ગંગા નદીના મુખ આગળ હુગલીમાં પ્રથમ કોઠી નાખી. તે પછી કાસીમ બજાર, માલ્ડા અને ઢાકામાં વખારો નાખી. ઇ. સ. ૧૬૫૦ બંગાળાના વેપારના રક્ષણને માટે કાલીઘાટમાં **ફ્રોર્ટ સેન્ટ વિલિયમનો** કિલ્લો બાંધ્યો. ઈ.સ. ૧૬૯૫ પાછળથી તે જગાએ કલકત્તા શહેર વસ્યું.

પોર્ટુગલના રાજાની કુંવરીનું લગ્ન ઈંગ્લેંડના રાજા બીજા ચાર્લ્સ સાથે થયું; તેની પહેરામણીમાં મુંબઈ બેટ કન્યાદાનમાં મળ્યો હતો. આ બેટ ઇસ્ટ ઇન્ડિઆ કંપનિએ વાર્ષિક ૧૦ પૌંડના ભાડાથી રાખ્યો ઇ. સ. ૧૬૬૮. પશ્ચિમ કિનારાના વેપારમાં સુરત કરતાં મુંબઈ વધારે અગત્યનું લાગવાથી અંગ્રેજોએ સઘળો વેપાર મુંબઈ ખસેડયો, ઇ. સ. ૧૬૮૭. હાલમાં મુંબઈ બંદર હિંદનું મૂખ્ય પ્રવેશ દ્વાર થઈ પડયું છે.

આપણે જોયું તેમ ઈંગ્લેન્ડના રાજાની પરવાનગીથી **ઇસ્ટ ઈંડિઆ કંપનિ** સ્થપાઈ હતી. તેનો પ્રથમ ઇજારો ૧૫ વરસને માટે અપાયો હતો. તે પછી ૧૬૦૯, ૧૬૭૭, ૧૬૮૩ અને ૧૬૮૬ માં જુદા જુદા ફેરફારો કરવામાં આવ્યા હતા. આ પટાની રૂઈએ કંપનિને હિંદમાં સૈન્ય રાખવાનો, રૈયત પર હકુમત ચલાવવાનો અને સિક્કા પાડવાનો પણ હક્ક મળ્યો હતો.

હિંદ સાથે વેપાર કરવાનો ઇજારો ફક્ત ઇસ્ટ ઇન્ડિઆ કંપનિનેજ મળ્યો હતો, તોપણ બીજી વેપારી કંપનિઓ ઉભી થઈ આથી વેપારમાં હરિફાઈ થવાથી નુકસાન જવા લાગ્યું છેવટે બધી

કંપનિઓ જોડાઈ જઈ તેનું નામ યુનાઈટેડ ઈસ્ટ ઈન્ડિઆ કંપનિ રાખ્યું ઈ. સ. ૧૭૦૨.

આ સમયે હિંદનાં વેપારી મથકોને ત્રણ ભાગમાં વહેંચી નાખ્યાં હતાં. **મુંબઇ, મદ્રાસ અને કલકત્તા (બંગાળા)** એ ત્રણ ઈલાકા ગણાતા હતા. તેના મુખ્ય ઉપરીને ગવર્નર કહેતા. ગવર્નરને વાર્ષિક ૩૦૦ પૌંડનો પગાર મળતો. ત્રણે ગવર્નરો એકબીજાથી સ્વતંત્ર રીતે વર્તતા. ગવર્નરોના હાથ નીચે હિસાબનીસ, મુકાદમ, અને જકાતદારના હોદ્દા ગણાતા હતા. તેમના રક્ષણાર્થે લશ્કર રાખવામાં આવ્યું હતું. તેઓ વેપાર વધારવાજ લક્ષ આપતા. તોપણ આપણે આગળ ઉપર જોઈશું તેમ હિંદમાં વેપાર કરતી બીજી યુરોપી કંપનિઓ સાથે અથડામણો ચાલતી અને યુદ્ધો કરવાં પડતાં. એટલું તો નક્કીજ છે કે બચાવ સિવાય તેઓ યુદ્ધ કરતા નહિ.

**૪. ફ્રેન્ચ પ્રજાનું આગમન**

અંગ્રેજો આવ્યા તેજ અરસામાં ફ્રેન્ચ લોકો પણ હિંદમાં વેપાર કરવા આવ્યા. સૌથી છેલ્લા આવનારા તે હતા. તેમણે પણ ફ્રેન્ચ કંપનિ સ્થાપી ઈ. સ. ૧૬૦૪.

ફ્રેન્ચોએ હિંદમાં આવી જુદા જુદા સમયે સુરત, મચ્છલીપટ્ટણ, પાંડિચેરી, ચંદ્રનગર, કારીકલ, બાલાસોર, ઢાકા, કાસીમ બજાર અને માહીમાં પોતાની કોઠીઓ નાખી હતી.

ફ્રેન્ચ કંપનિના **માર્ટિન ગવર્નરે** ઘણો વેપાર ખીલવ્યો. તેણે દેશી રાજાઓ સાથે સંબંધ જાળવી ફ્રેન્ચોનું માન વધાર્યું.

**ડયુમા** નામે ગવર્નર ઈ. સ. ૧૭૩૫માં નિમાયો હતો. તે બાહોશ અને મુત્સદી હતો. હિંદના દેશી રાજાઓના રાજકારમાં માથું મારી તેણે કંપનિને ઘણા લાભો અપાવ્યા.

ડયુમાં પછી **ડુપ્લે** પાંડિચેરીનો ગવર્નર નિમાયો. તે ઘણો ખટપટીઓ હતો. ફ્રેન્ચોની સત્તા અને લાગવગ વધારીને હિંદમાં ફ્રેન્ચ સામ્રાજ્ય સ્થાપવાની તેને મહત્વાકાંક્ષા હતી. ફ્રેન્ચ સિવાયના સઘળા વેપારીઓને હાંકી મૂકવાની તેની મુરાદ હતી.

અંગ્રેજ અને ફ્રેન્ચ બંનેનાં સંસ્થાનો નજીકમાં હતાં. બંનેને હિંદમાં એકહત્થુ વેપાર કરી વધારે નાણાં કમાવાં હતાં. એ કારણથી વેપારી હરિફાઈને લીધે આ બંને પ્રજા વચ્ચે ઘણી જ અદેખાઈ વધી પડી.

યુરોપમાં બંને પ્રજા વચ્ચે વિગ્રહો ચાલુ હતા. તેના પડઘા અહીં પણ પડતા હતા. યુરોપના ઑસ્ટ્રીઆની ગાદી વારસાની લડાઈમાં બંને પ્રજા વચ્ચે યુદ્ધ થયું. તેના છાંટા હિંદમાં ઉડયા. હિંદના દેશી રાજાઓની તકરારમાં બંને પ્રજાઓ એક બીજાના પક્ષકાર બનીને લડવા લાગી. ઈ. સ. ૧૭૪૮ થી ૧૭૬૩ સુધી અંગ્રેજ અને ફ્રેન્ચો વચ્ચે હિન્દુસ્તાનમા યુદ્ધો થયાં. પારણામે ફ્રેન્ચોની સત્તા હિંદમાંથી નાશ પામી, અને સાર્વભૌમ સત્તા જમાવવામાં અંગ્રેજો ફાવી ગયા.

પાંડિચેરી, ચંદ્રનગર, યાનાન, કારીકલ અને માહી એ પાંચ થાણાં તેમના કબજામાં છે.

### પ્રશ્નો

(૧) હિંદનો દરિઆઈ માર્ગ યુરોપિઅન લોકોને કેમ શોધવો પડયો? તેનું માન કોને મળ્યું? જળમાર્ગની શોધનો ટુંક હેવાલ લખો.

(૨) પોર્ટુગીઝ લોકોની હિંદમાં ચડતી અને પડતી કેમ થઈ તે કારણો સાથે લખો.

(૩) વલંદા લોકોની હિંદમાં વેપારની કેમ પડતી થઈ?

(૪) અંગ્રેજો અને ફ્રેન્ચો વચ્ચે હિંદમાં યુદ્ધ થવાનાં કારણો આપો.

(૫) નીચેની સાલોમાં કયા મહત્વના બનાવ બન્યા? ઈ. સ. ૧૪૯૮, ૧૫૧૦, ૧૬૦૦, ૧૬૨૩, ૧૭૦૨.

## ૩. અંગ્રેજો અને ફ્રેન્ચો વચ્ચે વ્યાપારિ યુદ્ધો

મોગલ બાદશાહ ઔરંગઝેબના મરણ પછી આખા દેશમાં અરાજક્તા પ્રસરી હતી. મરાઠાઓ બળવાન બની ચોમેરથી ચોથ અને સરદેશમુખી ઉઘરાવતા હતા; અને દક્ષિણનાં મુસલમાની રાજ્યો નબળાં પડયાં હતાં; અને ગાદી વારસાના હક્ક માટે અંદર અંદર ખટપટો ચાલતી હતી.

અંગ્રેજોને હાંકી મૂકી હિંદુસ્તાનમાં એક હથ્થુ વેપાર કરવાની **દુપ્લેની** ઇચ્છા હતી. તેણે તે માટે પુરતી તૈયારીઓ કરવા માંડી. તે જાણતો હતો કે દેશી સૈનિકોને યુરોપિઅન પદ્ધતિ મુજબ તાલીમ આપી તૈયાર કરવામાં આવે તો તેઓ ઉત્તમ સૈનિકો બની શકે છે, તથા દેશી સૈનિકો ટુંકા પગારમાં પણ વફાદારીથી નોકરી કરી શકે છે. એ સૈન્ય દેશી રાજાઓને ભાડે આપી લશ્કરના ખર્ચ બદલ અમુક પ્રદેશ મેળવવાની પણ તેને ઇચ્છા હતી.

**કર્ણાટક ૧ લો વિગ્રહ : ઈ. સ. ૧૭૪૬-૪૮.**

આ વખતે યુરોપમાં ઈંગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચે લડાઈ જાગવાથી દુપ્લેને હિંદમાંનાં અંગ્રેજ મથકો પર હુમલો કરવાની અનુકૂળ તક સાંપડી.

ફ્રેન્ચ સેનાપતિ **લાબોર્ડોએ** અંગ્રેજ મથક મદ્રાસ જીતી લીધું. ઈ. સ. ૧૭૪૬. કર્ણાટકના નવાબે અંગ્રેજોનો પક્ષ લઈ મદ્રાસ અંગ્રેજોને પાછું આપવા જણાવ્યું. ફ્રેન્ચ ગવર્નર દુપ્લેએ તે હુકમ ગણકાર્યો નહિ. એથી અનવરૂદ્દીને ગુસ્સે થઈ ફ્રેન્ચો સામે ૧૦૦૦૦ માણસોનું સૈન્ય મોકલ્યું. એ સૈન્યને ફ્રેન્ચોના થોડા પણ કેળવાએલા લશ્કરે **સેન્ટ થોમ્સ** ગામ આગળ હરાવ્યું.




હવે ફ્રેન્ચોએ અંગ્રેજોના ફોર્ટ સેંટ ડેવિડ પર હલ્લો કર્યો, પણ તે લઈ

શકયા નહિ. અંગ્રેજોએ પાંડિચેરીને ઘેરો ઘાલ્યો, તેઓ પણ નિષ્ફળ ગયા. આ દરમિઆન યુરોપમાં બંને પ્રજાઓ વચ્ચે **એલા-શાપેલ**માં સંધિ થવાથી મદ્રાસ અંગ્રેજોને પાછું મળ્યું. ઇ. સ. ૧૭૪૮.

જો કે દેખીતી રીતે પહેલા કર્ણાટક વિગ્રહનો અંત આવ્યો પરંતુ દુપ્લે શાંત બેસી રહે તેવો ન હતો. તેણે લશ્કરમાં ભરતી કરીને બીજા વિગ્રહની પુરતી તૈયારીઓ કરી રાખી.

**કર્ણાટક બીજો વિગ્રહ:** ઇ. સ. ૧૭૫૦–૫૩.

હૈદ્રાબાદનો નિઝામ ઉલ–મુલ્ક ઇ. સ. ૧૭૪૮ માં મરણ પામ્યો. તેનો મોટો પુત્ર દિલ્હીમાં હતો. તેણે પોતાના ભાણેજ **મુજફ્ફરજંગ**ને ગાદીનો હકદાર નીમ્યો. તેને ખસેડી નિઝામનો બીજો પુત્ર **નાસીરજંગ** ગાદીએ બેઠો. મુજફ્ફરજંગ ફ્રેન્ચોનો મિત્ર હોવાથી તેણે દૂપ્લેની મદદ માગી.

એજ સાલમાં કર્ણાટકના નવાબ **અન્વરૂદ્દીન**ને ખસેડી આગલા નવાબ દોસ્તઅલીના જમાઈ **ચંદાસાહેબ**ને કર્ણાટકની ગાદી મેળ-વવી હતી. તેણે પણ દુપ્લેની મદદ માગી.

દુપ્લેએ બંનેને મદદ કરવાનું વચન આપ્યું. પછી ત્રણેના લશ્કર એકઠાં કરી તેઓ પ્રથમ કર્ણાટક પર ચઢયા. યુદ્ધમાં અન્વરૂદ્દીન અંબુર પાસે હાર્યો અને મરાયો. તેનો પુત્ર મહમદઅલી ત્રિચિના-પલ્લીમાં ભરાઈ ગયો ઇ. સ. ૧૭૪૯.

અન્વરૂદ્દીન મરાયાથી ચંદાસાહેબ કર્ણાટકનો નવાબ થયો. તેણે ફ્રેન્ચોને કેટલીક જમીન તથા કીમતી બક્ષિસો આપી.

કર્ણાટકનો નિકાલ કરી ત્રણેનાં સંયુક્ત લશ્કરોએ હૈદ્રાબાદ ઉપર ચઢાઈ કરી. નાસીરજંગ યુદ્ધમાં ઘાયલ થયો અને મરાયો. દુપ્લેએ મુજફ્ફરજંગને હૈદ્રાબાદની ગાદીએ બેસાડયો, પરંતુ મુજફ્ફરજંગ ટુંક સમયમાં મરણ પામ્યો, તેથી નિઝામના બીજા પુત્ર **સલાબત જંગ**ને દુપ્લેએ ગાદી આપી. તેના રક્ષણ માટે ફ્રેન્ચ સરદાર **બુસીને** હૈદ્રાબાદમાં રાખ્યો.

કર્ણાટક અને નિઝામના યુદ્ધમાં વિજય મળ્યાથી ફ્રેન્ચો દક્ષિણ હિંદમાં સર્વોપરિ બન્યા. તેમને નિઝામે પૂર્વ કિનારાનો ઉત્તર સરકારનો મુલક આપ્યો. ડુપ્લેને પણ કીમતી બક્ષિસો તથા કર્ણાટકના ગવર્નરનો ખિતાબ આપ્યાં.

ચંદાસાહેબ અને ફ્રેન્ચોએ હવે ત્રિચિનાપલ્લીને ઘેરો ઘાલ્યો. મહમદઅલી અંગ્રેજોનો મિત્ર હતો. તેણે અંગ્રેજોની મદદ માગી. અંગ્રેજો પાસે પુરતાં સાધનો ન હોવાથી મદ્રાસનો ગવર્નર કંઈ નિર્ણય કરી શકયો નહિ. આ અણીને સમયે રોબર્ટ કલાઈવ નામે તરુણ અંગ્રેજે અજબ યુક્તિ બતાવી.

**રોબર્ટ કલાઈવ અને આર્કાટનો ઘેરો :**

રોબર્ટ કલાઈવ કંપનિમાં કારકુનની નોકરી કરતો હતો. તે સાહસિક હોવાથી લશ્કરી નોકરી તેને વધુ પસંદ હતી. તેણે ગવર્નરને એવી સલાહ આપી કે "જો અંગ્રેજો કર્ણાટકની રાજધાની આર્કાટને ઘેરો ઘાલે, તો ચંદાસાહેબ ત્રિચિનોપલ્લી આવશે અને મહમદઅલી છૂટો થશે." ગવર્નરે એ કામ કલાઈવને સોંપ્યું. કલાઈવ ૨૦૦ અંગ્રેજ અને ૩૦૦ દેશી સિપાઇઓનું લશ્કર લઈ ૭૦ માઈલની મુસાફરી કરી આર્કાટ પહોંચ્યો. તેણે સહેલાઈથી આર્કાટ જીતી લીધું, ઈ. સ. ૧૭૫૧.

આર્કાટ જીતાયાની ખબર સાંભળી ચંદાસાહેબે પોતાના છોકરા રાજા સાહેબને મોટું લશ્કર આપી આર્કાટ પાછું લેવા મોકલ્યો. ઘેરો ૫૦ દિવસ લંબાયો. કલાઈવને અનાજપાણીની ઘણી તંગી પડી; તોપણ બહાદુરીથી આર્કાટનો બચાવ કર્યો. કલાઈવને મદદ કરવા વધુ માણસો આવે છે, એમ સાંભળી રાજાસાહેબે ઘેરો ઉઠાવી નાસવા માંડયું. કલાઈવ તેની પાછળ પડયો અને **આર્ની** અને **કોવરેપાક**ની લડાઇઓમાં નવાબના સૈન્યને હરાવ્યું. ત્યાંથી કલાઈવ ત્રિચિનાપલ્લી ગયો. ચંદાસાહેબ હાર્યો અને શ્રીરંગપટ્ટણ તરફ નાઠો. તાંજોરમાં તેનું ખૂન થયું.

મહમદઅલી છૂટો થવાથી તેને કર્ણાટકની ગાદીએ બેસાડયો. આ યુદ્ધમાં વિજય મળવાથી દક્ષિણ હિંદમાં અંગ્રેજોનો ઇતિહાસ બદલાયો. તેમની પ્રતિષ્ઠા વધી.

દક્ષિણ હિંદની લડાઈના સમાચાર વિલાયત પહોંચતાં, ત્યાંના અંગ્રેજોએ ફ્રેન્ચ સરકારને સમજાવી ડુપ્લેને પાછો બોલાવી લેવરાવ્યો. ડુપ્લે પછી આવનાર ગવર્નરે **પાંડિચેરી** મુકામે અંગ્રેજો સાથે સુલેહ કરી. તેણે મહમદઅલીને કર્ણાટકના નવાબ તરીકે સ્વીકાર્યો.

ડુપ્લેની આશા વ્યર્થ ગઈ. ફ્રેન્ચોની પ્રતિષ્ઠા ઘટી. બીજા વિગ્રહનો આ પ્રમાણે અંત આવ્યો. ઈ. સ. ૧૭૫૫.

**કર્ણાટક ત્રીજો વિગ્રહ: ફ્રેન્ચ લોકોની હાર.** ઈ. સ. ૧૭૫૬–૬૩

યુરોપમાં અંગ્રેજો અને ફ્રેન્ચો વચ્ચે બીજે વરસે યુદ્ધ સળગ્યું. એની અસર હિંદમાં પણ થઈ. આર્કોટનો વીર રોબર્ટ કલાઈવ આ સમયે બંગાળામાં હતો. કાઉન્ટ **લાલી** ફ્રેન્ચ ગવર્નર તરીકે નવો આવ્યો હતો. તે ઉતાવળીઓ અને સાહસિક હતો. તેણે હૈદ્રાબાદમાં રહેતા બુસીને લશ્કર સાથે બોલાવી લીધો. બંનેનાં લશ્કરે અંગ્રેજોનો ફોર્ટસેંટ ડેવિડનો કિલ્લો જીત્યો. તે પછી ફોર્ટસેંટ જૉર્જના કિલ્લાને ઘેર્યો. મેજર લોરેન્સે ૭ માસ સુધી બચાવ કર્યો. એ સમયે ઈંગ્લૅંડથી **કર્નલ** કૂટ નવું લશ્કર લઈ આવી પહોંચ્યો. લાલીએ ઘેરો ઉઠાવી ચાલવા માંડયું, ઇ. સ. ૧૭૫૯. કર્નલ કૂટ તેની પાછળ પડયો અને **વાંદીવાસ**ની લડાઈમાં હરાવ્યો, ઈ. સ. ૧૭૬૦. તે પછી કૂટ પાંડિ-ચેરી ગયો અને તે શહેર પણ જીતી લીધું. ઈ. સ. ૧૭૬૧.

દક્ષિણમાં આ બનાવો બનતા હતા એ દરમિઆન બંગાળામાં રહેતા કલાઈવે ફ્રેન્ચોનું ચંદ્રનગર જીતી ત્યાંથી ફ્રેન્ચોને હાંકી મૂકયા. તથા કર્નલફોર્ડે ઉત્તર સરકાર અને મચ્છલીપટ્ટણ જીત્યાં.

**વાંદીવાસની લડાઈથી ફ્રેન્ચ સત્તાનો હંમેશને માટે નાશ થયો.** આ લડાઈ અંગ્રેજો અને ફ્રેન્ચો વચ્ચે મોટામાં મોટી અને છેલ્લી હતી.

ઈ. સ. ૧૭૬૩ માં '**સાત વરસની લડાઈ**' ને અંતે ઈંગ્લંડ અને ફ્રાન્ચ વચ્ચે સંધી થઈ, તેને આધારે ફ્રેન્ચોને હિંદમાં પાંડિચેરી, માહીમ, ચંદ્રનગર, યાનાન, અને કારીકલ એ પાંચ થાણું પાછાં આપવામાં આવ્યાં. હજી પણ તે તેમના કબજામાં છે.

દક્ષિણ હિંદમાં અંગ્રેજોની જીત થઈ અને તેમની સામે વેપાર કરવામાં હવે કોઈ હરિફ રહ્યો નહિ.

હિંદમાં અંગ્રેજ પ્રજા અને ફ્રેન્ચ પ્રજા વચ્ચે સત્તા માટે સ્પર્ધા થઈ. પરિણામે અંગ્રેજો વિજયી થયા અને ફ્રેન્ચોની હાર થઈ. **ફ્રેન્ચો હિંદમાં રાજ્ય સ્થાપવાને કેમ નિષ્ફળ નીવડયાં તેનાં કારણો** આપણે હવે વિચારીએ.

ફ્રેન્ચ કંપનિનો વહીવટ રાજ્યના પ્રધાનોના હાથમાં હતો. તેમની ફેરફારી થતાં હિંદની પરિસ્થિતિનો વિચાર કર્યા વિના હિંદના હાકેમોની ફેરફારીઓ થતી. પરિણામે હિંદનાં કાર્યો અધુરાં રહેતાં અને ગુંચવણો પેદા થતી.

અંગ્રેજોના દરિઆઈ બળ સામે ટકી રહેવાનું ફ્રેન્ચોમાં સામર્થ્ય ન હતું. ફ્રેન્ચોએ રાજ્યસત્તા સ્થાપવાના લોભે વેપાર તરફ દુર્લક્ષ રાખ્યું. પરિણામે વેપારમાં ખોટ થતી ગઈ અને નાણાની મુશ્કેલી વેઠવી પડી.

ફ્રેન્ચ અમલદારોના માંહેમાંહેના વિરોધ અને મતભેદોનો લાભ અંગ્રેજોએ લીધો. ફ્રેન્ચ સરદારો બાહોશ અને બુદ્ધીશાળી હતા પરંતુ તેમનામાં સંપનો અભાવ હતો. તેઓ વિજયનો લાભ લઇ શકયા નહિ. અધીરા અને ઉતાવળીઆ પગલાંથી છેવટે પરાભવ પામ્યા. ડુપ્લેની યોજના અને મહત્વકાંક્ષા ફ્રેન્ચ અધિકારીઓ સમજી શકયા નહિ તેને પુરતી મદદ આપી નહિ તથા હિંદની પરિસ્થિતિનો પુરતો વિચાર કર્યા વિના પાછો બોલાવી લઈ તેનું અપમાન કર્યું.

## ફ્રેન્ચોના નામાંકિત સરદારો

### ૧. દુપ્લે.

દુપ્લે શરૂઆતમાં પાંડિચેરી અને ચંદ્રનગરની કોઠીઓનો કારભારી હતો. તેના કામથી ખૂશ થઇ તેને ગવર્નર બનાવ્યો હતો. તેને પોતાના દેશ માટે ઘણું માન અને ઉંડી લાગણી હતી. હિંદમાં ફ્રેન્ચ સામ્રાજ્ય સ્થાપવાની તેને ઇચ્છા હતી, તે માટે તેણે પ્રયત્નો કર્યા. હિંદની રાજ્યકીય સ્થિતિનો પૂર્ણ અભ્યાસ કરી દેશી રાજ્યોની ખટપટોમાં માથું માર્યું.

તેની પત્નીએ તેને આ કામમાં ઘણી મદદ કરી હતી. તે બાહોશ અને કાર્યદક્ષ હતી. હિંદની ઘણી ભાષાઓ સમજતી અને બોલી શકતી.


દુપ્લે

ફ્રેન્ચ સત્તા સ્થાપવા માટે દુપ્લે પોતાનાં ખાનગી નાણાં પણ ખર્ચતો આમ છતાં ફ્રેન્ચ સરકાર તરફથી તેને પુરતી મદદ ન મળવાથી તે ફાવ્યો નહિ. અંગ્રેજોની ખટપટથી ફ્રેન્ચ સરકારે તેને પાછો બોલાવી લીધો. તેનું અપમાન કર્યું. પનિને દેવામાં ઉતાર્યાનો આરોપ મૂકી તેની મિલ્કત જપ્ત કરી. તેને કંગાળ બનાવી જેલમાં પૂરવામાં આવ્યો આથી તેને ઘણો આઘાત થયો અને ઘણી કરુણ અને કંગાળ દશામાં મરણ પામ્યો, ઈ. સ. ૧૭૬૪

### ૨ કાઉંટ લાલી

તે બાહોશ યોદ્ધો હતો, પણ યુદ્ધનીતિમાં કુશળ ન હતો. સાહસિક અને ઉતાવળીઆ સ્વભાવનો હોવાથી વગર વિચાર્યે તેણે અંગ્રેજો સાથે કર્ણાટક બીજો વિગ્રહ આરંભ્યો. પોતાને મદદ કરવા

નિઝામના રાજ્યમાંથી બુસીને બોલાવી લીધો એ તેની ગંભીર ભૂલ હતી. નિઝામના રાજ્યમાંથી પણ ફ્રેન્ચ સત્તાનો અંત આવ્યો. એણે ફ્રેન્ચોનો સઘળો મુલક ખોયો અને મેળવેલી પ્રતિષ્ઠા ગુમાવી ફ્રેન્ચ સરકારે તેનો શિરચ્છેદ કર્યો.

**૩. બુસી**

તે કુશળ સેનાપતિ અને મુત્સદી કાર્ય કરતા હતો. તેણે નિઝામના રાજ્યમાં રહી ફ્રેન્ચોની સત્તા ઠીક જમાવી હતી. બીજા કર્ણાટક વિગ્રહમાં મેળવેલો ઉત્તર સરકાર લાલીના ઉતાવળીઆ સ્વભાવથી ગુમાવ્યો. વાંદીવાસના યુદ્ધમાં તેણે સખત હાર ખાધી.

**પ્રશ્નો**

(૧) દક્ષિણ હિંદમાં અંગ્રેજો અને ફ્રેન્ચો વચ્ચે કર્ણાટક વિગ્રહો કેમ થયા ? કારણો આપો

(૨) બીજાં અને ત્રીજા વિગ્રહનાં કારણો જણાવી તેનું શું પરિણામ આવ્યું તે લખો.

(૩) વાંદીવાશનું યુદ્ધ હિંદના ઈતિહાસમાં કેમ અગત્યનું મનાય છે?

(૪) ફ્રેન્ચો હિંદમાં પોતાનું રાજ્ય ન સ્થાપી શકયા તેનાં કારણો આપો.

(૫) નીચેના વિષે ટૂંક નોંધ લખો.

**અ.** ડુપ્લેના નિર્ણયો, તેની કાર્યદક્ષતા, ફ્રેન્ચો માટે શું શું કર્યું ?

**બ.** લાલીની યોગ્યતા અને તેના કાર્યનું પરિણામ.

**યાદ રાખવા જેવા કેટલાક બનાવો**

(૧) અંગ્રેજ અને ફ્રેન્ચ વચ્ચે કર્ણાટક ૧ લો વિગ્રહ ઈ. સ. ૧૭૪૬

(૨) આર્કાટનો ઘેરો, આર્કાટ, આર્ની, અને કાવરે પાકનાં યુદ્ધો ... ... ... ... ઈ. સ. ૧૭૫૨

(૩) વાંદીવાશનું યુદ્ધ, ફ્રેન્ચોની હાર ... ... ઈ. સ. ૧૭૬૦

(૪) યુરોપમાં સાત વરસની લડાઈનો અંત, પારિસની સંધિ ... ... ... ઈ. સ. ૧૭૬૩

# ખંડ ૨ જો

## હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્યની સ્થાપના

## ઇ. સ. ૧૭૫૭. બંગાળામાં અંગ્રેજોની જીત.

### ૧. બંગાળાના નવાબો અને અંગ્રેજ ગવર્નરો

**બંગાળનો ઇતિહાસ**

દિલ્હીના મોગલ પાદશાહની સત્તા કમી થવાથી પ્રાંતોના સુબાઓ સ્વતંત્ર થવા લાગ્યા. અઢારમા સૈકાની શરૂઆતમાં **મુર્શિદ-કુલીખાન** સુબો હતો. તેના પછી તેના દૌહિત્રને ઉડાડી મૂકી **અલીવર્દિખાન** નામે સરદારે સુબાગીરી લઈ લીધી. તેણે બંગાળામાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું, ઇ. સ. ૧૭૪૦.

અલીવર્દિખાનના સમયમાં વલંદાઓ, ફ્રેન્ચો અને અંગ્રેજો શાંતીથી પોતાનો વેપાર ચલાવતા હતા. નવાબે અંગ્રેજોને તેમના રક્ષણ માટે કિલ્લા બાંધવાની છૂટ આપી હતી. અલીવર્દિખાન ઇ. સ. ૧૭૫૬માં મરણ પામ્યો. તેની પછી તેનો પૌત્ર સિરાજ-ઉદ્-દૌલા ગાદી બેઠો.

**સિરાજ-ઉદ્-દૌલા:** ઇ. સ. ૧૭૫૬-૧૭૫૭.

સિરાજ ૨૪ વરસનો, ઉતાવળીઆ સ્વભાવનો, સ્વછંદી અને જુલમી હતો. દક્ષિણમાં અંગ્રેજોને અને ફ્રેન્ચોને યુદ્ધ ચાલતું હતું; તેથી બંગાળામાં વેપાર કરતા અંગ્રેજોએ રક્ષણને માટે કિલ્લાનું સમારકામ શરૂ કર્યું. આ બાંધકામ અટકાવવાનો તથા બાંધેલો કિલ્લો તોડી નાખવાનો નવાબે હુકમ કર્યો. અંગ્રેજોએ તે હુકમનો અનાદર કર્યો.

નવાબે ગુસ્સે થઈ કાસીમ બજારની કોઠી લૂંટી, અને કલકત્તા ઉપર ચઢાઈ કરી. કલકત્તા કબજે કર્યું; અને તેમાંના ૧૪૬ અંગ્રેજોને કેદ કર્યા.

કેદ પકડાએલા કેદીઓને ૨૦ મી જુનની રાત્રે નાની સરખી ઓરડીમાં પૂરી દીધા. બીજે દિવસે કોટડી ઉઘાડતાં માત્ર ૨૩ માણસો અધમુવાં જીવતાં નીકળ્યાં. આ બનાવ ઇતિહાસમાં **બ્લેક-હોલ** અથવા **કાળાગૃહ**ના નામથી ઓળખાય છે. કેટલાક ઈતિહાસ કારોના મત પ્રમાણે આ વાત તદ્દન બનાવટીજ હતી એમ કહેવાય છે.

આ બનાવના દુઃખદ સમાચાર મદ્રાસ પહોંચતાં કર્નલ **કલાઈવ** લશ્કર લઈ જમીન માર્ગે અને નૌકાસેનાપતિ **વૉટસન** દરિઆ માર્ગે કલકત્તા આવી પહોંચ્યા. તેમણે હુગલી અને કલકત્તા પાછાં મેળવ્યાં, અને નવાબના સૈન્યને હાંકી મૂકયું.

નવાબે ગભરાઈને અંગ્રેજો સાથે સુલેહ કરી. તેણે કંપનિને થએલું નુકસાન આપવા કબુલ કર્યું. તથા તેમનાં થાણાં પાછાં સોંપ્યાં.

**કલાઈવનું કાવતરૂં અને પ્લાસીનું યુદ્ધઃ** ઇ. સ. ૧૭૫૭

સિરાજ-ઉદ્-દૌલા ચંદ્રનગરના ફ્રેન્ચો સાથે ખટપટ કરતો હતો એવી કલાઈવને બાતમી મળી. નવાબના રાજ્ય વહીવટથી લોકો કંટાળ્યા હતા. એ તકનો લાભ લઈ નવાબને ઉઠાડી મૂકી મીરજાફરને ગાદીએ બેસાડવાનું કાવતરૂં કલાઈવે રચ્યું. એમાં રાજ્યના મૂખ્ય અમલદારો, જગત શેઠ, મીરજાફર અને અંગ્રેજોનો દલાલ અમીચંદ ભળ્યા.

અમીચંદને આ કાવતરા પેટે ૩૦ લાખ રૂપીઆ આપવાનું ખોટું વચન કલાઈવે આપ્યું, અને તેને છેતરવા બનાવટી દસ્તાવેજ રચી તેમાં વોટસનની ખોટી સહી કરી. મીરજાફર અંગ્રેજો સામે લડે નહિ તે બદલ તેને નવાબ બનાવવાનો હતો.

કાવતરૂં તૈયાર થયા પછી નવાબ ફ્રેન્ચો સાથે ખટપટ કરે છે એ બહાના નીચે અંગ્રેજોએ લડાઈ આરંભી.

નવાબ પાસે ૬૦ થી ૭૦ હજાર માણસોનું સૈન્ય હતું;

પુષ્કળ દારૂગોળો હતો. કલાઈવ પાસે ફક્ત ૭૫૦ ગોરા અને ૨૫૦૦ દેશી સિપાઈઓનું નાનું લશ્કર હતું. ઈ. સ. ૧૭૫૭ના જુન માસની ૨૩ મી તારીખે **પ્લાસી**ના મેદાનમાં લડાઈ થઈ.

લડાઇ વખતે મીરજાફર તટસ્થ રહ્યો. અંગ્રેજોની તોપોના મારાથી લશ્કરમાં ભંગાણ પડયું, તથા દગો જણાયાથી નવાબ ગભરાયો, અને રણક્ષેત્રમાંથી સાંઢણી પર બેસી નાઠો. તેના લશ્કરમાં પણ નાસ ભાગ થઈ અંગ્રેજોએ સહેલાઈથી વિજય મેળવ્યો.

નાસતા સિરાજને કેદ પકડી મીરજાફરના પુત્ર મીરાને મારી નાખ્યો. **પ્લાસીનું યુદ્ધ ઇતિહાસમાં અગત્યનું મનાય છે. આ યુદ્ધ વડેજ હિંદમાં અંગ્રેજી રાજ્યનો પાયો નંખાયો,** તથા તેનું માન કલાઈવને મળ્યું.

અગાઉ કરેલી ગોઠવણ મુજબ મીરજાફરને બંગાળાનો નવાબ બનાવવામાં આવ્યો. મીરજાફરે એ બદલ બંગાળામાં **૨૪ પરગણાંની જાગીર** બક્ષિસ આપી. એ જાગીરનું ભાડું કંપનિએ કલાઈવને આપવાનું ઠરાવ્યું. એથી તે **કલાઇવ જાગીર** કહેવાઇ, અને જીવતાં સુધી તેણે ભોગવી. એ ઉપરાંત નવાબે ૭ કરોડ રૂપીઆ કંપનિના નોકરોને બક્ષિસ આપવામાં વાપર્યા.

અંગ્રેજોને હિંદમાં પ્રાપ્ત થએલો આ મુલક પહેલોજ હતો. ત્યારથી **હિંદમાં અંગ્રેજી રાજ્યની શરૂઆત** થઈ.

યુદ્ધ પુરૂં થયા પછી કાવત્રા દલાલ **અમીચંદે** ૩૦ લાખ રૂપીઆ દલાલીના માગ્યા. પરંતુ તેને જણાવવામાં આવ્યું કે "તમારી સાથે કરેલો દસ્તાવેજ ખોટો હતો અને ખરો દસ્તાવેજ બીજો છે." પોતાને કંઈ ન મળવાથી અમીચંદ ગાંડા જેવો બની ગયો, અને તેના આઘાતથી મરણ પામ્યો. દેશદ્રોહીની તો એજ દશા થાય ને !

હવે કલાઈવને બંગાળાનો ગવર્નર બનાવવામાં આવ્યો, ઈ. સ. ૧૭૫૮.

એ સમયે દિલ્હીના પાદશાહનો કુંવર અયોધ્યાના નવાબ સુજા-ઉદૌલાની મદદથી મીરજાફર પર ચઢી આવ્યો. પરંતુ અયોધ્યાનો નવાબ પાછો જવાથી શાહજાદો એકલો પડયો. કલાઈવે તેને ૫૦૦ સોના મહોર ભેટ આપી પાછો વાળ્યો.

વલંદા લોકો અંગ્રેજોની અદેખાઇ કરતા હતા. તેમણે જાવાથી નવું લશ્કર મંગાવી અંગ્રેજોનાં કેટલાંક વહાણો કબજે કર્યાં તથા કેટલીક કોઠીઓ બાળી મૂકી. કલાઇવે વલંદાઓને હરાવ્યા. અને ફક્ત વેપારી મથક તરીકે **ચિન્સુરા** વલંદાઓને પાછું આપ્યું, ઈ. સ. ૧૭૬૦.

તેજ સાલમાં કલાઇવ ઈંગ્લેંડ ગયો. ત્યાં તેને પુષ્કળ માન મળ્યું. હિંદમાં અંગ્રેજી રાજ્યનો પાયો નાખનાર તરીકે કદર કરી તેને ઉમરાવપદ આપવામાં આવ્યું. હવે તે '**લોર્ડ કલાઇવ**' બન્યો

**મીરજાફરઃ** ઇ. સ. ૧૭૫૭–૧૭૬૦.

પ્લાસીના યુદ્ધમાં દગો કરી બંગાળા બિહાર અને ઓરિસાના નવાબ બનેલા મીરજાફરની સ્થિતિ આપણે તપાસીએ. તે તો ફક્ત નામનોજ નવાબ હતો. અને બંગાળામાં ખરી સત્તા અંગ્રેજોની જામી.

નવાબી મેળવવામાં તેણે રાજ્યનો ખજાનો ખાલી કરી નાખ્યો, આથી રાજ્યના નોકરોને અને લશ્કરને પગાર આપી શકયો નહિ. તેણે બંગાળાના હિંદુ વેપારીઓને લૂટવાનો પ્રયત્ન કર્યો.

મીરજાફરને હવે અંગ્રેજોની ગુલામી નીચે રહેવું પસંદ ન હોવાથી તેણે વલંદાઓની સહાય માગી. પરંતુ ચતુર કલાઈવે વલંદાઓને સજ્જડ હાર ખવડાવી અને મીરજાફરને સ્હેજ ઠપકો આપી માફી બક્ષી ઈ. સ. ૧૭૫૯.

મીરજાફર અંગ્રેજોને આપવાનાં નાણાં ભરી શકતો ન હોવાથી કલાઈવના ગયા પછી નવા આવેલા ગવર્નર **વાન્સીટાર્ટે** તેના જમાઈ મીરકાસિમને નવો નવાબ બનાવ્યો અને મીરજાફરને પદભ્રષ્ટ કર્યો, ઈ. સ. ૧૭૬૦.

**મીરકાસિમ:** ઇ. સ. ૧૭૬૦–૧૭૬૩.

મીરકાસિમે નવાબી મળ્યા બદલ કંપનિને **મિદનાપોર, ચિત્તાગાંવ** અને **બર્દવાન** પરગણાં આપ્યાં. એટલે હવે બંગાળાનો ત્રીજો ભાગ અંગ્રેજોના તાબામાં આવ્યો. ઉપરાંત કંપનિના અમલદારોને પણ પુષ્કળ ભેટો આપી.

મીરકાસિમ બુદ્ધિશાળી, બાહોશ અને સ્વતંત્ર મિજાજનો પુરૂષ હતો. તેણે ખર્ચમાં કાપકુપ કરી નાણાં વિષયક સ્થિતિ સુધારી નોકરોના પગારો અને રાજ્યનું દેવું ચૂકવી આપ્યું. લશ્કરમાં ભરતી કરી. અંગ્રેજોથી દૂર રહેવા મુર્શિદાબાદથી રાજધાની **મોંઘીર** લઇ ગયો.

મીરજાફર સાથે થએલા કોલકરારો મુજબ બંગાળામાં આવતા માલ ઉપર કંપનિને જકાત આપવાની હતી નહિ. એનો લાભ કંપનિના નોકરો પણ લેતા અને ખાનગી વેપાર કરી પુષ્કળ પૈસા કમાતા. નવાબની ઉપજને પણ નુકસાન થવા લાગ્યું. તે છતાં દેશી વેપારીઓને પણ લાભ મળે તે માટે મીરકાસિમે સઘળા માલ ઉપરની જકાત માફ કરી.

કંપનિના નોકરોને મીરકાસિમનું આ કૃત્ય પસંદ પડયું નહિ. તેમણે ઉગ્ર વિરોધ કર્યો અને બાંકીપુરના એલિસ નામે સરદારે એકદમ પટણા ઉપર હુમલો કરી તે કબજે કર્યું.

પટણાના સમાચાર મીરકાસિમને મળતાં તે ગુસ્સે થયો. તેણે પટણા પાછું મેળવી તેમાં રહેતા બધા અંગ્રેજોને કેદ કરી મોંઘીર મોકલી દીધા.

કલકત્તાના ગવર્નરે મીરકાસિમને પદભ્રષ્ટ જાહેર કરી તેની સામે મેજર એડમ્સને મોટા સૈન્ય સાથે મોકલ્યો. એડમ્સે નવાબને **બટવા** અને **ઘેરીઆ** પાસે હરાવ્યો. નવાબ નાઠો અને મોંઘીરમાં ભરાયો. મેજર એડમ્સ આગળ વધ્યો ત્યારે નવાબે કહેવરાવ્યું કે " જો તમે આગળ વધશો તો હું તમામ અંગ્રેજ કેદીઓની કતલ કરીશ."

અંગ્રેજો આગળ વધવાથી મીરકાસિમે ૧૪૮ અંગ્રેજોની કતલ કરાવી, ઈ. સ. ૧૭૬૩. આ બનાવ **પટણાની કતલને** નામે ઓળખાય છે. એ છતાં અંગ્રેજોએ મોંઘીર લીધું. નવાબ અયોધ્યા નાસી ગયો.

હવે મીરકાસિમે અયોધ્યાના નવાબ સુજાઉદૌલા અને દિલ્હીના બાદશાહ શાહઆલમની મદદ લઈ ફરીથી અંગ્રેજો સામે ચઢયો. **બાકસર** આગળ એ ત્રણેના લશ્કરને **મેજર મનરોએ** હરાવ્યું ઈ. સ. ૧૭૬૪. શાહઆલમ અને સુજાઉદૌલા બીજું લશ્કર લઈ લઢવા આવ્યા પણ **કોરા** પાસે બીજીવાર હાર્યા અને શરણે આવ્યા. મીરકાસિમ વાયવ્ય દિશા તરફ નાસી ગયો, તેનું શું થયું તે જણાયું નથી.

**બાકસરના યુદ્ધનું મહત્વ** પ્લાસી કરતાં સ્હેજ ઓછું નથી. આ યુદ્ધમાં અયોધ્યાનો નવાબ વશ થયો, મોગલ બાદશાહ શરણે આવ્યો એથી બ્રિટિશ રાજ્યનો પાયો મજબુત બન્યો. હવે અંગ્રેજો વેપારી મટી કાયદેસર માલિક અને રાજ્યકર્તાની પદવીએ પહોંચ્યા.

મીરકાસિમ પછી મીરજાફરને ફરીથી નવાબી મળી, પણ તે ટુંક સમયમાં મરણ પામ્યાથી તેના પુત્ર **નાજીમુદૌલાને** નવાબી આપવામાં આવી. તે અને તેની પછીના નવાબો માત્ર અંગ્રેજોનું પેન્શન ખાનાર હતા. ખરી સત્તા કંપનિ સરકારની હતી.

આપણે હવે બંગાળામાં કંપનિસરકારના કારભારનો ઈતિહાસ જોઈશું.

## ૨. લૉર્ડ કલાઇવનું પુનરાગમન

### બંગાળાનો ગવર્નર અને મુખ્ય સેનાધિપતિ

[ ઈ. સ. ૧૭૬૫—૧૭૬૭ ]

મીરકાસિમ સાથેના વિગ્રહના અને પટણાની કતલના સમાચાર ઇંગ્લૅંડ પહોંચતાં કંપનિના ડિરેક્ટરોએ લોર્ડ કલાઈવને બંગાળાનો ગવર્નર અને મુખ્ય સેનાધિપતિ નીમી હિંદમાં મોકલ્યો. ઈ.સ. ૧૭૬૫.

કલાઈવ હિંદમાં આવ્યો ત્યારે બકસરનું યુદ્ધ પુરૂં થયું હતું, અને **અલ્હાબાદમાં** સુલેહની વાટાઘાટ ચાલતી હતી. કલાઈવ વહાણમાંથી ઉતરી સીધો જ અલ્હાબાદ ગયો. તેણે શાહઆલમ સાથે કરાર કર્યો તે **અલ્હાબાદના** કરાર તરીકે ઓળખાય છે. તેમાં નીચેની શરતો હતી.

(૧) અયોધ્યાના નવાબને તેનો મુલક પાછો આપવો, પણ લડાઈના ખર્ચ પેટે ૫૦ લાખ રૂપીયા દંડ લેવાના ઠરાવ્યા.

(૨) અયોધ્યા પ્રાંતમાં કંપનિને વેપારની છૂટ આપવી.

(૩) મોગલ બાદશાહ શાહઆલમને અલ્હાબાદ અને કોરા પ્રાંતો પાછા આપવા. બાદશાહએ કંપનિને માંડલિક રાજ્ય તરીકે ગણીને બંગાળા, બિહાર અને ઓરિસ્સામાંથી જમીન મહેસુલ ઉઘરાવવાનો દિવાની હક કંપનિને આપવો. કંપનિએ એ બદલ ૨૬ લાખ રૂપીઆ આપવાના ઠરાવ્યા.

(૪) નિઝામના ઉત્તર સરકાર ઉપર કંપનિ બધાજ હક ભોગવે.

### લૉર્ડ કલાઇવની દ્વિરાજ્ય પદ્ધતિ

કંપનિના મળેલા પ્રાન્તોનો વહીવટ સહેલાઈથી થઈ શકે તેમ નહિ હોવાથી કલાઈવે બંગાળામાં **'દ્વિરાજ્ય પદ્ધતિ'** દાખલ કરી. એ પદ્ધતિ મુજબ મહેસુલ ખાતું અને લશ્કરી ખાતું કંપનિએ પોતાને હસ્તક રાખ્યું, અને ન્યાયખાતું, પોલીસખાતું અને મહેસુલ ઉઘરાવવાનું નવાબને હસ્તક સોંપાયું. નવાબના હાથ નીચે બે નાયબ નવાબોની નીમણુક કરવામાં આવી.

કલાઈવની દ્વિરાજ્ય પદ્ધતિ ડહાપણ વિનાની હતી. વહેંચાએલી સત્તાને લીધે પ્રજાની સ્થિતિ કફોડી બની. સાત વરસ પછી વોરન હેસ્ટિંગ્સે આ પદ્ધતિ બંધ કરી તે આપણે આગળ ઉપર જોઈશું.

### લૉર્ડ કલાઇવના સુધારા

બીજું ભારે કામ કલાઇવે રાજ્યકારભારમાં મહત્વના સુધારા કર્યા તે હતું.

(૧) કંપનિના નોકરો ખાનગી વહેવાર કરતા, બક્ષિસો, અને લાંચો લેતા, તથા કેટલીક વખત જબરજસ્તીથી નાણું કઢવતા. કલાઈવે કંપનિના નોકરોને ખાનગી વેપાર કરવાનો, તથા બક્ષિસો કે લાંચ લેવાની સખત મના કરી. તે બદલ તેમને પગાર વધારી આપ્યો.

(૨) લશ્કરને લડાઈના સમયમાં બેવડું ભત્થું આપવામાં આવતું એ રિવાજ બંધ કરી લશ્કરી ખર્ચમાં ઘટાડો કર્યો. તેના સુધારાથી લશ્કરી સિપાઇઓએ બંડ કર્યું પણ કલાઈવે સખત હાથે કામ લઈ જરૂરી સુધારા દાખલ કર્યા અને બંડ સમાવી દીધું.

કલાઈવે બે વરસના કારભારમાં કંપનિના વહીવટમાં સુધારો કર્યો તે પછી ઈ. સ. ૧૭૬૭ માં તે સ્વદેશ ગયો.

## લૉર્ડ કલાઇવનું ચરિત્ર

કલાઇવનો જન્મ ઈ. સ. ૧૭૨૫ માં થયો હતો. તેનાં માબાપ ઘણાં ગરીબ હતાં. કલાઈવ નાનપણથી મસ્તીખોર અને ભણવામાં પછાત હતો. તેના બાપે તેને ઈસ્ટ ઈન્ડીઆ કંપનિમાં કારકુનની નોકરીમાં મોકલ્યો.

કારકુની કામ તેને બીલકુલ પસંદ ન હતું. આ કામથી કંટાળી તેણે એક વખત આપઘાત કરવાનો પ્રયત્ન કર્યો હતો. ઈશ્વરકૃપાથી તેમાંથી તે બચ્યો. સૈનિક તરીકેની તેની કારકીર્દિ આર્કાટના ઘેરા વખતે ઝળકી ઉઠે છે. ગમે તેવા સંકટ સમયે પણ તે હિંમત હારતો નહિ. મુશ્કેલીઓમાં તે તરતજ નિર્ણય કરી શકતો, અને તે નિર્ણય અમલમાં મૂકી દઢતાથી વળગી રહેતો.

તેણે પોતાના દેશની ઘણી મોટી સેવા બજાવી, અને હિંદમાં અંગ્રેજી રાજ્યની સ્થાપના કરી. અમીચંદને છેતરવામાં, તથા મીરજાફર પાસેથી નાણું કઢાવવામાં વાપરેલી કુટિલ નીતિથી તેની કીર્તિ કલંકિત બને છે.

ઇંગ્લૅંડ ગયા પછી તેના વિરોધીઓએ તેના ઉપર ગંભીર આક્ષેપો મૂક્યા હતા. પરંતુ પાછળથી તેને નિર્દોષ જાહેર કર્યો હતો. તેને જીવન ઉપર કંટાળો ચડયો હતો તેથી આપઘાત કરીને મરણ પામ્યો, ઈ. સ. ૧૭૭૪.

## પ્રશ્નો

(૧) પ્લાસીના યુદ્ધનું પરિણામ, અને તેના મહત્વ વિષે તમારા વિચારો લખો.

(૨) કલકત્તાનું કાળાગૃહ, બકસરનું યુદ્ધ, અને અલ્હાબાદના કરાર વિષે શું જાણો છો ?

(૩) 'લોર્ડ કલાઇવે હિંદમાં બ્રિટિશ રાજ્યનો પાયો નાખ્યો' એ વિષય કારણો આપી સમજાવો.

(૪) નીચેના વિષે ટુંક નોંધ લખો :
પટણાની કતલ; દ્વિરાજ્યપદ્ધતિ, કલાઇવના સુધારા; અને દિવાની હક.

## યાદ રાખવા જેવા કેટલાક બનાવો

(૧) પ્લાસીના યુદ્ધમાં વિજય, હિંદમાં બ્રિટિશ રાજ્યની સ્થાપના ... ... .. ઇ. સ. ૧૭૫૭

(૨) મીરકાસિમ સાથે યુદ્ધ, પટણાની કતલ ... ઇ. સ. ૧૭૬૩

(૩) બકસરનું યુદ્ધ, શાહઆલમ અને સુજાઉદૌલાની હાર ... ... ... ... ઈ. સ. ૧૭૬૪

(૪) અલ્હાબાદના કરાર, કંપનિ સરકારને દિવાની હક્ક મળ્યા. ... ... ... ... ઇ. સ. ૧૭૬૫

(૫) કલાઇવ હિંદની નોકરીમાંથી છૂટો થયો. સ્વદેશ ગમન.... ... ... ... ઇ. સ. ૧૭૬૭

## ૩. હિંદમાં બ્રિટિશ સત્તાનું સંરક્ષણ.

[ ઈ. સ. ૧૭૬૭ થી ઈ. સ. ૧૭૯૫ ]

### ૧. કલાઈવ પછીનાં પાંચ વરસ: ઈ. સ. ૧૭૬૭—૭૨

**બંગાળાની સ્થિતિ:**

લૉર્ડ કલાઈવના સ્વદેશગમન પછી બંગાળામાં પાંચ વરસમાં **હૅરી વેરલેસ્ટ** અને **જૉન કાર્ટીઅર** એ બે ગવર્નરો નીમાયા. તેમના નબળા કારભારથી બંગાળાની સ્થિતિ અવ્યવસ્થિત થઈ. દ્વિરાજ્ય પદ્ધતિ બિલકુલ નિષ્ફળ નીવડી. તેના બીન જવાબદાર રાજતંત્રથી બંદોબસ્ત ઢીલો પડયો. નવાબના નોકરો પ્રજાને લુંટી પૈસાદાર થવા પ્રયત્ન કરતા. બીજી તરફ કંપનિના નોકરો પણ લાંચરૂશ્વત અને બક્ષિસો લેતા. એમ બેવડી ચૂસણનિતિથી બંગાળાની પ્રજા નિર્ધન અને બેહાલ બની.

**બંગાળાનો ભયંકર દુકાળ**

એવામાં ઈ. સ. ૧૭૭૦ માં બંગાળામાં સખત દુકાળ પડયો. નવાબે અને કંપનિએ કોઈ એ પ્રજાના દુઃખનું નિવારણ કરવા ઉપાયો ન કર્યા. પરિણામે વસ્તીનો ત્રીજો ભાગ ભુખમરાથી મરણ પામ્યો. બંગાળા પ્રાંત ખેદાન મેદાન બની ગયો.

**દક્ષિણ હિંદની સ્થિતિ : મ્હૈસુરનો ૧લો વિગ્રહ. ઈ.સ. ૧૭૬૭-૬૯**

બંગાળામાં અંગ્રેજી અમલ જામ્યો હતો. તે સમયે દક્ષિણ હિંદમાં મરાઠા અને નિઝામ જોરમાં હતા. મ્હૈસુરનો હૈદરઅલી આસપાસના મુલકો જીતી પોતાની સત્તા ફેલાવતો હતો.

હૈદરઅલીની સત્તા તોડવા માટે નિઝામ અને અંગ્રેજોએ એકત્ર થઈ ચઢાઈ કરી. નિઝામે બેંગલોર લીધું પણ હૈદરે તેને ફોડીને પોતાના પક્ષમાં લીધો, ઈ. સ. ૧૭૬૭.

હવે અંગ્રેજ સરદાર સ્મીથે નિઝામ અને હૈદરના સંયુક્ત લશ્કરને ત્રિનોમાલી પાસે હરાવ્યું. હૈદર હાર્યો અને નાઠો. બીજી વખત ૬૦૦૦૦ માણસના લશ્કર સાથે ઓચિંતો હૈદરે મદ્રાસ ઉપર છાપો માર્યો. અંગ્રેજો ગભરાયા અને હૈદર સાથે સુલેહ કરવાની ફરજ પડી ઇ. સ. ૧૭૬૯.

સુલેહમાં એકબીજાનો જીતેલો પ્રદેશ પાછો આપવાનું તથા સંકટ સમયે એકબીજાને મદદ કરવાનું ઠરાવવામાં આવ્યું.

## ૨. વૉરન હેસ્ટિંગ્સ

[ ઇ. સ. ૧૭૭૨–૧૭૮૫ ]

બંગાળામાં ચાલતા અંધેર કારભારનું વર્ણન આપણે અગાઉના પ્રકરણમાં જોઈ ગયા. આ સ્થિતિ દૂર કરવા બાહોશ અને બુદ્ધિશાળી પુરૂષ તરીકે કંપનિના ડિરેકટરોએ વૉરન હેસ્ટિંગ્સની ગવર્નર તરીકે નીમણુંક કરી, ઇ. સ. ૧૭૭૨.

હેસ્ટિંગ્સને શરૂઆતમાં ત્રણ કામો કરવાનાં હતાં (૧) દ્વિરાજ્ય પદ્ધતિ નાબુદ કરવાની, (૨) ન્યાય પદ્ધતિ સુધારવાની અને (૩) કંપનિની આર્થિક સ્થિતિ સુધારી વેપારમાં વૃદ્ધિ કરવાની હતી.

### વહીવટી સુધારા

આપણે જોયું તેમ દ્વિરાજ્ય પદ્ધતિ ડહાપણ વિનાની હતી. તે કાઢી નાખી મહેસુલ પદ્ધતિ માટે નીચેના સુધારા કર્યા.

(૧) મહેસુલ ઉઘરાવવા માટે દર વરસે ઇજારો આપતા, તેથી જમીનોની સ્થિતિ બગડતી હતી. હેસ્ટિંગ્સે પાંચ વરસના ઇજારા આપવાનું ઠરાવ્યું. મહેસુલ ઉઘરાવનારા દેશી દિવાનોને રજા આપી અંગ્રેજ અમલદારો નીમ્યા; તે **કલેકટરો** કહેવાયા.

(૨) નવાબ પાસે ન્યાય આપવાનું કામ બંધ કરાવી તેણે બ્રિટિશ મુલકને જિલ્લાઓમાં વહેંચી નાખ્યો. દરેક જીલ્લામાં ફોજદારી અને દિવાની કોર્ટો સ્થાપી. તેની અપીલ માટે કલકત્તામાં વડી અદાલત સ્થાપી.

(૩) કંપનિના નોકરોને ખાનગી વેપાર કરવાની સખત મના કરી.

**કંપનિની આર્થિક મુંઝવણો** દૂર કરવા હેસ્ટિંગ્સે નીચેના ઉપાયો લીધા.

(૧) બંગાળાના નવાબનું પેન્શન ઘટાડી અર્ધું કરી નાખ્યું.

(૨) શાહઆલમ બાદશાહ મરાઠાઓના પક્ષમાં જવાથી તેને આપવામાં આવતા ૨૬ લાખ રૂપીઆ હેસ્ટિંગ્સે બંધ કર્યા.

(૩) અલ્હાબાદ અને કોરા પ્રાંતો અયોધ્યાના નવાબને ૫૬ લાખ રૂપીયામાં વેચી દીધા.

**(૪) રોહીલા વિગ્રહમાં ૪૦ લાખ રૂપીઆ મેળવ્યા**



વૉરન હેસ્ટિંગ્સ

ગંગા નદીની ઉત્તરે રોહીલખંડ નામે પ્રાંત છે. ત્યાંના રોહીલા લોકો અને મરાઠાઓ વચ્ચે વેર ચાલતું હતું. મરાઠાઓ ચઢી આવ્યા ત્યારે રોહીલાઓએ અયોધ્યાના નવાબની મદદ માગી અને તે બદલ ૪૦ લાખ રૂપીઆ આપવાના ઠરાવ્યા હતા. રોહીલાઓએ તે રૂપીઆ ન આપ્યાથી નવાબે હેસ્ટિંગ્સની મદદ માગી. કંપનિને નાણાંની જરૂર હતી, તેથી પૈસાની ખાતર અંગ્રેજ સૈન્ય મોકલી હેસ્ટિંગ્સે રોહીલાઓનો નાશ કરાવ્યો. આ કામ બદલ નવાબે ૪૦ લાખ રૂપીઆ અને લડાઈનું ખર્ચ આપ્યું.

**(૫) કાશીના રાજા ચૈતસિંહને પદભ્રષ્ટ કરીને ૪૦ લાખ રૂપીઆ મેળવ્યા**

કાશીનો રાજા અંગ્રેજોને ૨૨॥ લાખ રૂપીઆની ખંડણી ભરતો હતો. હેસ્ટિંગ્સે તેની પાસેથી પાંચ લાખ રૂપીઆ વધારે માગ્યા.

રાજાએ તે ન આપ્યા. હેસ્ટિંગ્સે તેનો ૫૦ લાખ રૂપીઆ દંડ કર્યો અને તે વસુલ કરવા જાતે બનારસ ગયો. રાજા ચૈતસિંહ નાસી ગયો, પણ તેના લશ્કરે બળવો કર્યો. હેસ્ટિંગ્સ મહામુશ્કેલીએ બચ્યો. હેસ્ટિંગ્સે રાજાના ભાણેજને ગાદી આપી ૪૦ લાખ રૂપીઆ લીધા.

**(૬) અયોધ્યાની બેગમો ઉપર જુલમ ગુજારી ૭૫ લાખ રૂપીઆ પડાવ્યા.**

અયોધ્યાના નવાબ અસફદૌલાને કંપનિનું લેણું ભરી દેવા દબાણ કર્યું. નવાબ પાસે નાણાં ન હોવાથી તેણે પોતાની મા અને દાદી પાસેથી વસુલ કરવાની રજા આપી. હેસ્ટિંગ્સે બેગમો પાસેથી ૭૫ લાખ રૂપીઆ વસુલ કર્યા. આ નાણાં કઢાવતી વખતે બેગમો ઉપર નિર્દયતા વાપરવામાં આવી હતી એમ કહેવાય છે.

છેલ્લાં ત્રણ કામો કરવા માટે હેસ્ટિંગ્સ પર આરોપો મૂકવામાં આવ્યા હતા. તે તેનાં **અયોગ્ય કામો** ગણાય છે.

**રેગ્યુલેટિંગ એક્ટ :** ઈ. સ. ૧૭૭૩

ઇસ્ટ ઇન્ડિઆ કંપનિ હવે સોદાગર અને રાજ્યકર્તા બની હતી. પાર્લમેન્ટ પણ કંપનિના કામકાજ ઉપર નજર રાખતી હતી. કંપનિના કારભાર ઉપર કાબુ રાખવા ઈંગ્લેન્ડની પાર્લમેન્ટે **રેગ્યુલેટિંગ એક્ટ-નિયામક ધારો**-પસાર કર્યો. આ કાયદાથી પહેલીજ વખતે પાર્લમેન્ટે હિંદમાં પ્રાપ્ત થએલા મુલકના વહીવટ માટે થોડી જવાબ-દારી સ્વીકારી. તે પછી પાર્લમેન્ટનું નિયમન દિવસે દિવસે વધતું ગયું, તે આપણે આગળ ઉપર જોઈશું.

આ **કાયદાની મુખ્ય કલમો** નીચે પ્રમાણે હતી.

(૧) બંગાળાના ગવર્નરને બ્રિટિશ હિંદુસ્તાનનો ગવર્નર જનરલ ગણવો. તેને મદદ કરવા ચાર સભાસદોનું મંડળ નીમવામાં આવ્યું.

(૨) મુંબઈ અને મદ્રાસના ગવર્નરોને તેના તાબામાં મૂકવા. ગવર્નર જનરલની સંમતિ સિવાય તેઓ લડાઈ કે સલાહ કરી શકે નહિ.

(૩) કલકત્તામાં એક મુખ્ય ન્યાયાધિશ અને બીજા ત્રણ જડજો વાળી વડી અદાલત સ્થાપવી. તેમની નિમણુંક ઈંગ્લૅંડની સરકાર કરે.

(૪) કંપનિના ડિરેક્ટરોએ હિંદના વહીવટનો રિપોર્ટ સેક્રેટરી ઑાવ સ્ટેટને કરવો.

(૫) કંપનિના નોકરોને કોઈ પણ જાતનું ઇનામ કે નજરાણું લેવાનું બંધ કરાવ્યું.

આ કાયદાથી **વૉરન હેસ્ટિંગ્સ હિંદનો પહેલો ગવર્નર જનરલ** ગણાયો. તેને બંગાળાના ગવર્નરનું અને હિંદના ગવર્નર જનરલનું કામ કરવું પડતું.

## રેગ્યુલેટિંગ એક્ટનો અમલ અને તેની અપૂર્ણતાઓ

નિયામક ધારાના અમલ પ્રમાણે કામકાજ કરતાં હેસ્ટિંગ્સને સભાસદની બહુમતિ પ્રમાણે ચાલવું પડતું. આથી તે પોતાનું ધારેલું કામ પાર પાડી શકતો નહિ. તે સત્તા વિનાનો થઈ પડ્યો. ચાર સભાસદોમાં **ક્લેવરીંગ, મૉનસન** અને **ફ્રાન્સિસ** એ ત્રણ તેની વિરુદ્ધ હતા, ફક્ત **બારવેલ** તેના પક્ષમાં હતો. કાઉન્સિલમાં પણ અનેક ઝગડા અને વાદવિવાદ થવા લાગ્યો.

**રાજા નંદકુમાર** બંગાળાનો એક પ્રતિષ્ઠિત માણસ હતો. તેણે હેસ્ટિંગ્સ ઉપર લાંચ લેવાનું તહોમત મૂક્યું. કાઉન્સિલના સભ્યોએ તેનો જવાબ માગ્યો, અને તપાસ શરૂ કરી. એવામાં નંદકુમારે એક ખોટો દસ્તાવેજ કર્યો છે, એવો આરોપ કલકત્તાની વડી અદાલતમાં સાબીત થતાં ન્યાયાધિશોએ તેને ફાંસીની સજા કરી. ગુનાના પ્રમાણમાં નંદકુમારને ઘણી સખત શિક્ષા કરવામાં આવી; પરંતુ હેસ્ટિંગ્સનો એ દુશ્મન મૃત્યુ પામવાથી તેની મુસ્કેલીઓ દૂર થઈ. નંદકુમારની સજામાં હેસ્ટિંગ્સનો હાથ હતો એમ ઘણાને શક હતો.

## પહેલો મરાઠી વિગ્રહ : ઈ. સ. ૧૭૭૩.

માધવરાવ પેશવાના મરણ પછી પેશવા પદ માટે માંહોમાંહે

ખટપટો ઉભી થઈ. નારાયણુરાવ પેશવાનું ખૂન થયું અને રાઘોબાએ પેશવાઈ પદ ધારણ કર્યું. પરંતુ કારભારી મંડળ તેની સામે થવાથી રાઘોબા ગુજરાત તરફ નાઠો અને પેશવા પદ મેળવવા મુંબઈના ગવર્નરની મદદ માગી. તેની સાથે **સુરત મુકામે** કરાર કર્યો. આ કરારથી અંગ્રેજો રાઘોબાને મદદ કરે અને તે બદલ **વસાઈ** અને **સાલસેટ** ટાપુઓ આપે.

નાનાફડનવીસે બંગાળાના ગવર્નર સાથે **પુરંધર** મુકામે બીજો કરાર કર્યો. તેમાં અંગ્રેજોએ રાઘોબાનો પક્ષ છોડી દેવાનું અને સવાઈ માધવરાવના પક્ષને મદદ કરવાનું ઠરાવ્યું. એ બદલ અંગ્રેજોને સાલસેટ ટાપુ આપવાનું કબુલ કર્યું.

સુરતના કરાર લાભદાયી હોવાથી ઈંગ્લેંડના ડીરેકટરોએ મંજુર કર્યા, આથી રાઘોબાના પક્ષમાં રહી અંગ્રેજ લશ્કરે લડાઈ શરૂ કરી. અંગ્રેજ લશ્કરને મરાઠાઓએ ખંડાળાના ઘાટમાં સખત હરાવ્યા, એથી **વડગાંવ** મુકામે અંગ્રેજોએ નામોશીભરી સુલેહ કરી. વડગાંવના કરારો રદ કરાવવા હેસ્ટિંગ્સે ફરી યુદ્ધ શરૂ કર્યું.

છેવટે નાનાફડનવીસે **સાલબાઈ** મુકામે સલાહ કરી ત્યારે પહેલા મરાઠી વિગ્રહનો અંત આવ્યો, ઇ. સ. ૧૭૮૨.

સુલેહની શરતોમાં એમ ઠરાવવામાં આવ્યું, કે (૧) અંગ્રેજોને વસાઇ અને સાલસેટ ટાપુઓ આપવા. (૨) અંગ્રેજોએ રાઘોબાનો પક્ષ છોડી દેવો. રાઘોબાને ત્રણ લાખ રૂપીઆ પેન્શનના આપવા. (૩) ભરૂચ સિંધીઆને આપવું. (૪) સવાઈ માધવરાવને પેશવા તરીકે અંગ્રેજોએ કબુલ રાખવો. અને (૫) ગાયકવાડે ખંડણી ભરી અમવાદનો કારભાર કરવો.

## હૈદરઅલી સાથે મ્હૈસુરનો બીજો વિગ્રહ

મ્હૈસુરના પહેલા વિગ્રહની શરતોમાં જણાવ્યા મુજબ મરાઠાઓએ હૈદર ઉપર ચઢાઇ કરી ત્યારે અંગ્રેજોએ મદદ કરી નહિ. બીજું

અંગ્રેજોએ ફ્રેન્ચોનું મલબાર કિનારાનું ફ્રેન્ચ બંદર જીત્યાથી હૈદરને યુદ્ધની સામગ્રી મળતી બંધ થઈ. એ કારણથી હૈદરે અંગ્રેજો સાથે બીજો વિગ્રહ આરંભ્યો.

હૈદર એક લાખ માણસના લશ્કર સાથે કર્ણાટક ઉપર ધસ્યો, અને કર્નલ બેલીને **પોલીલોર** આગળ સજ્જડ હરાવ્યો. પરંતુ વૉંદીવાશના વીર **સર આયર** કૂટે હૈદરને પોર્ટોનોવો પાસે હરાવ્યો ઈ. સ. ૧૭૮૧.

હૈદરના પુત્ર ટીપુએ કર્નલ બ્રેથવેટને **સોલીંજર** આગળ હરાવ્યો અને કેદ કર્યો, ઈ. સ. ૧૭૮૨. તે સાલમાં હૈદરઅલી મરણ પામ્યો. તોપણ ટીપુએ લડાઇ ચાલુ રાખી; અને મેંગ્લોર અને બેરનુર જીતી લીધાં. છેવટે અંગ્રેજોને ટીપુ સાથે **મેંગ્લોર** મુકામે સુલેહ કરવી પડી, ઈ. સ. ૧૭૮૪.

સલાહ મુજબ બન્ને પક્ષે એક બીજાનો જીતેલો મુલક પાછો આપવાનું અને એક બીજાના કેદીઓને છૂટા કરવાનું કબુલ કર્યું. આ વિગ્રહમાં અંગ્રેજોને ઘણો ખરચ થયો અને કંઈજ લાભ મળ્યો નહિ.

**પિટનું ઇન્ડિઆ બીલ** : ઇ. સ. ૧૭૮૪.

રેગ્યુલેટિંગ એકટની ખામીઓ તમે જાણો છો. કાઉન્સિલના સભ્ય પર ફિલિપ ફ્રાન્સિસે ઈંગ્લેંડ જઈને કંપનિના ગેર કારભાર વિષે ખૂબ ચળવળ શરૂ કરી, તેથી **ફોકસ** નામે પ્રધાને કંપનિ પાસેથી હિંદનો રાજ્ય કારભાર લઈ લેવાનો કાયદો રજુ કર્યો, પણ તે મંજુર થયો નહિ. આથી **પિટ** નામે વડા પ્રધાને હિંદુસ્તાનના વહીવટમાં દેખરેખ રાખવાનો કાયદો પાર્લમેન્ટમાં રજુ કર્યો. તે પાસ થવાથી **પિટનો ઇંડિઆ એકટ** કહેવાય છે. આ કાયદાથી કંપનિના હક ઉપર તરાપ પડી, અને કંપનિ પાર્લમેન્ટને તાબે આવી. (૧) કંપનિના વહીવટ માટે ૭ સભાસદોનું મંડળ **બોર્ડ ઓવ કન્ટ્રોલ**-**નીમવામાં** આવ્યું. (૨) ગવર્નર જનરલની કાઉન્સિલમાંથી **એક**

સભાસદ કમી કરી ત્રણ સભાસદો રાખ્યા. (૩) પાર્લમેન્ટની પરવાનગી સિવાય હિંદના કોઇપણ દેશી રાજા સાથે સુલેહ કે લડાઇ થઈ શકે નહિ એમ ઠરાવ્યું.

## હેસ્ટિંગ્સનું રાજીનામું અને તેની સામે ચાલેલો મુકદ્દમો

અયોધ્યાની બેગમો ઉપર જુલમ ગુજારી નાણાં કઢાવ્યા બદલ, તથા કાશીના રાજાને પદભ્રષ્ટ કર્યા બદલ ઇંગ્લેંડમાં ખૂબ ચળવળ થઇ. આથી હેસ્ટિંગ્સ રાજીનામું આપી ઇંગ્લેંડ ગયો. ત્યાં તેની ઉપર ત્રણ આરોપો મૂકવામાં આવ્યા. પાર્લમેન્ટમાં હેસ્ટિંગ્સનો મુકદ્દમો ઘણો લાંબો ચાલ્યો પણ આખરે તે નિર્દોષ ઠર્યો.

## વૉરન હેસ્ટિંગ્સનું ચારિત્ર્ય

હેસ્ટિંગ્સ ગરીબ કુટુંબમાં જન્મ્યો હતો. અરાઢ વરસની ઉંમરે કંપનિની નોકરીમાં દાખલ થઇ તે પોતાની હોશિયારી અને ચાલાકીથી બંગાળાનો ગવર્નર અને છેવટે ગવર્નર જનરલ બન્યો.

તે હોદ્દા ઉપર આવ્યો ત્યારે કંપનિની કટોકટીનો સમય હતો. મરાઠા અને મ્હૈસુર જેવા બળવાન શત્રુ સાથેના યુદ્ધમાં તેણે હિંમત, વ્યવસ્થાશક્તિ અને મુત્સદ્દીથી કંપનિની પ્રતિષ્ઠા સાચવી. તેણે દ્વિરાજ્ય પદ્ધતિનો અંત આણી મહેસુલ ખાતામાં વ્યવસ્થા આણી. તેમાં કેટલાક સુધારાઓ કરી કંપનિને ઉત્તમ રાજ્યકર્તા બનાવી.

તે પોતે વિદ્વાન અને લેખક હતો. ફારસી અને સંસ્કૃત ભાષાનું તેણે સારૂં ઉત્તેજન આપ્યું.

લૉર્ડ કલાઈવ પછી અંગ્રેજ રાજ્યની ઉંડી જડ બેસાડનાર વૉરન હેસ્ટિંગ્સજ હતો.

તે ઇ. સ. ૧૮૧૮માં ૮૬ વરસની ઉંમરે મરણ પામ્યો.

# ૩. લૉર્ડ કૉર્નવૉલિસ

[ ઇ. સ. ૧૭૮૬–૧૭૯૩ ]

વૉરન હેસ્ટિંગ્સ પછી લૉર્ડ કૉર્નવૉલિસ ગવર્નર જનરલ તરીકે નીમાયો. તે ઉમરાવ કુટુંબનો ખાનદાન, પ્રમાણિક અને ન્યાયી માણસ હતો. તે હિંદની પરિસ્થિતિથી તદ્દન અજાણ હતો.

કૉર્નવૉલિસે હિંદમાં આવી, ન્યાયખાતામાં તથા મહેસુલ પદ્ધતિમાં અગત્યના સુધારાઓ કર્યા. મહેસુલ પદ્ધતિના સુધારાથી તેનું નામ મશહુર છે.

## કાયમની મહેસુલ પદ્ધતિ

કલાઇવે મહેસુલ ઉઘરાવવા ઇજારા પદ્ધતિ દાખલ કરી હતી. તે પછી હેસ્ટિંગ્સે કંપનિનાં નાણાં સ્થિતિ ધ્યાનમાં લઈ પાંચ વરસને પટે **હંગામી જમાબંધી** દાખલ કરી હતી. એ પદ્ધતિથી પણ ઝાઝો લાભ થયો નહિ. લૉર્ડ કૉર્નવૉલિસે બંગાળા અને બિહારમાં જમીનદારોએ ભરવાની કાયમની મહેસુલ પદ્ધત્તિ દાખલ કરી, જમીનદારોને જમીન કાયમને પટે આપી તેમને જમીનના માલીક બનાવ્યા. આ પદ્ધતિથી કંપનિને **લાભ** અને **ગેરલાભ** બંને હતા.



લૉર્ડ કૉર્નવૉલિસ

જમીનદારોનો એક વર્ગ ઉભો થયો. તેઓ કંપનિને વફાદાર બન્યા. સરકારને કાયમની મહેસુલ મળવા લાગી અને તે ઉઘરાવવાનું ખર્ચ બચ્યું. એ લાભો કરતાં ખામીઓ ઘણી હતી. નાના જમીનદારો અને રૈયતના હક ડુબ્યા. ખેડુતોને તેમની મજુરીનો પુરતો

બદલો મળવાની આશા ન રહી. જમીનદારો મહેસુલ ઉઘરાવવા કડક પગલાં ભરતા, અને જમીનનાં વધુ નાણાં ઉપજાવવા જુલમો કરતા. સરકારને પણ જમીન સુધરવા છતાં, પાકની કિંમતો વધવા છતાં નક્કી કરેલી રકમ મળવાથી નુકસાન જાય છે.

**કૉર્નવૉલિસના બીજા સુધારા**

(૧) સિવિલસર્વિસ ખાતું સ્થાપી તે જગાના પગારો વધારી આપ્યા. તે અમલદારોને વેપાર કરવાની તથા લાંચ રૂશ્વત લેવાની સખ્ત મના કરી.

(૨) કલકત્તા, મુર્શિદાબાદ, ઢાકા અને પટણા એ ચારે પ્રાંતોમાં દિવાની અદાલતો સ્થાપી, વકીલ મારફતે કેસો સાંભળવાની પ્રથા દાખલ કરી.

(૩) ફોજદારી ઈન્સાફ આપવા જુદા અધિકારીઓની નીમણુંક કરી.

(૪) અદાલતના કામકાજની સરળતા માટે કાયદાનું પુસ્તક તૈયાર કરાવ્યું.

**મ્હૈસુરનો ત્રીજો વિગ્રહ** : ઈ. સ. ૧૭૯૨

"હિંદમાં રાજ્ય વિસ્તાર વધારવાની ઈંગ્લેંડની પ્રજાની મુદ્દલ ઈચ્છા નથી" એવું પીટના કાયદામાં પાર્લામેન્ટે ઠરાવ્યું હતું. કૉર્ન-વોલિસ પણ બ્રિટિશ રાજ્યમાં શાંતિ જાળવવાનો 'નિશ્ચય કરીનેજ આવ્યો હતો. છતાં તે મ્હૈસુર સાથે વિગ્રહમાં ઉતર્યો.

હૈદરના મરણ પછી ટીપુએ અંગ્રેજોના આશરે આવેલા ત્રાવણ-કોરના રાજ્ય ઉપર હુમલો કર્યો, તથા પોતાની સત્તા વધારવા તેણે ફ્રેંન્ચોની મદદ માગી. કૉર્નવૉલિસે નિઝામ અને મરાઠાઓને પક્ષમાં લઈ ટીપુ સામે લડાઈ જાહેર કરી. અંગ્રેજોએ બેંગલોર તથા આસ-પાસના મજબુત કિલ્લા જીતી લઈ શ્રીરંગપટ્ટણને ઘેરો ઘાલ્યો. રાજ્ય ખોવું પડશે એવી બીકથી ટીપુએ સુલેહ કરવાની માંગણી કરી, ઈ. સ. ૧૭૯૨.

**શ્રીરંગપટ્ટણમાં થએલા કોલકરાર** મુજબ ટીપુએ પોતાનું અર્ધું રાજ્ય અને લડાઈના ખર્ચ બદલ ભારે રકમ આપવાનું કબુલ કર્યું. દંડ વસુલ ન થાય ત્યાં સુધી પોતાના બે પુત્રોને અંગ્રેજ સરકારને હવાલે સોંપ્યા.

આ યુદ્ધમાં અંગ્રેજોને મલબાર કિનારાનો પ્રદેશ, કુર્ગ અને મદુરાનો ૪૦ લાખની ઉપજનો પ્રદેશ મળ્યો. બાકીનો ભાગ નિઝામ અને મરાઠાઓને વહેંચી આપ્યો.

ત્રીજા વિગ્રહમાં ટીપુ સુલતાનની સત્તા નબળી પડી.

સાત વરસ અમલ ચલાવી લૉર્ડ કૉર્નવૉલિસ ઇ. સ. ૧૭૯૩માં સ્વદેશ ગયો.

## ૪. સર જૉન શોર

[ ઇ. સ. ૧૭૯૩-૧૭૯૮ ]

સર જૉન શોર કંપનિનો નોકર હતો; અને હિંદમાં વડો કાઉન્સિલર હતો. તે શાંતિ પ્રિય હોવાથી બૉર્ડ ઑવ કન્ટ્રોલે નક્કી કરેલું **તટસ્થ રાજ્યનીતિ**નું અક્ષરે અક્ષર તેણે પાલન કર્યું. તેની તટસ્થ નીતિથી દેશી રાજ્યો સાથે કરેલી શરતો અને એકબીજાને મદદ કરવાની ફરજ ઉંચે મૂકાઈ. આથી અંગ્રેજોની આબરૂને ધોકો પહોંચ્યો. તટસ્થ નીતિ અંગ્રેજોને માટે ડહાપણ વગરની અને ગેરવાજબી હતી એમ આપણે તેના કારભાર દરમિઆન જોઇશું.

મરાઠાઓએ નિઝામ ઉપર ચડાઈ કરી. નિઝામ અંગ્રેજોનો મિત્ર હતો છતાં તટસ્થ નીતિથી અંગ્રેજોને મદદ કરી નહિ. **કુર્દલાના** યુદ્ધમાં મરાઠાઓએ નિઝામને સજ્જડ હરાવ્યો અને તેની પાસેથી અડધો મુલક પડાવ્યો.

ઉત્તર હિંદમાં મહાદજી સિંધીઆએ કેળવાએલું લશ્કર તૈયાર કરી રજપુતો અને મુસલમાનો પાસેથી ચોથ અને સરદેશમુખી ઉઘરાવ્યાં.

ટીપુ સુલતાન પણ આ રાજ્યનીતિનો લાભ લઈ ત્રીજા વિગ્રહમાં ગએલી આબરૂ પાછી મેળવવાનો પ્રયત્ન કરવા લાગ્યો.

સર જૉન શોરે તટસ્થ નીતિ અખત્યાર કરી હતી છતાં, અયોધ્યાની ગાદીના ઝઘડામાં વચ્ચે પડી હકદાર વારસ સાદતઅલીને ગાદીએ બેસાડયો. એ બદલ અલ્હાબાદ પ્રાંત મેળવ્યો.

ઈ. સ. ૧૭૯૮માં હોદ્દાની મુદ્દત પુરી થતાં સર જોન શોર વિલાયત ગયો, અને તેની જગાએ માર્કિવસ વેલેસ્લીની નીમણુંક થઈ.

## પ્રશ્નો

(૧) વૉરન હેસ્ટિંગ્સે કયાં કયાં અયોગ્ય કામો કર્યાં ? તે શા માટે કર્યા હતાં અને તેનું પરિણામ શું આવ્યું ?

(૨) રેગ્યુલેટિંગ એકટની મુખ્ય કલમો અને તેની ખામીઓ જણાવો. હેસ્ટિંગ્સને તે ખામીઓથી શી મુશ્કેલીઓ પડી ?

(૩) લૉર્ડ કૉર્નવૉલિસે ન્યાયખાતામાં શા શા સુધારાઓ કર્યા ?

(૪) નીચેની બાબતો ઉપર ટુંક નોંધ લખો :
**अ.** બોર્ડ ઑવ કંટ્રોલ. **ब.** કાયમી જમાબંધી. **क.** તટસ્થ રાજ્યનીતિ.

(૫) મ્હૈસુરના ત્રીજા વિગ્રહનાં કારણો, અને પરિણામ જણાવો.

(૬) તટસ્થ રાજ્યનીતિ ગેરવાજબી અને ડહાપણ વગરની હતી—એ વાકય સર જૉન શોરના કારભાર દરમિઆન બનેલા બનાવો ઉપરથી પુરવાર કરો.

## યાદ રાખવા જેવા કેટલાક બનાવો

(૧) રેગ્યુલેટિંગ એકટ પસાર થયો. ... ઈ. સ. ૧૭૭૩

(૨) હૈદરઅલી સાથે બીજો મ્હૈસુર વિગ્રહ ... ઈ. સ. ૧૭૮૧

(૩) પીટનું ઇંડિઆ બિલ—બૉર્ડ ઑવ કન્ટ્રોલ ... ઈ. સ. ૧૭૮૪

(૪) બંગાળામાં કાયમી જમાબંધીની સ્થાપના ... ઈ. સ. ૧૭૯૩

# ૪. હિંદમાં બ્રિટિશ સત્તા સાર્વભૌમ

[ ઈ. સ. ૧૭૯૮–૧૮૩૬ ]

## ૧. માર્ક્વિસ ઑફ વેલેસ્લી

[ ઇ. સ. ૧૭૯૮–૧૮૦૫ ]

સર જૉન શોર પછી લૉર્ડ વેલેસ્લી ગવર્નર જનરલ નીમાયો. તે હિંદમાં આવ્યો ત્યારે ૩૮ વરસનો હતો. તેણે બૉર્ડ ઑવ કન્ટ્રોલના કમિશ્નર તરીકે કામ કર્યું હોવાથી હિંદના રાજકાજનો તેને સારો અનુભવ થયો હતો. તેનામાં કામ કરવાની ઉત્તમ શક્તિ હોવાથી તેને પસંદ કરવામાં આવ્યો હતો.

### વેલેસ્લીના આગમન સમયે હિંદની સ્થિતિ

આપણે અગાઉ જોઈ ગયા તેમ તટસ્થ નીતિના પરિણામે હિંદની રાજ્યકિય સ્થિતિ વિષમ બની હતી. ટીપુએ ફ્રેન્ચો સાથે ફરીથી પત્રવ્યવહાર શરૂ કર્યો હતો; અને હિંદમાંથી અંગ્રેજોને હાંકી મૂકવાની તૈયારી કરતો હતો. મરાઠાઓ સામ્રાજ્યમાં વધારો કરી રહ્યા હતા. મોગલ સલ્તન છેક પડી ભાંગી હતી. પંજાબમાં શીખો જોર પર આવ્યા હતા.



વેલેસ્લી

વેલેસ્લીએ હિંદની પરિસ્થિતિનો વિચાર કરી તટસ્થ નીતિ અંગ્રેજોને બિલકુલ લાભદાયી નથી એ સત્ય નક્કી કર્યું. તેથી તેણે હિંદમાં અંગ્રેજોને સર્વોપરિ

બનાવવાની એક અદ્‌ભુત યોજના નક્કી કરી. એને અંગ્રેજીમાં **સબસીડીઅરી સિસ્ટમ અથવા સહાયકારી લશ્કરની યોજના** કહે છે. એ યોજનાનાં મૂખ્ય લક્ષણો નીચે મુજબ હતાં.

(૧) જે દેશી રાજા આ યોજના સ્વીકારે, તેમણે કંપનીનું સર્વોપરિપણું સ્વીકારવું.

(૨) તે રાજા અંગ્રેજો સિવાય બીજી કોઈ પણ પરદેશી પ્રજા સાથે અને પરરાજ્યો સાથે કોઈ પણ જાતનો વહેવાર રાખી શકે નહિ; તથા અંગ્રેજોની પરવાનગી સિવાય તેમની સાથે વિગ્રહ કે સંધી કરી શકે નહિ.

(૩) દેશી રાજાઓ અંગ્રેજોનું સહાયકારી લશ્કર પોતાના મદદ માટે રાખે અને તેના ખર્ચ બદલ તેટલી ઉપજનો મુલક અંગ્રેજોને આપે. અંગ્રેજો તે રાજ્યનું પુરતું રક્ષણ કરે.

(૪) દેશી રાજાઓએ પોતાના રાજ્યમાં એક અંગ્રેજ રેસિડેન્ટ રાખવો અને બીજી પરદેશી પ્રજાઓને રજા આપવી.

**યોજનાનો સ્વીકાર**

વેલેસ્લીએ ઉપરની યોજના હિંદનાં દેશી રાજ્યોમાં દાખલ કરાવવા પુરતી તજવીજ કરી.

સૌથી પ્રથમ નિઝામે આ યોજનાની તમામ શરતો કબુલ કરી ગુલામીનો ફાંસો પોતાના ગળામાં પહેરી લીધો. તેણે ફ્રેન્ચોને નોકરીમાંથી છૂટા કર્યા અને અંગ્રેજી ફોજના નિભાવ માટે બલ્લારી અને કડપા જિલ્લાનો મુલક અંગ્રેજોને આપ્યો.

અયોધ્યાનો નવાબ રાજ્યનું રક્ષણ કરી શકે એમ ન હતો તેથી તેણે લશ્કરના ખર્ચ બદલ રોહીલાખંડ અને ગંગા જમના વચ્ચેનો દોઆબ અંગ્રેજોને આપી સહાયકારી યોજના સ્વીકારી.

**મ્હૈસુરનો ચોથો વિગ્રહ : ઇ. સ. ૧૭૯૮**

ટીપુ સુલતાને વેલેસ્લીની સહાયકારી યોજના સ્વીકારી નહિ. તેથી તે ફ્રેન્ચોની મદદથી અંગ્રેજોને હાંકી મૂકવા નેપોલિઅન સાથે પત્ર-વ્યવહાર ચલાવે છે, એ બહાના નીચે વેલેસ્લીએ તેની સાથે લડાઈ જાહેર કરી. મુંબઈ અને મદ્રાસથી બે સૈન્યોએ ટીપુની રાજધાની શ્રીરંગ-પટ્ટણ ઉપર હુમલો કર્યો. ટીપુ શ્રીરંગપટણમાં ભરાયો અને દરવાજા આગળ લડતાં મરાયો, ઇ. સ. ૧૭૯૯.

વેલેસ્લીએ ટીપુના બે પુત્રોને ૯ લાખનું વર્ષાસન બાંધી આપી વેલોરમાં રાખ્યા. મ્હૈસુરનું રાજ્ય ખાલસા ન કરતાં મૂળના હિંદુ રાજાના વંશજને આપ્યું. આ યુદ્ધમાં અંગ્રેજોને કાનડા અને કોઇમ્બતુર જીલ્લા મળ્યા.

**ખાલસા કરેલાં બીજાં રાજ્યો**

(૧) તાંજોરના રાજા તુકાજીના મરણ પછી ગાદીના હક માટે વાંધો પડ્યો, વેલેસ્લીએ તેના ખરા વારસને ગાદીના હક બદલ પેન્શન આપી રાજ્ય ખાલસા કર્યું, ઈ. સ. ૧૭૩૪.

(૨) સુરતનો નવાબ અપુત્ર મરણ પામ્યો. તેથી તેના ભાઈ મીર નાસીરૂદ્દીનને પેન્શન આપી સુરત ખાલસા કર્યું, ઈ. સ. ૧૮૦૦.

(૩) કર્ણાટકના નવાબ મહમદઅલીના મરણ પછી તેના રાજ્યનો કારભારે અંધેર ચાલતો હતો. તેથી તેના વારસોને પેન્શન આપી કર્ણાટક ખાલસા કર્યું, ઇ. સ. ૧૮૦૧.

**બાજીરાવ પેશવા સાથે વસાઇના કરાર**

મરાઠાઓએ હજી વેલેસ્લીની યોજના સ્વીકારી ન હતી. તેઓ જો સહાયકારી યોજના સ્વીકારે તો પછી અંગ્રેજો આ દેશમાં ખરા સર્વોપરિ બને એ વેલેસ્લી સમજતો હતો. તે તક જેમ બને તેમ વહેલી આવે તેની ખટપટમાં તે પડયો હતો. ઇ. સ. ૧૮૦૦માં નાના ફડનવીસના મરણ પછી, મરાઠા સરદારોને દાબમાં

રાખવાની બાજીરાવમાં શક્તિ ન હતી. તેની સ્થિતિ કફોડી બની.



હોલ્કર અને સિંધીયા વચ્ચે અણબનાવ ચાલતો હતો. બાજીરાવ પેશવા સિંધીયાના પક્ષમાં હતો, તેથી જસવંતરાવ હોલ્કરે માલવાથી પુના આવી શહેરનો કબજો લીધો. બાજીરાવ નાસીને અંગ્રેજોને શરણે ગયો. અંગ્રેજોને તો એજ જોઈતું હતું. તેણે પેશવા પદ મેળવવા વસાઈ મુકામે અંગ્રેજો સાથે કોલકરાર કર્યા, ઇ. સ. ૧૮૦૨.

વસાઈની સંધીની અગત્યની કલમો એવી હતી કે: પેશવાએ અંગ્રેજોને સર્વોપરિ સત્તા તરીકે સ્વીકારવા. (૨) સહાયકારી લશ્કરની યોજના સ્વીકારી તેના ખર્ચ બદલ ૨૬ લાખ રૂપીઆની ઉપજનો મુલક આપવો. (૩) અંગ્રેજોની પરવાનગી વગર બીજા રાજ્યો સાથે લડાઈ કરવી નહિ. એ બદલ વેલેસ્લીએ બાજીરાવને પુનાની ગાદી અપાવવી.

વસઈની સંધીથી પેશવા અંગ્રેજોનો તાબેદાર બન્યો, એટલુંજ નહિ પણ સિંધીયા, હોલ્કર, ભોંસલે અને ગાયકવાડ વગેરે સરદારો અંગ્રેજોના તાબા નીચે આડકતરી રીતે આવ્યા.

ગુજરાતના ગાયકવાડે સહાયક યોજનાનો સ્વીકાર કર્યો અને કંપની સરકાર સાથે મૈત્રી બાંધી. પરંતુ હોલ્કર અને ભોંસલેએ અંગ્રેજોનું સર્વોપરિપણું સ્વીકારવાની ચોકખી ના પાડી. આથી અંગ્રેજો સાથે બીજો અને ત્રીજો વિગ્રહ થયો.

**મરાઠા બીજો વિગ્રહ** : ઇ. સ. ૧૮૦૩.

દોલતરાવ સિંધીયા અને રાઘોજી ભોંસલેએ એકત્ર થઈ અંગ્રેજો સાથે યુદ્ધ શરૂ કર્યું. માર્કિવસ વેલેસ્લીના ભાઈ આર્થર વેલેસ્લીએ બંનેના લશ્કરને અસાઈ અને આરગામ આગળ હરાવ્યું. પરિણામે ભોંસલેએ **દેવગામ** મુકામે સંધી કરી, બિહાર અને કટક પ્રાંતો આપ્યા. જનરલ લેકે સિંધીયાના લશ્કરને લાસવારી આગળ ફરીથી હરાવ્યું. તેથી તેણે **સિરંજી અંજેગામ** આગળ સંધી કરી, દિલ્હી, આગ્રા અને ગંગા જમના વચ્ચેનો પ્રદેશ આપ્યો. બંનેએ સહાયકારી યોજના સ્વીકારી અને રાજ્યમાં અંગ્રેજ રેસિંડેન્ટ રાખવાનું કબુલ કર્યું.

મોગલ બાદશાહ શાહઆલમ જે અત્યાર સુધી સિંધીઆના કબજામાં હતો તે અંગ્રેજોના રક્ષણ નીચે આવ્યો.

**મરાઠા ત્રીજો વિગ્રહ : ઇ. સ. ૧૮૦૪**

અત્યાર સુધી હોલ્કર એકલો મરાઠી બીજા વિગ્રહનું પરિણામ ચુપચુપ જોયા કરતો હતો; તથા રજપુતાનામાંથી ચોથ ઉઘરાવતો હતો. રજપુતાનામાંથી ચોથ ઉઘરાવવાનું વેલેસ્લીએ ના કહ્યા છતાં તેણે માન્યું નહિ. આથી તેની સાથે લડાઈ થઈ ઇ. સ. ૧૮૦૪.

શરૂઆતમાં હોલ્કરે બંગાળાથી આવતા કર્નલ મોન્સનને હરાવ્યો. પરંતુ જનરલ લેકે તેને દીગ પાસે હરાવ્યો. આથી તે ભરતપુરના કિલ્લામાં ભરાયો. ભરતપુરનો કિલ્લો અંગ્રેજો જીતી શકયા નહિ. આ સમયે કંપનિના ડાયરેક્ટરોએ વેલેસ્લીને ઈંગ્લાંડ બોલાવી લીધો જેથી હોલ્કર સાથે સુલેહ કરવી પડી.

**સહાયક યોજનાનું પરિણામ**

વેલેસ્લીની આ યોજના ઘણી અક્કલવાળી અને લોહીનું ટીપું પાડયા સિવાય અંગ્રેજો હિંદના કુલ માલિક બને તેવી અદ્‌ભૂત હતી. તેનાથી હિંદમાં અંગ્રેજોનું સર્વોપરિપણું સ્થપાયું. આ યોજના વડે હિંદમાંથી ફ્રેન્ચોની જડ ઉખડી ગઈ. અંગ્રેજો વિશાળ પ્રદેશના ધણી થયા. યોજના સ્વીકારેલાં રાજ્યોના ઝગડાનો અંત આવ્યો. તેમની પ્રજાનું રક્ષણ થયું અને તે સુખી થઈ. કંપનિને પણ લશ્કરનું ખર્ચ માથે પડયું નહિ અને દેશનું રક્ષણ થઈ શકયું.

આ યોજનાનું બીજું પરિણામ એ આવ્યું કે દેશીરાજ્યોની સ્વતંત્રતા નાશ પામી. તેમની લડાયક શક્તિ અને કુનેહ નાશ પામ્યાં. રાજાઓ ભોગવિલાસી અને આળસુ બની મોજમઝાહ ભોગવવા લાગ્યા. તેમનું રાજ્ય, રાજમુગટ અને તાબાની પ્રજા ઉપરની સત્તા અખંડ રહે તે માટે તો તેમણે ગુલામીની યોજના સ્વીકારી હતી, પછી બીજું કામ હવે શું કરે?

### વેલેસ્લીના સુધારા

વેલેસ્લીએ અમલ દરમિયાન રાજ્યવહીવટમાં પણ કેટલાક સુધારાઓ દાખલ કર્યા હતા.

(૧) દિવાની અદાલતો બંધ બારણે કામ ચલાવતી હતી તે ખુલ્લે બારણે કામ ચલાવવાનું ઠરાવ્યું. (૨) કંપનીના નોકરો દેશી રાજ્યોમાં વ્યાજે નાણાં ધીરતા હતા. તે બંધ કરાવ્યું. (૩) બાળવધ અને સતી થવાના રિવાજ અટકાવવા તપાસ ચલાવી. (૪) કંપનિની નાણાં વિષયક સ્થિતિ સુધારી.

વેલેસ્લી સાત વરસ કંપનિની અમુલ્ય સેવા બજાવી સ્વદેશ ગયો. ત્યાં તેના પર ગંભીર તહોમતો મૂકવાની બાજી રચાઈ હતી, પણ સર્વે નિષ્ફળ ગઈ. કંપનિએ તેના કામની કદર કરી ઈનામ તરીકે ૨૦ વરસ સુધી ૫૦૦૦ પૌંડનું વર્ષાસન આપ્યું.

તે ૮૨ વરસની ઉંમરે ૧૮૪૨માં મરણ પામ્યો.

## ૨. લૉર્ડ કૉર્નવૉલિસ : બીજીવાર

[ ઇ. સ. ૧૮૦૫-૧૮૦૫ ]

વેલેસ્લીની આગળ ધસો વાળી રાજ્યનીતિથી કંપનિના ડીરેક્ટરો ગભરાઈ ગયા. તેને પાછો બોલાવી લોર્ડ કૉર્નવૉલિસને તેની જગાએ નીમ્યો. તે હિંદમાં આવી હોલ્કર સાથે સુલેહ કરવા જતાં ગાઝીપુર આગળ મરણ પામ્યો. ઇ. સ. ૧૮૦૫.

## ૩. સર જ્યોર્જ બાર્લો

[ ઇ. સ. ૧૮૦૫-૧૮૦૭ ]

કૉર્નવૉલિસના અકાળ મૃત્યુથી કાઉન્સિલના વડા સભ્ય સર જ્યોર્જ બાર્લોની ગવર્નર જનરલ તરીકે કામચલાઉ નીમણુંક થઈ.

### બાર્લોની તટસ્થ નીતિ

બાર્લો પણ દેશીરાજ્યોની ખટપટમાં ભળવા ઈચ્છતો ન હોવાથી તેણે હોલ્કર સાથે સંધી કરી તેનો જીતેલો મુલક પાછો આપ્યો; તથા રજપુતાનામાં ચોથ ઉઘરાવવાની પણ છૂટ આપી. તેની આ સંધીથી હોલ્કર નિરંકુશ બન્યો અને તેણે રજપુતોને ખૂબ રંજાડ્યા.

### વેલોરનું બંડ

મદ્રાસ ઇલાકાના સેનાધિપતિએ લશ્કરી સિપાઇઓને અમુક જાતની પાઘડી પહેરવાની, ચાંલ્લા કે ટીલાં નહિ કરવાની તથા કાનમાં કડીઓ નહિ પહેરવાની આજ્ઞાઓ કાઢી. આ હુકમ દેશી સિપાઈઓને પસંદ ન પડવાથી તેમણે બળવો કર્યો, અને સોએક અંગ્રેજોને મારી નાખ્યા. આ બળવો કર્નલ ગેલેસ્પીએ સમાવ્યો. બળવામાં ટીપુ સુલતાનના છોકરાઓનો હાથ હતો એમ શક આવવાથી તેમને કલકત્તા મોકલવામાં આવ્યા. મદ્રાસના તે સમયના ગવર્નર **લોર્ડ વિલિયમ બેન્ટિકને** બરતરફ કરી, તે જગાએ સર જ્યોર્જ બાર્લોની નીમણુંક કરી, અને બાર્લોની જગાએ લોર્ડ મિન્ટો ગવર્નર જનરલ નીમાયો.

### પ્રશ્નો

(૧) સહાયકારી યોજના એટલે શું? તે યોજનાના અમલનું પરિણામ શું આવ્યું.

(૨) વેલેસ્લીના સમયમાં અંગ્રેજી રાજ્યના વિસ્તારમાં શું વધારો થયો?

(૩) વસાઈના કરારથી બીજો અને ત્રીજો મરાઠા વિગ્રહ થયા એમ કેમ કહેવાય છે? તે કરારથી મરાઠા ઇતિહાસ પર શી અસર થઈ?

(૪) નીચેના વિષે ટુંક નોંધ લખો:—
વેલોરનું બંડ, મ્હૈસુર ચોથો વિગ્રહ- તટસ્થ નીતિનું પુનર્જીવન.

(૫) 'વેલેસ્લી બ્રિટિશ સામ્રાજ્ય જમાવનાર મહાપુરુષ હતો'— એમ કેમ કહેવાય છે? પુરવાર કરો.

**યાદ રાખવા જેવા કેટલાંક બનાવો.**

(૧) અંગ્રેજોએ કર્ણાટક મેળવ્યું, મદ્રાસ ઇલાકો
સંપૂર્ણ બન્યો. ઇ. સ. ૧૮૦૧

(૨) વસાઈના કરાર બાજીરાવ પેશવા સાથે ... ઇ. સ. ૧૮૦૨

(૩) અસાઈ, આરગામ અને લાસ્વારીનાં યુદ્ધ; સિંધીયા
અને ભોંસલેએ સહાયક યોજના સ્વીકારી. ઇ. સ. ૧૮૦૩

(૪) મદ્રાસ ઇલાકામાં વેલોરનું બંડ ... ... ... ઇ. સ. ૧૮૦૬

## ૪. લૉર્ડ મિન્ટો

[ ઇ. સ. ૧૮૦૭-૧૮૧૩ ]

લૉર્ડ મિન્ટો તટસ્થ નીતિના મતનો હતો. પરંતુ હિંદની રાજકિય સ્થિતિ નિહાળ્યા પછી તેણે તે નીતિ બાજુએ મૂકી સખ્તાઇથી કામ લીધું.

(૧) ઉત્તરહિંદમાં પિંઢારાઓનાં ટોળેટોળાં રૈયતની લૂંટફાટ કરતાં અને રંજાડતાં. તેમનો ત્રાસ ઓછો કરવાને તેણે પ્રયત્ન કર્યો. અજયગઢ અને કલિંજરના કિલ્લા તાબે કરી, બ્રિટિશ સરહદને અડકેલા બુંદેલખંડમાં તેણે શાંતિ સ્થાપી.

(૨) ત્રાવણકોરમાં રહેતા અંગ્રેજોને હાંકી મૂકવાનું ત્યાંના દિવાને કાવતરૂં રચ્યું. પરિણામે બળવો જાગ્યો, અને ૨૨ અંગ્રેજો મરાયા. મિન્ટોએ બંડ સમાવ્યું. દિવાન આપઘાત કરી મરણ પામ્યો.

**પરરાજ્યો સાથે સંબંધ : સરહદની નીતિ**

ફ્રેન્ચો અને રશીઆ હિંદુસ્તાનમાં જમીનમાર્ગે ચઢાઈ ન કરી શકે તે માટે સરહદી પ્રદેશો સાથે મૈત્રી સંબંધ બાંધવા લૉર્ડ મિન્ટોએ પ્રયત્નો કર્યા.

અફઘાનિસ્તાનના અમીર શાહશુજા પાસે એલ્ફીસ્ટનને, અને અનુભવી માલ્કમને ઇરાન મોકલ્યો. શીખ રાજા રણજીતસિંહ પાસે

સર ચાર્લ્સ મેટકાફને મોકલ્યો. આ સમયથી સરહદી નીતિનો અમલ શરૂ થયો.

**પંજાબના શીખો : મહારાજા રણજીતસિંહ.**

તમે અગાઉ શીખ પ્રજાનો ઇતિહાસ વાંચી ગયા છો. લૉર્ડ મિન્ટોના સમયમાં શીખોનો રાજા રણજીતસિંહ પંજાબમાં બળવાન સત્તાધારી હતો. કાશ્મિરથી સતલજ સુધી તેના રાજ્યની હદ ગણાતી હતી.

રણજીતસિંહ દેખાવે નાનો હતો પણ બહાદુર યોદ્ધો હતો. તે અભણ હતો છતાં બુદ્ધિશાળી અને કાબેલ હતો. તેની પાસે ૮૮૦૦૦ માણસનું કેળવાએલું સૈન્ય હતું. રણજીતસિંહે પંજાબ પ્રાંતનાં સબળાં શીખ રાજ્યોને પોતાની સત્તા નીચે આણ્યાં અને પંજાબને શીખ રાજ્ય તરીકે એકત્ર કર્યું.



રણજીતસિંહ

સતલજ નદી ઓળંગી રણજીતસિંહ પોતાની સત્તા ફેલાવે એવો અંગ્રેજોને ભય પેઠો. એ ઉપરથી લૉર્ડ મિન્ટોએ રણજીતસિંહને પોતાના પક્ષમાં લેવા સર ચાર્લ્સ મેટકાફને તેની પાસે મોકલ્યો. અમૃતસર મુકામે તેની સાથે કરાર થયો. તેમાં જણાવ્યા પ્રમાણે સતલજ નદીની દક્ષિણે રણજીતસિંહે વધવું નહિ. અંગ્રેજોએ પંજાબમાં થઈને લશ્કર લઈ જવું નહિ. બંનેએ મિત્રતાથી વર્તવું. આ શરતો રણજીતસિંહે મરતા સુધી પાળી અને અંગ્રેજોનો મિત્ર બનીને રહ્યો.

**કંપનિનો નવો પટો : ઇ. સ. ૧૮૧૩**

હિંદમાં વેપાર કરવાના કંપનિના પટાની મુદત પુરી થવાથી બીજાં વીસ વરસ માટે પાર્લામેન્ટે નવી સનંદ કરી આપી. (૧) કંપનિનો હિંદે વેપારનો એક હત્થુ ઈજારો બંધ કરી હરકોઈ અંગ્રેજ વેપારીને વેપારની છૂટ આપી. (૨) ખ્રિસ્તી ધર્મના પ્રચાર માટે હિંદમાં પાદરીઓને આવવાની છૂટ મળી. (૩) હિંદીઓની કેળવણી માટે એક લાખ રૂપીઆ ઉપજમાંથી જુદા કાઢવાનો નિર્ણય થયો.

લોર્ડ મિન્ટો ઇ. સ. ૧૮૧૩માં ઇંગ્લેંડ પાછો ફર્યો, અને તેની જગાએ માર્કિવસ હેસ્ટિંગ્સને ગવર્નર જનરલ તરીકે નીમ્યો.

## ૫. લૉર્ડ હેસ્ટિંગ્સ

[ઇ. સ. ૧૮૧૩–૧૮૨૩]

માર્કિવસ ઓફ હેસ્ટિંગ્સ હોદ્દા પર આવ્યો ત્યારે ૫૯ વરસની ઉંમરનો હતો. તેણે લશ્કરી જીવન ગાળેલું હોવાથી તેને લડાઈ-ખાતાનો સારો અનુભવ હતો. ઇંગ્લેંડના પાટવી કુમારનો મિત્ર હોવાથી તેને આ મોટો હોદ્દો મળ્યો હતો.

**હેસ્ટિંગ્સની નીતિ**

વેલેસ્લી પછીના ગવર્નર જનરલોની તટસ્થ નીતિથી દેશમાં અશાંતિ પ્રસરી હતી. હેસ્ટિંગ્સને પણ હિંદમાં વિગ્રહો કરી નવા મુલકો વધારવા જે કાંઈ કરવું પડે તે કરવા પ્રધાનમંડળે સેનાનાયકની કુલ સત્તા આપી મોકલ્યો હતો. દેશની રાજકીય પરિસ્થિતિ જોતાં સંજોગોને વશ થઈ વેલેસ્લીની નીતિ અખત્યાર કરી અંગ્રેજોની સત્તાને સર્વોપરિ બનાવવાના સિદ્ધાંતોનો તેણે પૂરેપૂરો અમલ કર્યો.

**નેપાળ વિગ્રહ : ઇ. સ. ૧૮૧૪.**

હિંદુસ્તાનની ઉત્તરે આવેલા નેપાળ પ્રદેશમાં ગુરખા નામે પહાડી લોકોનું રાજ્ય હતું. તેમણે થોડા સમયમાં રાજ્ય વિસ્તાર

ઘણો વધારી દીધો, અને અયોધ્યાની સરહદ સુધી પહોંચી જઈ અંગ્રેજ તાબાના કેટલાંક ગામડાં કબજે કર્યા આથી તેમની સામે હેસ્ટિંગ્સે ચઢાઈ કરી ઇ. સ. ૧૮૧૪.

ગુરખાઓ લશ્કરી બળમાં પુરતા હોવાથી, તેમની સામે ચાર તરફથી બ્રિટિશ ફોજ મોકલવામાં આવી. હિમાલયના પહાડી પ્રદેશમાં ત્રણ લશ્કરો હારી ગયાં. જનરલ ઓકટરલોની રામઘર, વિલાસપુર અને અલમોડા જીતી ખટમંડુ સુધી જઈ પહોંચ્યો; આથી નેપાળના રાજાએ અંગ્રેજો સાથે **સેગાઉલી** આગળ સંધી કરી. ઇ. સ. ૧૮૧૬, તેમાં (૧) અંગ્રેજોને તેરાઇ અને કમાઉન પ્રાંતો મળ્યા જેમાં સિમલા, મસુરી અને નૈનિતાલ જેવાં હવા ખાવાનાં સ્થળો આવેલાં છે. (૨) ખટમંડુમાં અંગ્રેજ રેસિડેન્ટ રાખવામાં આવ્યો.

આ વિગ્રહ પછી નેપાળના રાજાએ અદ્યાપિ પર્યંત અંગ્રેજો સાથે મિત્રાચારી રાખી છે. ત્યાંના ગુરખા લોકોએ હિંદી લશ્કરમાં જોડાઈને અપૂર્વ સેવા બજાવી છે અને બજાવે છે.

## પિંઢારાનો નાશ

મધ્યહિંદુસ્તાનમાં પિંઢારાઓનો ઘણો ત્રાસ હતો. તેમની સંખ્યા પચાસ હજાર કરતાંયે વધી ગઈ હતી. તેઓ ટોળાબંધ ફરતા, ગામડાં અને શહેરો લૂંટતા, અને પૈસા કઢાવવા કમકમાટ ઉપજે તેવા જુલમો કરતા.

પિંઢારાઓનો નાશ કરવા હેસ્ટિંગ્સે પ્રચંડ તૈયારીઓ કરી. તેમને ગોળાકારમાં ઘેરી લેવા માટે બંગાળા અને ગુજરાતમાંથી એક લાખ માણસનું લશ્કર મોકલવામાં આવ્યું. પિંઢારાઓને ચોમેરથી ઘેરી લીધા. તેમાંના કેટલાક નાસી ગયા. કેટલાક ધંધે વળગ્યા કેટલાકનો નાશ થયો. તેમના બે સરદારો શરણે થયા. તેમાંના **અમીરખાનને** ટોંકની જાગીર આપી નવાબ બનાવ્યો. બીજા

**કરીમખાંનને** ગોરખપુરની જાગીર આપી. ત્રીજો સરદાર **ચીતુ** જંગલમાં નાસી ગયો ત્યાં તેને વાઘે ફાડી ખાધો. અને ચોથા સરદાર **બશીર મહમદ** ઝેર ખાઈ આપઘાત કર્યો.

હેસ્ટિંગ્સના આ કૃત્યથી રૈયતને ઘણું સુખ મળ્યું.

**મરાઠા ચોથો વિગ્રહ:** ઇ. સ. ૧૮૧૮

બાજીરાવ પેશ્વાએ પુનાની ગાદી મેળવવા વસાઈના કરાર કર્યા હતા તે તમે જાણો છો. આ કરાર પછી તેને પસ્તાવો થતો હતો. અંગ્રેજોની તાબેદારી તજી દેવા તે સિંધીયા, હોલ્કર અને ભોંસલે સાથે છૂપી ગોઠવણ કરતો હતો. અંગ્રેજો સામે તેણે એકાએક હુમલો કર્યો. **ખડકી** પાસે પેશવાનું લશ્કર હાર્યું. પેશવા નાઠો અને ફરીથી **કોરેગામ** અને **આષ્ટી** પાસે હારવાથી છેવટે અંગ્રેજોને શરણે આવ્યો ઇ. સ. ૧૮૧૮.

લૉર્ડ હેસ્ટિંગ્સે તેનો બધો મુલક ખાલસા કરીને તેણે ૮ લાખનું વર્ષાસન બાંધી આપી કાનપુર નજીક **બિથુર** ગામમાં રાખ્યો. આ યુદ્ધમાં અંગ્રેજોને સતારા સિવાયનો આખો મહારાષ્ટ્ર પ્રાંત મળ્યો.

હવે બીજાં મરાઠી રાજ્યોની શી દશા થઈ તે જોઇએ.

જશવંતરાવ હોલ્કરના મરણ પછી તેના સગીર પુત્રની વતી વિધવા રાણી **તુલસીબાઇ** વહીવટ કરતી હતી. તેના કાબુમાં લશ્કર રહી શક્યું નહિ. રાણીને ઠાર કરી સરદારોએ બાજીરાવની ભંભેરણીથી અંગ્રેજો સાથે યુદ્ધ આદર્યું. સર જૉન માલ્કમે તેમને **માહીદપુર** પાસે હરાવ્યા. તેઓ અંગ્રેજોનું સર્વોપરિપણું કબુલ રાખી શરણે આવ્યા.

રાઘોજી ભોંસલેના મરણ પછી તેના ભત્રીજા આપાસાહેબે પણ વગર વિચાર્યે અંગ્રેજો સાથે લડાઈ જાહેર કરી. તેણે અંગ્રેજ

રેસિડેન્ટ પર હલ્લો કર્યો. તેમાં તે સીતાબાલ્દી પાસે હાર્યો અને નાસી ગયો. અંગ્રેજોએ ભોંસલે કુટુંબના બીજા માણસને ગાદી આપી.

એ રીતે ચોથા–છેલ્લા–વિગ્રહને અંતે પેશવાઈનો અંત આવ્યો, અને હોલ્કર, સિંધીયા ભોંસલે અને ગાયકવાડે અંગ્રેજોને સર્વોપરિ ગણ્યા. વેલેસ્લીનું અધુરૂં કાર્ય લૉર્ડ હેસ્ટિંગ્સે પૂર્ણ કરી **અંગ્રેજોને સાર્વભૌમ બનાવ્યા.**

## હેસ્ટિંગ્સના બીજા સુધારા

હેસ્ટિંગ્સે અમલ દરમિઆન રાજ્યકારભારમાં પણ સુધારાઓ દાખલ કર્યા હતા. (૧) અંગ્રેજી શિક્ષણ આપવા નિશાળો અને મહાવિદ્યાલયો સ્થાપ્યાં. (૨) ન્યાયખાતું સુધાર્યું. (૩) બંગાળાના ખેડુતોને રક્ષણ આપવા પગલાં લીધાં. (૪) વર્તમાન પત્રોની છૂટ આપી. (૫) રસ્તાઓ સુધાર્યા, પૂલો બંધાવ્યા અને નહેરો ખોદાવી (૬) અદાલતોમાં હિંદીઓને ન્યાયાધિશ તરીકે નીમવાની પ્રથમ શરૂઆત કરી.

દસ વરસ અમલ કરી લૉર્ડ હેસ્ટિંગ્સ રાજીનામું આપી સ્વદેશ ગયો અને તેની જગાએ લોર્ડ આમ્હર્સ્ટ નીમાયો.

### પ્રશ્નો

(૧) લોર્ડ મિન્ટોના તટસ્થનીતિ સંબંધી કેવા વિચારો હતા? તેણે દેશની અરાજકતા દૂર કરવા શું પગલાં લીધાં.
(૨) શીખ રાજા રણજીતસિંહ વિષે શું જાણો છો?
(૩) હેસ્ટિંગ્સે અંગ્રેજી રાજ્યમાં કયા મુલકનો વધારો કર્યો તે નકશામાં બતાવો.
(૪) નેપાલી વિગ્રહ; પિંઢારા વિગ્રહ અને છેલ્લા મરાઠા વિગ્રહનાં કારણો અને પરિણામ વિષે નોંધ કરો.
(૫) હેસ્ટિંગ્સે રાજ્ય વહીવટમાં શા શા સુધારાઓ કર્યા હતા?

### યાદ રાખવા જેવા કેટલાક બનાવો

(૧) નેપાળી વિગ્રહ; સેગાઉલીની સંધી; કમાઉન પ્રાંત અંગ્રેજોને મળ્યો ... ... ઈ. સ. ૧૮૧૬

(૨) ખડકી અને કોરે ગામના યુદ્ધમાં પેશવાની સંપૂર્ણ હાર, મુંબઈ ઈલાકો સંપૂર્ણ બન્યો, પેશવાઈનો અંત આવ્યો. ... ... ઈ. સ. ૧૮૧૮

---

## ૬. લોર્ડ આમ્હર્સ્ટ

[ઈ. સ. ૧૮૨૩ થી ઈ. સ. ૧૮૨૮]

લૉર્ડ હેસ્ટિંગ પછી લૉર્ડ આમ્હર્સ્ટ ગવર્નર જનરલ તરીકે નીમણુંક થઈ.

**બ્રહ્મદેશ સાથે પહેલો વિગ્રહ** : ઈ. સ. ૧૮૨૪

આમ્હર્સ્ટના આવ્યા પછી થોડાજ સમયમાં બ્રહ્મદેશના રાજા સાથે લડાઈ થઈ. બ્રહ્મદેશના રાજ્યની હદ બંગાળાના બ્રિટિશ હદની નજીક આવેલી હતી. બ્રહ્મી રાજાએ આરાકાન તથા આસામ પ્રાંત જીતીને પૂર્વ બંગાળાની અંગ્રેજો પાસે માગણી કરી. તે ન સ્વીકારાયાથી બ્રહ્મી રાજાએ સેનાપતિ **મહાબંદુલાને** મોટા સૈન્ય સાથે બંગાળા જીતવા અને ગવર્નર જનરલને સોનાની સાંકળે બાંધી કેદ કરવાના હુકમ સાથે મોકલ્યો.

લૉર્ડ આમ્હર્સ્ટે ત્રણ સૈન્યો રવાના કર્યા. મદ્રાસના સૈન્યે રંગુન જીતી પડાવ નાખ્યો. બ્રહ્મી સેનાપતિ મહાબંદુલા હાર્યો અને મરાયો. અંગ્રેજોએ પાટનગર પ્રોમ કબજે કર્યું. બ્રહ્મી રાજા ગભરાયો અને **યાન્દાબુ મુકામે** અંગ્રેજો સાથે સુલેહ કરી, ઈ. સ. ૧૮૨૬.

બ્રહ્મી વિગ્રહમાં યાન્દાબુના કરાર મુજબ અંગ્રેજોને આસામ આરાકાન અને તેનાસરીમ પ્રાંતો, લડાઈના ખર્ચ બદલ એક કરોડ રૂપીઆ મળ્યા તથા બ્રહ્મદેશમાં અંગ્રેજોને વેપાર કરવાની છૂટ મળી.

**બરાકપુરમાં લશ્કરી બંડ**

બ્રહ્મદેશની ચઢાઈમાં સમુદ્ર ઓળંગવામાં જ્ઞાતિ ભ્રષ્ટ થવાય એવી માન્યતાએ બરાકપુરના લશ્કરી ટુકડીના બ્રાહ્મણ સિપાઇઓએ બંડ કર્યું. તે સમાવી દીધું અને સિપાઈઓને રજા આપી.

**ભરતપુરના જાટ સાથે યુદ્ધ**

ભારતપુરમાં જાટ લોકોનું રાજ્ય હતું. તમે મરાઠા ત્રીજા વિગ્રહમાં હોલ્કર સાથેના યુદ્ધમાં ભરતપુરના અભેદ્ય કિલ્લા વિષે વાંચી ગયા છે.

**ભરતપુર**ના રાજા રણજીતસિંહના મરણ પછી, તેના નાના પુત્ર **બળવતસિંહને** ઉડાડી મૂકી તેનો કાકો **દુર્જનશાલ** ગાદી પચાવી પડ્યો. લૉર્ડ આમ્હર્સ્ટે ભરતપુર તરફ લૉર્ડ કોમ્બરમિયરની સરદારી નીચે લશ્કર મોકલ્યું. ભરતપુરનો અભેદ્ય કિલ્લો સુરંગ ફોડીને તોડયો અને દુર્જનશાલને કેદ કરી બાળરાજાને ગાદી આપી. ઈ. સ. ૧૮૨૬.

આમ્હર્સ્ટની હોદ્દાની મુદત પુરી થતાં તે સ્વદેશ ગયો અને તેની જગાએ લૉર્ડ વિલિયમ બેન્ટિક ગવર્નર જનરલ નીમાયો.

## ૭. લૉર્ડ વિલિયમ બેન્ટિક

[ ઈ. સ. ૧૮૨૮ ઈ. સ. ૧૮૩૫ ]

લૉર્ડ બેન્ટિકે અગાઉ મદ્રાસના ગવર્નર તરીકે કામ કર્યું હતું. વેલોરના બંડ વખતે તેને પાછો બોલાવી લીધો હતો. ગવર્નર જનરલના હોદ્દા પર આવ્યા ત્યારે હિંદુસ્તાનના સિંધ અને પંજાબ સિવાયના પ્રદેશ પર અંગ્રેજોની સર્વોપરિ સત્તા જામી હતી.



લૉર્ડ બેન્ટિક

તેણે અમલ શાંતીનો હોવાથી તેણે રાજ્યવહીવટ ઉપર પુરતું લક્ષ આપ્યું. પ્રજાની આબાદી અને ભલા માટે યોગ્ય ઉપાયો લીધા તેથી બધા ગવર્નર જનરલોમાં તે સારો ગણાયો.

### મ્હૈસુર, કુર્ગ અને કાચાર ખાલસા

ટીપુ સુલતાન પાસેથી મ્હૈસુરનું રાજ્ય જીતીને હિંદુ વંશના કૃષ્ણરાજાને સોંપ્યું હતું તે તમે જાણો છો. આ રાજા દુરાચારી હોવાથી રૈયત પ્રત્યે ક્રૂરતાથી વર્તતો, તેથી બેન્ટિકે રાજાને પદભ્રષ્ટ કરી સાડાત્રણ લાખનું પેન્શન બાંધી આપ્યું. રાજ્યના વહીવટ માટે અંગ્રેજ કમિશ્નરો નીમ્યા, ઈ. સ. ૧૮૩૦.

મ્હૈસુરની દક્ષિણે આવેલા કુર્ગનો રાજા જુલમી અને ખૂની નીકળ્યો. રૈયતની ઈચ્છા મુજબ બેન્ટિકે તે રાજાને કેદ કરી તેનું રાજ્ય ખાલસા કર્યું, ઈ. સ. ૧૮૩૪.

આસામમાં આવેલા કાચારનો રાજા નિર્વંશ મરણ પામ્યાથી તેનું રાજ્ય પ્રજાની માગણીથી ખાલસા કરવામાં આવ્યું. કાચાર પ્રાંત ચાના વાવેતર માટે પ્રસિદ્ધ છે.

## ઠગ કે ફાંસીઆ લોકોનો નાશ

લૉર્ડ હેસ્ટિંગ્સના પ્રયત્નથી પિંઢારાઓનું નિકંદન નીકળી ગયું, પરંતુ ઠગ અને ધાડપાડુઓનો ત્રાસ હજી ઘણો હતો. આ લોકો સાદા વેશમાં ત્રીસ ચાલીસ માણસની ટોળીમાં ફરતા; અને જતા આવતા મુસાફરોને વિશ્વાસમાં લઈ ઘાતકી રીતે મારી નાખી તેની માલમિલ્કત લૂંટી લેતા. તેમની લૂંટફાટ કરવાની રીત ઘણી નિર્દય અને ભયંકર હતી. તેમને હાથે કેટલાએ નિર્દોષ લોકોનાં ખૂન થયાં હશે તેનો હિસાબજ નથી.

ઠગ લોકોનું રહેઠાણ મધ્ય હિંદુસ્તાનમાં હતું. બેન્ટિકે આ લોકોનું નિકંદન કાઢવાનું કામ **મેજર સ્લીમનને** સોંપ્યું. સ્લીમન ઠગ લોકો સાથે ભળી ગયો. તેમની ભાષા અને નિશાનીઓ સમજ્યો. તે પછી સાત વરસમાં ૧૨૦૦૦ ઠગોને પકડયા. તેમાંના ઘણાને ફાંસીએ ચઢાવ્યા. ત્યાર પછી તેમનો ત્રાસ દૂર થયો અને રસ્તાઓ નિર્ભય બન્યા.

## લૉર્ડ વિલિયમ બેન્ટિકના સુધારા

**સામાજીક**. આપણા દેશમાં સતી થવાનો રિવાજ હતો. મોગલ બાદશાહ અકબરે તે ક્રૂર રિવાજ અટકાવવા પ્રયત્ન કર્યો હતો તો પણ તેમાં સફળતા મળી ન હતી. ધણીના મરણ પછી તેની સ્ત્રીને તેની મરજી વિરૂદ્ધ જીવતી બાળી મૂકવાનું નિર્દય કૃત્ય બંધ કરાવવા બેન્ટિકે ખાસ કાયદો કર્યો. આ કામમાં તે સમયના બંગાળના સુપ્રસિદ્ધ સુધારક **રાજા રામમોહનરાયે** ઘણી મદદ કરી હતી. જે કોઈ સતી થવાના કાર્યમાં બળાત્કાર કરે તેની ઉપર

ફોજદારી કામ ચલાવવાનું નક્કી કર્યું. ત્યાર પછીજ એ રિવાજ બંધ થયો.

રજપુતાનામાં ચાલતી છોકરીઓને દૂધપીતી કરવાનો રિવાજ તેણે અટકાવ્યો.

વિધવા વિવાહનો કાયદો પસાર કરવામાં આવ્યો; તથા ગુલામી વેપારની પ્રથા નાબુદ કરવામાં આવી.

**રાજકીય.** કંપનિની નાણાં વિષયક સ્થિતિ હજી સુધરી ન હતી. આ માટે બેન્ટિકે નીચે મુજબ યોજનાઓ ઘડી. (૧) લશ્કરી અમલદારોનાં બેવડાં ભત્થાં બંધ કર્યાં. (૨) ઈનામમાં આપેલી જમીનોનું મહેસુલ લેવાનું ઠરાવ્યું. (૩) અફીણ ઉપર જકાત વધારી તથા તે વેચવાના ઈજારા આપ્યા. (૪) અંગ્રેજ અમલદારોને ભારે પગાર આપવો પડતો હતો તે ખર્ચ ઓછું કરવા બેન્ટિકે હિંદીઓને ઉંચાં ઓદ્ધા ઉપર નીમ્યા.

**ન્યાયખાતું.** કચેરીઓનું કામકાજ દેશી ભાષામાં ચલાવવાનો હુકમ કર્યો. (૨) ન્યાયાધિશોની જગા હિંદીઓને આપવાનું ઠરાવ્યું. (૩) અલ્હાબાદમાં એક વરિષ્ઠ અદાલત સ્થાપી. (૪) ફરતી અદાલતો કમી કરી.

**કેળવણી સંબંધી સુધારા.** સને ૧૮૧૩ માં થએલા કંપનિના પટા વખતે એક લાખ રૂપીઆ કેળવણી ફંડ માટે દર વરસે જુદા કાઢવાનો ઠરાવ થયો હતો. પરંતુ તે રકમનો ઉપયોગ થયો ન હતો. લૉર્ડ બેન્ટિકે હિંદીઓને અંગ્રેજી ભાષા દ્વારા કેળવણી આપવાની પ્રથમ યોજના ઘડી. તેની કાઉન્સિલના ન્યાય ખાતાના સભ્ય લૉર્ડ મૅકૉલેએ તે યોજનાની હિમાયત કરી, આથી અંગ્રેજી શિક્ષણ પદ્ધતિનો આરંભ થયો.

**કંપનિનો નવો પટો** ઇ. સ. ૧૮૩૩

કંપનિના પટાની મુદત પુરી થવાથી પાર્લમેન્ટે નવો પટો કરી આપ્યો. આ વખતે કંપનિના હિંદમાં વેપાર કરવાના બધા હક રદ

કર્યા. ત્યારથી કંપનિ ખરેખરી રાજ્યકર્તા બની. હિંદ સાથે વેપાર કરવાની કોઈ પણ અંગ્રેજને છૂટ મળી. ગવર્નર જનરલની કાઉન્સિલમાં એક ધારાશાસ્ત્રી સભ્ય વધારાનો નીમ્યો. હિંદીઓને ઉંચા હોદ્દાઓ આપવામાં ઠરાવ્યું કે "કોઈ પણ હિંદીને નાત, જાત, જન્મ, કે ધર્મના ભેદભાવ વિના સરકારી નોકરીમાં દાખલ કરવો."

**બેન્ટિકનાં બીજાં કામો**

તેના સમયમાં મુંબઈથી આગ્રા સુધીનો ધોરી રસ્તો બંધાયો. ખેતીવાડી સુધારવા નહેરો બાંધવામાં આવી. કલકત્તામાં એક વૈદિક વિદ્યાલય ઉઘાડવામાં આવ્યું. આગ્રા અને અયોધ્યાનાં સંયુક્ત પ્રાંત નામે નવો પ્રાંત બનાવી લેફ્ટેન્ટ ગવર્નર નીમ્યો.

લૉર્ડ બેન્ટિકે હિંદમાં સાત વરસ અમલ ચલાવ્યો. તેના સમયમાં થએલી પ્રગતિથી, તેણે કરેલા રાજકિય, સામાજીક અને કેળવણીના સુધારાથી તે સૌથી શ્રેષ્ઠ ગવર્નર જનરલ તરીકે ખ્યાતિ પામ્યો.

લૉર્ડ બેન્ટિક સ્વદેશ ગયો. તેની પછી સર ચાર્લ્સ મેટ્કાફ ગવર્નર જનરલના હોદ્દા પર નીમાયો, ઇ. સ. ૧૮૩૫

## ૮. સર ચાર્લ્સ મેટ્કાફ

[ ૧૮૩૫-૧૮૩૬ ]

સર ચાર્લ્સ મેટકાફે એક વર્ષ ગવર્નર જનરલનો હોદ્દો ભોગવ્યો. તેણે **છાપખાના ઉપરના અંકુશો** દૂર કરી વર્તમાન પત્રોને છૂટ આપી. તેનું કાર્ય કંપનિ સરકારને પસંદ ન પડવાથી તેણે રાજીનામું આપ્યું. ઇ. સ. ૧૮૩૬.

### પ્રશ્નો

(૧) પહેલા બ્રહ્મી વિગ્રહનાં કારણો અને પરિણામ વિષે શું જાણો છો? તે વિગ્રહથી અંગ્રેજી રાજ્યમાં કયો પ્રદેશ વધ્યો?

(૨) લૉર્ડ વિલિયમ બેન્ટિકે કરેલા સામાજીક અને કેળવણી સંબંધી સુધારા લખો.

(૩) બેન્ટિકના સમયમાં આધુનિક અંગ્રેજી શિક્ષણનો પાયો કેવી રીતે નંખાયો? અંગ્રેજ ભાષા દ્વારા અપાતી કેળવણીથી શા લાભાલાભ થયા?

(૪) ઈ. સ. ૧૮૩૩માં કંપનિને મળેલી નવી સનંદમાં કયો અગત્યનો સુધારો તમે ગણો છો?

(૫) નીચેની બાબતો ઉપર ટુંક નોંધ લખો:
ઠગ લોકોનો નાશ, સતી થવાનો રિવાજ, મ્હૈસુરનો કમિશનથી વહીવટ.

## યાદ રાખવા જેવા કેટલાક બનાવો

(૧) ભરતપુરનો અભેદ્ય કિલ્લો જીતાયો ... ઈ. સ. ૧૮૨૫

(૨) આપણા દેશમાંથી સતી થવાનો રિવાજ નાબુદ થયો. ... ... ... ઈ. સ. ૧૮૨૯

(૩) કંપનિને નવો પટો મળ્યો. હિંદીઓને ઉંચા હોદ્દા આપવાની કલમ દાખલ થઇ ... ઈ. સ. ૧૮૩૩

(૪) લૉર્ડ મૅકૉલેએ અંગ્રેજી કેળવણીનો પાયો નાખ્યો ... ... ... ... ઈ. સ. ૧૮૩૫

# ૫. બ્રિટિશ સત્તાની પૂર્ણાવસ્થા

[ ઈ. સ. ૧૮૩૬ થી ઈ. સ. ૧૮૫૬ ]

## ૧. લૉર્ડ ઓકલેન્ડ

[ ઈ. સ. ૧૮૩૬–૧૮૪૨ ]

લૉર્ડ ઓકલેન્ડ હિંદમાં આવ્યો તે સમયે રશિઆ હિંદુસ્તાન ઉપર ચઢાઇ કરી, હિંદ જીતી લેશે એવો મોટો ભય હતો. એ માટે ઈરાન, અફઘાનિસ્તાન અને પંજાબ સાથે મિત્રાચારી દૃઢ કરવાની તેને જરૂર જણાઈ.

**અફઘાનિસ્તાનની સ્થિતિ**

અફઘાનિસ્તાનમાં જુદીજ પરિસ્થિતિ હતી. અહમદશાહ અબ્દલ્લીના ખરા વારસ શાહસુજાને પદભ્રષ્ટ કરીને, વજીર કુટુંબનો દોસ્તમહંમદ કાબુલની ગાદી પચાવી પડયો. શાહસુજા નાસીને હિંદમાં આવ્યો. લૉર્ડ ઓકલેન્ડે રણજીતસિંહને ભેળવીને શાહસુજા સાથે ત્રિપક્ષી સંધી કરી; અને શાહસુજાને કાબુલની ગાદીએ બેસાડવાનું તેણે કબુલ કર્યું.

**પહેલો અફઘાન વિગ્રહ** : ઈ. સ. ૧૮૩૯.

કાબુલના રાજા દોસ્ત મહંમદને ખસેડી શાહસુજાને ગાદી અપાવવા અંગ્રેજી સૈન્ય સિંધુ નદી ઓળંગી બોલનઘાટને રસ્તે કંદહાર તરફ ચાલ્યું. કારણ કે રણજીતસિંહ સાથે થયેલા કરાર મુજબ પંજાબમાં થઈ અંગ્રેજી સૈન્ય પસાર થાય તેમ ન હતું. અંગ્રેજોએ કંદહાર અને ગીઝની જીતી કાબુલ કબજે કર્યું. દોસ્તમહમદ બોખારા નાસી ગયો.

શાહસુજાને કાબુલની ગાદીએ બેસાડયો. તેને મદદ કરવાને પંદર હજાર માણસના લશ્કર સાથે **સર વિલિઅમ મેકનોટનને** મૂકયો. બાકીનું લશ્કર હિંદમાં પાછું ફર્યું.

કાવત્રાંની જાળમાં ફસાઈ બીજે વરસે દોસ્તમહમદ અંગ્રેજોને શરણે આવ્યો. તેને પેન્શન આપી કલકત્તા મોકલવામાં આવ્યો. શાહસુજા અમીર બન્યો.

અફઘાન પ્રજાને શાહસુજાનો કારભાર પસંદ ન હતો. તેઓ તેને અમીર તરીકે રાખવા ખૂશી ન હતા. તે ફક્ત મેકનોટનના હાથમાં રમકડા રૂપેજ હતો. તેથી દોસ્તમહંમદના પુત્ર **અકબરખાન**ની સરદારી નીચે એકત્ર બની અફઘાનોએ બંડ કર્યું. કાબુલમાં રહેતા સર વિલિયમ મેકનોટનનો ઘાતકી રીતે વધ કર્યો. અંગ્રેજો શરણ થયા અને હિંદમાં પાછા ફરવાનું કબુલ કર્યું.

ખૈબરઘાટના પહાડોની સાંકડી ખીણોમાં થઈ અંગ્રેજ સૈન્ય કૂચ કરતું હતું; ત્યારે અફઘાનોએ તેમની ઉપર બંદુકોનો મારો ચલાવી નાશ કર્યો. સોળ હજારમાંથી ફક્ત ડૉકટર **બ્રાઇડન** જીવતો બચ્યો. તેણે જલાલાબાદ જઈ દુઃખદ અને કરુણ સમાચાર કહ્યા.

**જનરલ સેલ** જલાલાબાદ, અને **જનરલ નોટ** કંદહાર સાચવી રહ્યા હતા.

અફઘાન વિગ્રહના માઠા બનાવથી લૉર્ડ ઓકલેન્ડને પાછો બોલાવી, તેની જગાએ લૉર્ડ એલનબરોની નીમણુંક કરી.

---

## ૨. લૉર્ડ એલનબરો

[ ઈ. સ. ૧૮૪૨—૧૮૪૪ ]

લૉર્ડ એલનબરો આવ્યો ત્યારે અંગ્રેજી લશ્કરની બે ટુકડીઓ કંદહાર અને જલાલાબાદનાં બે મથકો સાચવી રહી હતી.

લૉર્ડ એલનબરોએ **જનરલ પોલોકને** મોટા સૈન્ય સાથે તેમની મદદમાં મોકલ્યો. પોલોકે જલાલાબાદ જઈ જનરલ સેલને છૂટો કર્યો. બંનેનાં લશ્કરો તે પછી ગીઝની ગયાં, ગીઝનીનો કિલ્લો જમીનદોસ્ત કર્યો. ત્યાંથી આગળ વધી કાબુલ જીત્યું, કાબુલના બજારનો તોપોથી નાશ કર્યો. કેટલાએ અફઘાનોનો વધ કર્યો. અકબરખાન હાર્યો અને નાસી ગયો.

એ રીતે વિજય મેળવી કાબુલમાં પકડાયેલા અંગ્રેજ કેદીઓને છોડાવી અંગ્રેજી સૈન્ય હિંદમાં પાછું ફર્યું, ઈ. સ. ૧૮૪૨.

શાહસુજાને અફઘાનોએ મારી નાખ્યાથી, દોસ્તમહંમદને અંગ્રેજોના મિત્ર તરીકે અફઘાનિસ્તાનના અમીર તરીકે ફરીથી કાબુલની ગાદીએ બેસવા દેવો પડયો.

અફઘાન વિગ્રહ રશિયાના હાઉથીજ આરંભાયો હતો. જો કે તે લૉર્ડ ઓકલેન્ડનું ઉતાવળીયું પગલું હતું, અને તેનું પરિણામ ભયંકર આવ્યું. નાણાંની અને માણસોની ખુવારી થઇ.

## સિંધ પ્રાંત ખાલસા કર્યો

સિંધ પ્રાંત ત્રણ અમીરોના કબજામાં હતો. તેમની સાથે સને ૧૮૩૨માં થયેલા કરાર મુજબ સિંધુ નદીના મુખ સુધી અંગ્રેજી વહાણો લઈ જવાની છૂટ હતી. સિંધમાં થઇ લશ્કર લઇ જવાની છૂટ ન હતી.

અફઘાન વિગ્રહ વખતે અંગ્રેજી સૈન્ય લઇ જવાથી તેઓ નાખુશ થયા, તથા અમીરોની મરજી વિરૂદ્ધ સહાયકારી સૈન્ય રાખવામાં આવ્યું. તેના ખર્ચ પેટે કરાંચી બંદર અને બક્કરનો કિલ્લો લીધો. અમીરોને સિક્કા પાડવાની બંધી કરાવી. શાહસુજાને ગાદી અપાવ્યાના ખર્ચમાં ૨૧ લાખ રૂપીઆનો ફાળો માગ્યો. આ કારણોથી અમીરોએ વાંધો ઉઠાવ્યો.

લાર્ડ એલનબરોએ **સર ચાર્લ્સ નેપિઅરને** તપાસ કરવા સિંધ મોકલ્યો. તેની તપાસ પદ્ધતિ કડક હોવાથી અમીરો નારાજ થયા. તેણે કરેલો ખરડો **મેજર ઑટ્રામે** અમીરોને સમજાવી સ્વીકાર કરાવ્યો. તેવામાં કેટલાક સિંધીઓએ અંગ્રેજ રેસિડેન્ટના બંગલા ઉપર હુમલો કર્યો તેથી લડાઈ શરૂ થઇ.

સર ચાર્લ્સ નેપિઅરે અમીરોના સૈન્યને ડાબુ, **હૈદ્રાબાદ** અને **મિઆની** આગળ હરાવ્યું. અમીરોને કેદ કરી બનારસ મોકલી દીધા. સિંધ પ્રાંત ખાલસા જાહેર કર્યો, ઈ. સ. ૧૮૪૩.

એક ઇતિહાસકાર લખે છે, કે "સિંધ પ્રાંત ખાલસા થયો એ નેપિઅરના માત્ર દ્વેષનુંજ પરિણામ હતું અમીરોએ છેક છેવટ સુધી પોતાની અમીરાઈ જાળવી હતી." સિંધમાં ફક્ત ખૈરપુરનો ભાગજ એક અમીરના કબજામાં છે.

**ગ્વાલીઅરના સિંધીયા સાથે યુદ્ધ**

દોલતરાવ સિંધીયાનો પુત્ર જંકોજી સિંધીયા અપુત્ર મરણ પામ્યાથી તેની વિધવા સ્ત્રી તારાબાઈ રાજ્યનો વહીવટ કરતી હતી. અંગ્રેજો સાથે રાજ્યકારભાર સંબંધમાં વાંધો પડયો. રાણી પાસે ૪૦૦૦૦ માણસનું જોરાવર અને કેળવાએલું સૈન્ય હતું. આ સૈન્ય શીખ લશ્કર સાથે મળી જાય તો અંગ્રેજોને ભારે થઈ પડે તેવા સંજોગો હતા. ઉપરના બહાના માટેજ લૉર્ડ એલનબરોએ સરહ્યુ ગોફને લશ્કર સાથે મોકલ્યો.

સિંધીયાનું લશ્કર **મહારાજપુર** અને **પનિયાર** આગળ હાર્યું. પરિણામે દત્તક પુત્રક જયાજીના મોટા થતા સુધી છ મરાઠા સરદારોની કાઉન્સિલ નીમવાનું, રાજ્યનું લશ્કર ઘટાડી ૯૦૦૦ રાખવાનું અને સહાયકારી સૈન્ય રાખવાનું તારાબાઈએ કબુલ કર્યું. ત્યારથી સિંધીયા રાજાઓ અંગ્રેજોના તાબેદાર તરીકે રહ્યા છે.

**ગુલામોના વેપારની બંધી**

આપણા દેશમાં હજી ગુલામોના વેપારની પ્રથા ચાલુ હતી. કંપનિ સરકાર હસ્તકના ઈલાકાઓમાં એંસી લાખ ગુલામો હતા એવી ગણતરી સર બાર્ટલ ફ્રીએ કરી હતી. ગુલામોનો વેપાર નાબુદ કરવાનો કાયદો લૉર્ડ એલનબરોના સમયમાં કરવામાં આવ્યો, ઈ. સ. ૧૮૪૩.

ગ્વાલીઅર અને સિંધના બનાવોને લીધે એલનબરોને ઈંગ્લેંડ બોલાવી લીધો, અને તેની જગાએ લૉર્ડ હેનરી હાર્ડિંજની નીમણુંક થઈ, ઈ. સ. ૧૮૪૪.

# ૩. લૉર્ડ હાર્ડિંજ

[ ઈ. સ. ૧૮૪૪–૧૮૪૮ ]

## રણજીતસિંહના મરણ પછી પંજાબની સ્થિતિ

અફઘાન વિગ્રહ દરમિઆન રણજીતસિંહ મરણ પામ્યો હતો. ઈ. સ. ૧૮૩૯. રણજીતસિંહ પાસે એક લાખ માણસનું સૈન્ય હતું. તે જીવ્યો ત્યાં સુધી તેણે પંજાબમાં સુવ્યવસ્થા રાખી હતી, અને સૈન્યને પણ કાબુમાં રાખ્યું હતું. રણજીતસિંહના મરણ પછી ગાદી વારસ માટે તકરારો થઈ. તેનો મોટો પુત્ર **ખડકસિંહ** ગાદીએ બેઠો, તે નાલાયક નીવડયો. ટુંક મુદતમાં તેનું મરણ થવાથી બીજો પુત્ર **શેરસિંહ** ગાદીએ આવ્યો. તે પણ મરણ પામ્યો. તે પછી રણજીતસિંહના બાળકુંવર **દુલિપસિંહને** ગાદીએ બેસાડી તેની માતા **જીનદા** કારભાર કરવા લાગી. રાજ્યની ખરી સત્તા લાલસિંહ અને તેજસિંહના હાથમાં હતી.

આપણે વાંચી ગયા તેમ શીખ સૈન્યને કાબુમાં રાખી શકે તેવી કોઈ વ્યક્તિ પંજાબમાં ન હતી. થોડો વખત તેમને પગાર વધારીને શાંત રાખ્યા. હવે નાણાં ખૂટયાં ત્યારે તેમને કોઇપણ કામ આપવાના ઈરાદાથી પ્રધાન લાલસિંહની સલાહથી સતલજ નદી ઓળંગી અંગ્રેજ મુલક જીતવાનો રાણીએ હુકમ આપ્યો.

## પહેલો શીખ વિગ્રહ

રણજીતસિંહ સાથેના કરારનો ભંગ કરી શીખ સૈન્યે સતલજ નદી ઓળંગ્યાથી અંગ્રેજોએ તેમની સામે યુદ્ધ શરૂ કર્યું. અંગ્રેજી સૈન્યની સરદારી સર હ્યુ ગોફને આપવામાં આવી. શીખો સાથે **મુડકી, ફીરોજપુર, અલીવાલ** અને **સોબ્રાઓન** પાસે ભયંકર લડાઈ થઈ. શીખો સામે લડવામાં અંગ્રેજોની પણ ભયંકર ખુવારી થઈ. છેવટે શીખો હાર્યા અને પંજાબ તરફ નાઠા. અંગ્રેજો લાહોર

નજીક જઈ પહોંચ્યા. રાણી જીનદા ગભરાઈ. તેણે અંગ્રેજો સાથે સુલેહ કરી, ઇ. સ. ૧૮૪૬.

**લાહોરની સંધી** મુજબ શીખ સૈન્યમાં ઘટાડો કરવામાં આવ્યો. અંગ્રેજોએ દુલિપસિંહને પંજાબના રાજા તરીકે સ્વીકાર્યો. લાહોરમાં અંગ્રેજી સૈન્ય સાથે બ્રિટિશ અમલદાર રાખવામાં આવ્યો. લડાઈના ખર્ચ પેટે સતલજની પૂર્વ બાજુનો જાલંધર દોઆબ અને એક કરોડ રૂપીઆ અંગ્રેજોને આપવા પડ્યા.

રાણી જીનદા પાસે એક કરોડ રૂપીઆની રકમ ન હોવાથી તેણે પ્રધાન **ગુલાબસિંહને** કાશ્મિર વેચાતું આપ્યું અને તેને કાશ્મિર અને જમુનો સ્વતંત્ર રાજા બનાવ્યો. તેના વારસો અદ્યાપિ ત્યાં રાજ્ય કરે છે.

**હાર્ડિંઝના સુધારા**

તેણે અંગ્રેજી કેળવણીના પ્રચાર માટે કેળવણીની સંસ્થાઓ વધારી. હિંદીઓને વધુ પ્રમાણમાં નોકરીમાં દાખલ કર્યા. દેશી રાજ્યોમાંથી સતી થવાની અને બાળહત્યાની પ્રથા નાબુદ કરવા પગલાં લીધાં. ગંગા નદીમાંથી નહેરો ખોદવાનું શરૂ કરાવ્યું. મીઠાના કરમાં ઘટાડો કર્યો. રેલ્વેના બાંધકામની તપાસ કરી.

હાર્ડિંઝ ઇ. સ. ૧૮૪૮માં સ્વદેશ ગયો. તેણે કરેલા કારભારથી ખુશ થઈ તેને ઉમરાવ પદ આપવામાં આવ્યું.

## ૪. લૉર્ડ ડેલહાઉઝી

[ ઇ. સ. ૧૮૪૮ થી ઇ. સ. ૧૮૫૬ ]

લોર્ડ ડેલહાઉઝી ગવર્નરજનરલના હોદ્દા પર આવ્યો. તેના આવ્યા પછી ચાર માસમાં શીખો સાથે બીજો વિગ્રહ થયો.

**બીજો શીખ વિગ્રહ : ઇ. સ. ૧૮૪૮**

**કારણો :** પ્રથમના વિગ્રહમાં હારી જવાથી શીખો ગએલી

આબરૂ પાછી મેળવવા આતુર બન્યા હતા. (૨) લાહોરમાં રહેતા અંગ્રેજ અમલદારોનો કારભાર તેમને બીલકુલ પસંદ ન હતો. એ અમલદારો પણ તેમને ખૂંચતા હતા.(૩)મુલતાનનો સુબો મૂળરાજ હિસાબ આપવાને બદલે રાજીનામું આપી છૂટો થયો. (૪) મૂળરાજની જગાએ નવા સુબાની નીમણૂંક કરી, તેને બે અંગ્રેજ અમલદારો સાથે મુલતાન મોકલ્યો. મુલતાનના સૈન્યે બંડ કરી અંગ્રેજોનાં તથા નવા સુબાનાં ખૂન કર્યાં. મૂળરાજ પણ તે બંડમાં સામેલ થયો. એ બંડ આખા પંજાબમાં ફેલાયું. પરિણામે અંગ્રેજોએ યુદ્ધ જાહેર કર્યું.



લૉર્ડ ડેલહાઉઝી

સર હ્યુ ગોફની સરદારી નીચે અંગ્રેજોએ મુલતાન જીત્યું; અને મૂળરાજને તાબે કર્યો. અંગ્રેજોને **ચીલીયનવાલા** પાસે બીજું યુદ્ધ થયું. આ યુદ્ધમાં અંગ્રેજોની પુષ્કળ ખુવારી થઇ. પરંતુ **ગુજરાતની** લડાઈમાં શીખો સંપૂર્ણ હારી ગયા અને શરણે આવ્યા.

લોર્ડ ડેલહાઉઝીએ પંજાબ ખાલસા કર્યો. રાણી જીનદાને બનારસ મોકલી દીધી. રાજા દુલિપસિંહને પાંચ લાખનું વર્ષાસન આપી ઈંગ્લેંડ મોકલ્યો. શીખ લશ્કરને વીખેરી નાખ્યું. રાજ્યનો ખજાનો કબજે કર્યો. તેમાં પ્રખ્યાત **કોહીનુર હીરો** અંગ્રેજોના હાથમાં આવ્યો. તે હીરો ઈંગ્લેંડના રાજાના તાજમાં શોભે છે. પંજાબનો કારભાર સર જૉન લોરેન્સને સોંપવામાં આવ્યો. આ વિગ્રહથી અંગ્રેજી રાજ્યની હદ ઘણી વધી.

## બીજો બ્રહ્મી વિગ્રહ

લૉર્ડ આમ્હર્સ્ટના સમયમાં પહેલા બ્રહ્મી વિગ્રહને અંતે બ્રહ્મદેશમાં અંગ્રેજોને વેપાર કરવાની છૂટ મળી હતી, તે તમે જાણો છો. બ્રહ્મી રાજા તરફથી વેપારીઓને કનડગત કરવામાં આવતી; એવી ફરિયાદ લૉર્ડ ડેલહાઉઝી પાસે આવતાં, બ્રહ્મી રાજા પાસે તેનો ખુલાસો માગ્યો. તેનો સંતોષકારક જવાબ ન મળવાથી બ્રહ્મદેશ ઉપર ચઢાઈ કરવામાં આવી.

આ વિગ્રહમાં અંગ્રેજી સૈન્યે રંગુન, પેગુ, માર્તાબાન અને પ્રોમ જીત્યાં. બ્રહ્મી રાજાએ છેવટે સુલેહ કરી પ્રોમ અને પેગુ પ્રાંતો અંગ્રેજોને આપ્યા, ઇ. સ. ૧૮૫૩.

## લૉર્ડ ડેલહાઉઝીની ખાલસા નીતિ

આપણા દેશના રિવાજ મુજબ અપુત્ર માણસ દત્તક પુત્ર લઈ શકતો. પુરૂષના મરણ પછી તેની વિધવા સ્ત્રી પણ દત્તક લઈ શકતી. લૉર્ડ ડેલહાઉઝીએ ઠરાવ્યું કે "કોઈપણ રાજા અપુત્ર મરણ પામે તો તે કોઈને વારસ નીમી શકશે નહિ. તેનું રાજ્ય ખાલસા કરવામાં આવશે." તેણે વારસ નહિ લેવાની નીતિનો દૃઢ મનથી અમલ કર્યો. પરિણામે **સતારા, ઝાંસી, નાગપુર, સંબલપુર,** અને **જૈનપુરનાં** રાજ્યો ખાલસા થયાં.

## બીજાં જપ્ત કરેલાં રાજ્યો

(૧) અયોધ્યાના નવાબના અંધેર કારભારથી નવાબને પેન્શન આપી તેનું રાજ્ય ખાલસા કર્યું, ઈ. સ. ૧૮૫૬.

(૨) સહાયકારી લશ્કરના ખર્ચની રકમ નિઝામ પાસે બાકી નીકળતી હતી, તે રકમ પેટે વરાડ અને ગોદાવરી અને કૃષ્ણાનદી વચ્ચેનો ભાગ અંગ્રેજી રાજ્ય સાથે જોડી દીધો.

(૩) સીકીમના રાજાના ઉદ્ધત વર્તનને લીધે તેની પાસેથી દાર્જીલીંગવાળો ઈશાન ખૂણાનો ભાગ ખાલસા કર્યો.




(૪) ખૈરપુરના અમીર સાથે અણબનાવ થવાથી તેની પાસે ત્રણ ચાર લાખની જાગીર રહેવા દઈ બીજો ભાગ ખાલસા કર્યો.

### પેન્શનો બંધ કર્યાં

કર્ણાટકનો નવાબ મરણ પામ્યાથી તેના વંશજને; બાજીરાવ પેશવા બિથુરમાં મરણ પામ્યાથી તેના પુત્ર નાના સાહેબને અને તાંજોરના રાજાના મરણ પછી તેના વારસોને આપવાનાં પેન્શન લૉર્ડ ડેલહાઉઝીએ બંધ કર્યાં.

### ડેલહાઉઝીના સુધારા

**૧. રાજ્ય પદ્ધતિમાં સુધારા:**—કંપનિ સરકારના વિશાળ પ્રદેશ પર ડેલહાઉઝીએ અર્વાચીન પદ્ધતિ મુજબ ફેરફારો કર્યા. તેણે રાજ-કાર્યના વિભાગો પાંડી દરેક ખાતાનો જુદો અમલદાર નીમ્યો. તે દરેક ખાતાંની બારીક તપાસ રાખતો.

**૨ જાહેર બાંધકામ ખાતું:**—વિશાળ રાજ્યમાં રસ્તાઓ, નહેરો, પૂલો વગેરે લોકોપયોગી કામોના બાંધકામ માટે તેણે આ ખાતું ઉઘાડયું.

**૩. રેલ્વે ખાતું સ્થપાયું:**—તેના સમયમાં હિંદુસ્તાનમાં પહેલ-વહેલી આગગાડી શરૂ થઈ. તે માટે રેલ્વે ખાતું સ્થાપ્યું.

**૪. તાર અને ટપાલ ખાતું:**—તેની અગાઉ ટપાલની વ્યવસ્થા જુની ઢબથી ચાલતી હતી. તેમાં સુધારો કરી ખર્ચ ઘટાડયું તથા તે ખાતું જુદુ પાડયું. પોસ્ટની ટિકિટો દાખલ કરી.

**૫. જંગલખાતું:**—જંગલોની વ્યવસ્થા કરવા તેણે આ ખાતાની સ્થાપના કરી.

**૬. જાહેર કેળવણી ખાતું:**—કેળવણીને ઉત્તેજન આપી શકાય તે માટે તેણે ડિપાર્ટ મેન્ટ ઑફ પબ્લિક ઈન્સટ્રકશન–ખાતું સ્થાપ્યું. તથા સર ચાર્લ્સ વુડની યોજના મુજબ ખૂબ પ્રગતિ કરી. દરેક જિલ્લામાં પ્રાથમિક શાળાઓ ઉઘાડી. માધ્યમિક શાળા, અને કોલેજો માટે યુનિવર્સિટિની સ્થાપના કરી.

**કંપનિની નવી સનંદ : ઈ. સ. ૧૮૫૩.**

તેના અમલ દરમિઆન કંપનિના પટાની મુદ્દત પુરી થવાથી પાર્લમેન્ટે નવી સનંદ કરી આપી. તેમાં નીચેના મહત્વના ફેરફારો કર્યા હતા.

(૧) બંગાળા પ્રાંતનો વહીવટ કરવા લેફ્ટેનેન્ટ ગવર્નર નીમવામાં આવ્યો.

(૨) મોટા ઈલાકાઓમાં હાઈકોર્ટોની સ્થાપના કરી.

(૩) સિવિલસર્વિસ માટેની પરીક્ષામાં હિંદીઓને બેસવાની છૂટ આપી.

(૪) કંપનિના પટાની ૨૦ વરસની મુદ્દત રદ કરી પાર્લમેન્ટ તેની મરજી પડે ત્યારે હિંદનો કારભાર પોતાના હસ્તક લઈ શકે એવી કલમ દાખલ કરી.

(૫) કંપનિના ૨૪ ડિરેકટરોમાંથી ૬ ઘટાડી ૧૮ રાખ્યા.

**લૉર્ડ ડેલહાઉઝીનું ચારિત્ર્ય**

તે હિંદમાં આવ્યો ત્યારે ૩૫ વરસનો જુવાન પુરુષ હતો. ઇંગ્લેંડની પાર્લમેન્ટમાં દાખલ થવાથી તેને ઘણો અનુભવ મળ્યો હતો. તેની કાર્યશક્તિ અસાધારણ હતી. દરેકે બાબત ઉપર તે જાતે લક્ષ આપતો. તેણે દૃઢ મનથી કામ કરી બ્રિટિશ સામ્રાજ્યનો વધારો કર્યો. વૉરન હેસ્ટિંગ્સે, વેલેસ્લી અને લૉર્ડ હેસ્ટિંગ્સે મેળવેલું રાજ્ય જાળવ્યું, મજબુત બનાવ્યું અને અધુરૂં કાર્ય પુરૂં કરી હિંદમાં બ્રિટિશ રાજ્યને સાર્વભૌમ બનાવ્યું; એટલુંજ નહિ પણ ઉત્તમ રાજ્યવ્યવસ્થા અને સુધારાઓ દાખલ કરી આબાદીને પંથે ચડાવ્યું.

ઇ. સ. ૧૮૫૬માં લૉર્ડ ડેલહાઉઝી સ્વદેશ ગયો. હિંદમાં કરેલા સખત કામથી તેની તબીયત બગડી અને ચાર વરસ જીવી ઇ. સ. ૧૮૬૦ માં મરણ પામ્યો.

## પ્રશ્નો

(૧) લૉર્ડ ઑકલેન્ડની ભયભરેલી નીતિનું શું પરિણામ આવ્યું?

(૨) પહેલા અફ્ઘાન વિગ્રહનાં કારણો અને તેનો અંત શી રીતે આવ્યો તે વિગતવાર જણાવો.

(૩( સિંધ કેમ ખાલસા થયું? તમે સર ચાર્લ્સ નેપિઅરનું કાર્ય વ્યાજબી ગણો છો? કારણો આપો.

(૪) પહેલાં શીખ વિગ્રહ કેમ થયો? તેનું શું પરિણામ આવ્યું? અંગ્રેજો હાર્યા હોત તો શું થાત? કલ્પના કરો.

(૫) લૉર્ડ હાર્ડિજના સુધારા વિષે નોંધ કરો.

(૬) બીજા શીખ વિગ્રહમાં અને બ્રહ્મી વિગ્રહમાં અંગ્રેજોને શું શું મળ્યું?

(૭) લૉર્ડ ડેલહાઉઝીની 'ખાલસા નીતિ'થી કયાં દેશી રાજ્યો ખાલસા થયા? એ નીતિ તમે કેવી ગણો છો? કારણ આપો.

(૮) લૉર્ડ ડેલહાઉઝી માનતો હતો કે "મેં હિંદમાં ચિરંજીવી રાજ્ય અને શાંતિ સ્થાપ્યાં છે" એ માટે તેણે શું શું કાર્ય કર્યું?

(૯) તટસ્થ રાજ્યનીતિ, સહાયકારી યોજના અને ખાલસા નીતિએ ત્રણેમાં તમે કઈ નીતિ ઉત્તમ અને વ્યાજબી હતી એમ ગણો છો? ત્રણેના ગુણદોષ વર્ણવો.

## યાદ રાખવા જેવા કેટલાક બનાવો

(૧) અંગ્રેજી સૈન્યની ખૈબરઘાટમાં કતલ ... ઈ. સ. ૧૮૪૨

(૨) સિંધ વિગ્રહ; સિંધ ખાલસા થયું... ... ઈ. સ. ૧૮૪૩

(૩) ચિલિઅનવાલા અને ગુજરાતનાં યુદ્ધો:
પંજાબ ખાલસા ... ... ... ઈ. સ. ૧૮૪૯

(૪) બીજો બ્રહ્મી વિગ્રહ: પેગુ પ્રાંત અંગ્રેજોને મળ્યો ઈ. સ. ૧૮૫૨

# ૯. કંપની સરકારનો અંતઃ હિંદી બળવો ૧૮૫૭.

## ૧. કંપનિ સરકારનો છેલ્લો ગવર્નર જનરલ લૉર્ડ કેનિંગ

( ઈ. સ. ૧૮૫૬—ઈ. સ. ૧૮૫૮ )

લૉર્ડ ડેલહાઉઝી પછી લૉર્ડ કેનિંગ ગવર્નર જનરલના હોદ્દા પર આવ્યો. તે આવ્યો ત્યારે હિંદમા ઉપલક શાંતિ દેખાતી હતી, પરંતુ આ વાતાવરણ અસંતોષથી ડહોળાએલું હતું. લૉર્ડ ડેલહાઉઝીની ખાલસા નીતિથી પ્રજામાં ઉગ્ર વિરોધ અને અસંતોષ ઉપ્તન્ન થયાં હતાં, વળી અંગ્રેજોએ આરંભેલાં જનકલ્યાણનાં અને સુધારાનાં કાર્યોથી જનતામાં ખળભળાટ થાય એ સ્વાભાવિક હતું. પરિણામે સને ૧૮૫૭ માં આ પરદેશી રાજ્યને ફેંકી દેવાનો છેલ્લો હથિયારબંધ પ્રયત્ન થયો. તેને દેશી સિપાઈઓનો બળવો કહે છે.



લોર્ડ કેનિંગ

**દેશી સિપાઈઓનો બળવો અને તેનાં કારણો:** ઈ. સ. ૧૮૫૭.

(૧) લોર્ડ ડેલહાઉઝીની ખાલસા નીતિના પરિણામે ઉત્તર અને મધ્ય હિંદની પ્રજા રોષે ભરાઈ હતી. દિલ્હીમાં મોગલ બાદશાહની સત્તા નષ્ટ થવાથી તથા અયોધ્યાના નવાબનું રાજ્ય ખાલસા કરવાથી મુસલમાનો ઉશ્કેરાયલા હતા. પેશવાના પુત્ર નાના સાહેબનું પેન્શન બંધ થવાથી તે અંગ્રેજો ઉપર ક્રોધે ભરાયો હતો.

(૨) અંગ્રેજોએ રાજ્યકારભાર દરમિયાન મહેસુલી પદ્ધતિમાં

ફેરફારો કરવાથી જમીનના મૂળ માલિકો છંછેડાયા હતા. સામાજીક સુધારાઓથી, દેશમાં આવતા ખ્રિસ્તીધર્મના ઉપદેશકોથી જુના વિચારના લોકો માનવા લાગ્યા કે આપણને ધર્મભ્રષ્ટ કરી ખ્રિસ્તી બનાવવાના છે.

(૩) વિજ્ઞાનની પ્રગતિથી તાર, ટપાલ અને રેલ્વે જેવી નવાઈ ભરેલી યોજનાઓથી અજ્ઞાન લોકો ભયભીત બન્યા અને અંગ્રેજોની સત્તામાંથી છૂટવા તૈયાર થયા.

(૪) કંપનિ સરકારના અમલનો સો વરસ પુરાં થતાં નાશ થશે એવી આગાહીઓ ચોતરફ ઉડી રહી હતી.

(૫) આ અરસામાં હિંદી સિપાઇઓને નવી જાતની બંદુકો આપવામાં આવી હતી. તેની ટોટી દાંત વડે મૂકવાની હતી. તેને ગાય કે ડુક્કરની ચરબી લગાડેલી છે, એવી ગપે હિંદુ અને મુસલમાન સૈનિકોમાં આ બંદુકોએ ઘણી ગેરસમજ ફેલાવી જેથી અસંતોષ વધતો ગયો.

(૬) હિંદી સિપાઈઓને દરિઆપારના દેશોમાં લડવા મોકલવામાં આવશે, એવો નવો હુકમ બહાર પડયો હતો. દરિઆપાર જવાથી ધર્મનો નાશ થાય એવી માન્યતાથી પણ તેઓ નારાજ હતા.

ઉપરનાં સઘળાં કારણો જોતાં બળવામાં કંઈક ધાર્મિક હેતુ હતો, એ નિર્વિવાદ છે. તોપણ દિલ્હીના મોગલ બાદશાહની આસપાસ અને પુનાના પેશવાના વંશની આસપાસ હિંદી રાજ્ય સત્તા ફરીથી સ્થાપવાનો પ્રયત્ન કરનારાં બધાં બળો એકઠાં થયાં હતાં. ચોમેર અગ્નિ ધુંધવાએલો હતો તેને ફૂંકવાનું કામ **નાના સાહેબ** અને તેના **ભત્રીજા તાત્યાટોપેએ** કર્યું. તેઓજ બળવાના આગેવાન હતા.

૧૮૫૭ ના મે માસની ૧૦ મી તારીખે **મીરતના** સિપાઈઓએ અમલદારોના હુકમો માન્યા નહિ. તેથી તેમને મોતની શિક્ષા ફરમાવી એથી આખી પલટણ ઉશ્કેરાઈ અને સઘળા અંગ્રેજ અમલદારો તથા તેમનાં બૈરાં છોકરાંનાં ખૂન કર્યાં. સિપાઈઓ ત્યાંથી

નાઠા અને દિલ્હી તરફ ગયા. **દિલ્હી** જઈ ત્યાંના ઘરડા મોગલ બાદશાહ બહાદુરશાહને ગાદીએ બેસાડયો.

મીરતની ચીનગારીઓ **કાનપુર, લખનૌ,** અને **ઝાંસી** સુધી ઉડી. કાનપુરની ફોજે બળવો કર્યો. કાનપુરમાં રહેતા નાના સાહેબ પાસે અંગ્રેજોએ રક્ષણ મેળવ્યું અને સુરક્ષિત રીતે અલાહાબાદ જવા દેવાનું વચન મેળવ્યું. તેઓ વહાણમાં બેસી જતા હતા, તે સમયે બળવાખોરોએ તેમને ઠાર કર્યાં. બે દિવસ પછી જનરલ હેવલૉકે કાનપુર કબજે કર્યું.

**લખનૌમાં** અંગ્રેજોએ બે માસ સુધી બચાવ કર્યો. કાનપુરથી જનરલ હેવલૉક અને આઉટ્રામે આવી તેમને છૂટા કર્યા.

**ઝાંસીમાં** રાણી લક્ષ્મીબાઈ બળવાખોરોની નેતા બની હતી. તેણે અંગ્રેજો સામે બહાદુરીથી બચાવ કર્યો અને લડતાં લડતાં મરણ પામી.

સઘળા બળવાખોરો **દિલ્હીમાં** એકઠા થયા હતા. ૧૮૫૭ ના સપ્ટેમ્બર માસમાં અંગ્રેજ સૈન્યે દિલ્હી ઘેર્યું, અને જીત્યું. **બહાદુરશાહ** કેદ પકડાયો તેને રંગુન મોકલી દીધો. દિલ્હી હાથમાં જવાથી બળવાખોરો નાસી છૂટયા. તાત્યાટોપે પકડાયો તેને ફાંસી દીધી. નાના સાહેબ નેપાળ તરફ નાઠો તે ફરી દેખાયો જ નહિ.

**બળવાનું ખાસ મહત્ત્વ** એ હતું કે તેમાં એક પણ દેશી રાજા સામેલ થયો ન હતો; તથા શીખો અને ગુરખાઓએ અંગ્રેજોને વફાદાર રહી બળવો સમાવવામાં મદદ કરી. બળવાખોરોને દોરનાર ખાસ આગેવાન ન હોવાથી તેમનો નાશ થયો.

**બળવાનું પરિણામ** એ થયું, કે તે ઈસ્ટ ઇન્ડિયા કંપનિને લેતો ગયો. બ્રિટિશ પાર્લમેન્ટે હિંદના રાજ્યતંત્રમાં અને વહીવટમાં બેવડી સત્તા ચાલતી હતી તે દૂર કરી હિંદનું રાજ્ય તાજને સોંપ્યું. તે માટે પાર્લમેન્ટે **ગવર્નમેન્ટ ઓફ ઇન્ડિયા એક્ટ** પસાર કર્યો.

પાર્લમેન્ટે બૉર્ડ ઑફ કન્ટ્રોલ કાઢી નાખી હિંદી પ્રધાન અને તેને મદદ કરવા ૧૫ સભ્યોની કાઉન્સિલ નીમી હિંદનો ગવર્નર જનરલ ત્યારથી રાજાના પ્રતિનિધિ તરીકે-વાઈસરૉય ગણાયો.

લૉર્ડ કેનિંગ મહારાણી વિક્ટોરિઆનો પહેલો વાઇસરૉય એટલે રાણીનો પ્રતિનિધિ નીમાયો.

## પ્રશ્નો

(૧) દેશી સિપાઈઓના બળવાનાં કારણો આપો.

(૨) બળવો કયા મુદ્દા ઉપર થયો હતો? બળવાખોરોના નેતા કોણ હતા તેમને વિષે શું જાણો છો?

(૩) બળવાનું ખાસ મહત્વ શું હતું? બળવાનું પરિણામ શું આવ્યું?

## યાદ રાખવા જેવા કેટલાક બનાવો

(૧) ૧૦ મી મે એ મીરતનું લશ્કર બળવાની શરૂઆત કરે છે. ... ... ... ઇ. સ. ૧૮૫૭

(૨) ૨ જી ઑગષ્ટે કંપનિ સરકારનો અંત આણ્યો... ઇ. સ. ૧૮૫૮

(૩) લૉર્ડ કેનિંગ, હિંદનો ૧ લો વાઇસરૉય ... ઇ. સ. ૧૮૫૮

# ખંડ ૩ જો

## હિંદમાં ઈંગ્લેન્ડના રાજકર્તાઓનો અમલ

**૧. મહારાણી વિક્ટોરિઆ :** ઈ. સ. ૧૮૫૮–૧૯૦૧

**૨. મહારાજા સાતમા એડવર્ડ** ઈ. સ. ૧૯૦૧–૧૯૧૦

**૩. મહારાજા પાંચમા જ્યોર્જ :** ઈ. સ. ૧૯૧૦-૧૯૩૬

**૪. મહારાજા આઠમા એડવર્ડ :** ઈ. સ. ૧૯૩૬–૧૯૩૬

**૫. મહારાજા છઠ્ઠા જ્યોર્જ :** ઈ. સ. ૧૯૩૬ થી ચાલુ

### ૧. પ્રગતિકારક હિંદ, ભાગ ૧લો : ઈ. સ. ૧૮૫૮-૧૮૯૪

### ૧, લૉર્ડ કેનિંગ, પહેલો વાઈસરોયઃ—ઇ. સ. ૧૮૫૮—૬૨

ઈંગ્લેન્ડની ગાદીએ મહારાણી વિક્ટોરિઆ રાજ્ય કરતાં હતાં. તેમણે હિંદની રાજ્ય સત્તા હાથમાં લીધા પછી, સને ૧૮૫૮ ના નવેમ્બર માસની ૧લી તારીખે એક **જાહેરનામું** બહાર પાડ્યું. એમાં જણાવેલું છે કે—

"દેશી રાજા રજવાડા સાથે થએલા કરારનું પુરેપુરૂં પાલન કરવામાં આવશે. તેમને દત્તક લેવાની છૂટ આપવામાં આવશે."

"હિંદની પ્રજાને ખાત્રી આપવામાં આવે છે, કે દરેક માણસને પોતાની મરજી મુજબ ધર્મ પાળવાની છૂટ આપવામાં આવશે. સરકારી નોકરોમાં ન્યાતજાત કે ધર્મના ભેદભાવ ગણવામાં આવશે નહિ. હિંદના પ્રાચીન હક્કો પર યોગ્ય રીતે લક્ષ આપવામાં આવશે."

ઈશ્વરની કૃપાથી જ્યારે હિંદમાં શાંતિ સ્થપાશે ત્યારે તે દેશના વેપાર ધંધાને ઉત્તેજન આપવું, લોકોપયોગી કામોની વૃદ્ધિ કરવી અને

રૈયતનું ભલું થાય એવી રીતે રાજકારભાર કરવો એવી અમારી અંતઃકરણની ઇચ્છા છે. અમારી રૈયતની આબાદી એજ અમારૂં બળ છે, એમનો સંતોષ એજ અમારા રાજ્યની મજબુતી છે, એમની કૃતજ્ઞતા એજ અમારૂં ઉત્તમ ફળ અમે માનીએ છીએ. રૈયતના કલ્યાણ બાબતની અમારી ઇચ્છા પાર પાડવાને સર્વ શક્તિમાન પરમેશ્વર અમને, તથા અમારા અધિકારીઓને બળ આપે એવી અમારી પ્રાર્થના છે."

હિંદીઓ આ ઢંઢેરાને **ઐતિહાસિક દસ્તાવેજ** અથવા હક્કપત્રક ગણે છે. લૉર્ડ કેનિંગે અલ્હાબાદમાં દરબાર ભરીને તે વાંચી સંભળાવ્યો હતો.



મહારાણી વિકટોરિઆ

લૉર્ડ કેનિંગ શાંત સ્વભાવનો હતો. તેણે વૈર વૃત્તિ સંતોષવાનો યત્ન ન કરતાં, દેશમાં શાંતી પ્રસરે એમ ઇચ્છયું. તેથી આખા દેશમાં પ્રવાસો કરીને, દરબારો ભરીને, ગુનેગારોને માફી આપીને હિંદી પ્રજાને સંતોષી બનાવવા બનતું કર્યું.

**લોકોપયોગી કામો** લૉર્ડ કેનિંગે ચાલુ રાખ્યાં. મુંબઈ મદ્રાસ અને કલકત્તામાં યુનિવર્સિટીઓ સ્થાપી. જેથી અંગ્રેજી કેળવણીનાં દ્વાર ઉઘડયાં. મુંબઈ, મદ્રાસ અને કલકત્તાની સદર અદાલતો રદ કરી હાઇકોર્ટો સ્થાપી. પીનલકોડ અને ક્રિમિનલ પ્રોસીજર કોડ પ્રસિદ્ધ કર્યા; અને તેનો હિંદમાં અમલ કર્યો.

**ઇન્ડિયા કાઉન્સિલ એકટ**, સને ૧૮૬૧ માં પાર્લામેન્ટે પસાર

કર્યો. ગવર્નર જનરલની કાયદા બાંધનારી સભામાં હિંદીઓને દાખલ કરવાનો ઠરાવ થયો. કારોબારી સભામાં નાણાં ખાતાનો સભ્ય ઉમેરાયો. પ્રાંતોને પણ કાયદા ઘડવાની સત્તા આપી.

લશ્કરના ઇલાકા પ્રમાણે ત્રણ વિભાગો પાડયા. કંપનિનું અને ઈંગ્લેંડના રાજ્યકર્તાઓનું લશ્કર એકઠું કરવામાં આવ્યું. પંજાબ અને બંગાળામાં અંગ્રેજી સૈન્યમાં વધારો કર્યો.

એ પ્રમાણે ઘટતા સુધારા કરી લૉર્ડ કેનિંગ ઇ. સ. ૧૮૬૨ સ્વદેશ ગયો, પછી ત્રણ માસમાં જ તેનું મરણ થયું.

## ૨. લૉર્ડ એલ્ગિન : ઇ. સ. ૧૮૬૨–૬૩

લૉર્ડ કેનિંગ પછી લૉર્ડ એલ્ગિન વાઇસરોય નિમાયો. તે આવ્યો પણ બીજે વરસે હિંદમાં મરણ પામ્યો. તેના સમયમાં પંજાબના વાયવ્ય ખૂણાના **વાહબી** મુસલમાનોએ બળવો કર્યો તે તેણે સમાવ્યો. વળી તેણે આગ્રામાં ઉત્તરહિંદના રાજાઓનો દરબાર ભર્યો હતો.

લૉર્ડ એલ્ગિન પછી લૉર્ડ લોરેન્સ વાઇસરોય નિમાયો.

## ૩. લૉર્ડ લોરેન્સ : ઇ. સ. ૧૮૬૪–૬૯

બળવા સમયે તે પંજાબનો ચીફ કમિશ્નર હતો. તેણે શીખોને કાબુમાં રાખી બળવો સમાવવામાં બહુ મહેનત કરી હતી; તેથી તેને વાઇસરોય બનાવ્યો. પાછળથી તેને **ઉમરાવ** પદ આપવામાં આવ્યું હતું.

**ભૂતાન**ના રાજા સાથે સરહદી ઝગડો થયો. તેની સાથે સુલેહ કરી એથી કેટલાંક પરગણાં અંગ્રેજોને મળ્યાં, ઇ. સ. ૧૮૬૪.

અફઘાનિસ્તાનનો અમીર દોસ્ત મહંમદ મરણ પામ્યો હતો. તેની પછી ગાદી માટે વાંધો ઉઠયો. લૉર્ડ લોરેન્સે તટસ્થ રહી કોઈ પક્ષને મદદ કરી નહિ. તેણે અફઘાનિસ્તાનની ગાદીએ જે બેસે તેને અમીર તરીકે ગણવાનું ધોરણ સ્વીકાર્યું.

**ઓરિસ્સામાં ભયંકર દુકાળ** પડ્યો. આ પ્રસંગે દુકાળ નિવારણ ફંડ શરૂ કર્યું, તથા નહેરો, રસ્તા અને રલ્વેનાં બાંધકામો ઉઘાડી દુકાળીઆઓને રક્ષણ આપ્યું.

હિંદની નાણાં સ્થિતિ હજી સુધરી ન હતી, તેથી અંગ્રેજો પાસેથી પણ આવક વેરો લેવાનું ઠરાવ્યું. હિંદની બહાર એબિસી-નીયા સાથે લડવા મોકલેલા હિંદી લશ્કરનું ખર્ચ ઇંગ્લેંડની સરકાર પાસેથી લીધું. હિદીઓની જાહેર તંદુરસ્તી માટે મોટાં શહેરોમાં આરોગ્યખાતું ખોલવામાં આવ્યું. શાળા, પાઠશાળાઓમાં વધારો કર્યો. વેપારને ઉત્તેજન આપ્યું.

હિંદીઓ પ્રત્યે લૉર્ડ લોરેન્સને સારી સહાનુભૂતિ હતી. તે ઇ. સ. ૧૮૬૯ માં સ્વદેશ ગયો. તેની પછી લૉર્ડ મેયો વાઇસ-રોય નિમાયો.

### ૪ લૉર્ડ મેયો: ઇ. સ. ૧૮૬૯—૭૨

તેણે દેશી રાજાઓ સાથે મિત્રાચારીનો સંબંધ વધુ ગાઢ કર્યો. તેમના કુંવરોને શિક્ષણ આપવા અજમેરમાં એક કૉલેજ ઉઘાડી, તે મેયો કૉલેજના નામથી ઓળખાય છે.

રશિઆની લાગવગ ઘટાડવા અને અફઘાનિસ્તાનના નવા અમીર શેરઅલીને ખૂશ કરવા **અંબાલા** મુકામે તેણે ભવ્ય દરબાર ભર્યો.

લૉર્ડ મેયોએ પ્રાંતિક સરકારોને આપવાની રકમ નક્કી કરી; તથા જેલ, પોલિસ, વૈદક, કેળવણી, રજીસ્ટ્રેશન અને બાંધકામ ખાતાંનો વહીવટ પ્રાંતિક સરકારોને સોંપી તેની નાણાંની જવાબદારી જે તે પ્રાંતોને માથે નાખી.

તેણે સુધારાનું કામ આગળ ધપાવી રસ્તાઓ બંધાવ્યા, રેલ્વે વધારી, ખેતીવાડીની આબાદી માટે ખેતીવાડીખાતું નવું ખોલ્યું.

ખર્ચમાં ઘટાડો કરી આવક વેરો તથા મીઠા વેરો વધારી નાણાં સંબંધી સ્થિતિ સુધારી.

તેના સમયમાં મહારાણીના બીજા પુત્ર ડ્યુક **ઑફ એડિનબરો** હિંદમાં પધાર્યા. અંગ્રેજી રાજકુળમાંથી હિંદમાં આવનાર તેઓ પ્રથમ હતા. હિંદની પ્રજાએ તેમનો સારો સત્કાર કર્યો હતો.

લૉર્ડ મેયો અંદામાન ટાપુની મુલાકાતે ગયો; ત્યાં દેશનિકાલ થએલા એક પઠાણ કેદીએ હુમલો કરી તેનું ખૂન કર્યું, ઇ. સ. ૧૮૭૨.

## ૫. લૉર્ડ નોર્થબ્રુક : ઇ. સ. ૧૮૭૨–૧૮૭૬.

લૉર્ડ મેયોના મરણ પછી તે હોદ્દા પર આવ્યો. તેના સમયમાં બિહારમાં સખ્ત દુકાળ પડયો. આ સમયે જાહેર બાંધકામ ઉઘાડીને તથા દુકાળ નિવારણ ફંડમાંથી લોકોને બનતી રાહત આપી હતી.

વડોદરામાં **મલ્હારરાવ** ગાયકવાડ રાજ્યકર્તા હતો. તેના ખરાબ રાજ્યકારભારથી તથા વડોદરામાં રહેતા રેસિડેન્ટ કર્નલ ફેરને ઝેર આપવાના તહોમત ઉપરથી તેને પદભ્રષ્ટ કરી મદ્રાસમાં નજરકેદ કર્યો. તેની જગાએ ખંડેરાવની વિધવા સ્ત્રી જમનાબાઈ પાસે **સયાજીરાવ ૩ જાને** દત્તક લેવરાવી તેમને વડોદરાનું રાજ્ય સોંપ્યું, ઇ. સ. ૧૮૭૫.

મહારાણીના મોટા કુંવર **પ્રિન્સ ઑફ વેલ્સ**–સાતમા એડવર્ડ–હિંદની મુલાકાતે આવ્યા હતા. હિંદની પ્રજાએ તેમનો ઉત્તમ સત્કાર કરી પોતાની વફાદારી પ્રદર્શિત કરી હતી.

લૉર્ડ નોર્થબ્રુકને અફઘાનિસ્તાન સાથેની નીતિમાં, તથા ઈંગ્લેંડથી આવતા કાપડ પર જકાત વધારવાના પ્રશ્નમાં મતભેદ થતાં તે રાજીનામું આપી સ્વદેશ ગયો, ઇ. સ. ૧૮૭૬.

## ૬. લૉર્ડ લિટન : ઇ. સ. ૧૮૭૬–૧૮૮૦.

તેણે હિંદમાં આવી દિલ્હીમાં ભવ્ય દરબાર ભર્યો. તેમાં રાણી

વિક્ટોરિઆને **કૈસરે હિંદ** એટલે હિંદનાં સામ્રાજ્ઞી તરીકે જાહેર કરવામાં આવ્યાં. આ પ્રસંગે હિંદના રાજાઓએ સારો ભાગ લીધો હતો, ઇ. સ. ૧૮૭૭.

તમે અગાઉ ત્રણ દુકાળની હકીકત જાણી ગયા છો. મદ્રાસ ઇલાકામાં આ સમયે ભયંકર દુકાળ પડયો. ત્યાં રેલ્વેની સગવડ નહિ હોવાથી લાખો માણસો ભૂખના દુઃખથી મરણ પામ્યાં.

સર ચાર્લ્સ મેટકાફના સમયથી દેશી ભાષાનાં વર્તમાનપત્રો અંગ્રેજી વર્તમાન પત્રોના જેટલી છૂટ ભોગવતાં હતાં. દેશી ભાષામાં કંઈ નહિ તો ૪૭૫ વર્તમાન પત્રો પ્રસિદ્ધ થતાં હતાં. લૉર્ડ લિટને તેમની સ્વતંત્રતા નષ્ટ કરવા **પ્રેસ એકટ** પસાર કર્યો. તેવી જ રીતે હિંદની પ્રજા પરવાના વિના હથિયાર રાખતી હતી, તે **આર્મ્સ એકટ** એટલે હથિઆર બંધીનો કાયદો પસાર કરી, હિંદીઓને હથિઆર રાખવાની મના કરવામાં આવી.

આ બંને કાયદાથી દેશમાં ભારે ખળભળાટ થયો. હિંદ બળવાની અણીએ પહોંચી ગયું હોય એવી પરિસ્થિતિ થઈ હતી.

અફગાનિસ્તાનના અમીર **શેરઅલીએ** રશીઆ સાથે મિત્રાચારીના કોલકરાર કર્યા. તેણે અંગ્રેજ એલચીને કાબુલમાં રાખવાની માગણી સ્વીકારી નહિ. પરિણામે તેની સાથે લડાઈ જાહેર કરી. શેરઅલી તુર્કસ્તાન નાસી ગયો, જેથી તેના પુત્ર યાકુબખાનને ગાદી આપવામાં આવી. નવા અમીરે **ગન્ડામુખમાં** કરેલી શરતો મુજબ કાબુલમાં બ્રિટિશ એલચી રાખવાનું અને અંગ્રેજો સિવાય બીજાં રાજ્યો સાથે પત્રવ્યવહાર ન કરવાનું સ્વીકાર્યું.

અફગાન પ્રજાને આ શરમજનક સંધી પસંદ ન પડવાથી તેમણે હુલ્લડ કરી બ્રિટિશ એલચીનું ખૂન કર્યું. અંગ્રેજોએ કાબુલ પર ચઢાઈ કરી. યાકુબખાન શરણે આવ્યો, તેને પદભ્રષ્ટ કરી કલકત્તા મોકલી દીધો.

આ સમયે ઇંગ્લૅંડનું કૉન્ઝર્વેટિવ પક્ષનું પ્રધાનમંડળ બદલાવાથી લૉર્ડ લિટન રાજીનામું આપી સ્વદેશ ગયો, ઇ. સ. ૧૮૮૦.

લૉર્ડ લિટન પછી લૉર્ડ રિપન વાઈસરૉય પદે નિમાયો.

## ૭. લૉર્ડ રિપન : ઇ. સ. ૧૮૮૦–૧૮૮૪.

તેણે હોદ્દાનો ચાર્જ લીધો, ત્યારે અફઘાન બીજો વિગ્રહ ચાલતો હતો. અમીર યાકુબખાનના ભાઈ અયુબખાને બંડ ઉઠાવી ગાદી મેળવવા પ્રયત્ન કર્યો. જનરલ રૉબર્ટસે તેને હરાવી કંદહાર નસાડી મૂક્યો. હવે અંગ્રેજોએ દોસ્ત મહમદનો પૌત્ર **અબ્દુલ રહેમાન** ગાદીનો જે ખરો હકદાર હતો તેને કાબુલની ગાદીએ બેસાડયો, ઇ. સ. ૧૮૮૧. તેણે ગન્ડામુખમાં થએલી બધી શરતો કબુલ રાખી. આ અમીરે ઇ. સ. ૧૯૦૨ સુધી રાજ્ય કર્યું. તે પછી તેનો છોકરો **હબીબ ઉલ્લા** ગાદીએ બેઠો.


લૉર્ડ રિપન

મ્હૈસુરમાં કમિશનથી પચાસ વરસથી વહીવટ ચાલતો હતો. લૉર્ડ રિપને એ રાજ્ય કૃષ્ણરાજાના દત્તક પુત્ર ચામરાજેન્દ્રને પાછું સોંપ્યું, ઇ. સ. ૧૮૮૧.

લૉર્ડ રિપન હિંદીઓનો હિતસ્વી અને સાચો મિત્ર હતો. તેના કારભારમાં હિંદીઓ સારી પ્રગતિ કરી શકે એજ એની મુખ્ય નેમ હતી. તેના કારભાર પછી નવો **પ્રગતિ યુગ શરૂ થયો** એમ કહીએ તો ચાલે.

**રિપનના સુધારા.** (૧) દેશી છાપખાના ઉપરનો અંકુશ દૂર

કર્યો. (૨) રૂ પરની જકાત ઘટાડી અને મીઠાનો કર ઘટાડયો. (૩) પ્રાથમિક અને માધ્યમિક કેળવણીની પ્રગતિ માટે કમિશન નીમ્યું, ખાનગી નિશાળોને ગ્રાન્ટ આપી ઉત્તેજન આપ્યું. (૪) ખેતી સુધારવા માટે પ્રાંતિક સરકારોને ભલામણો કરી. (૫) મજુરોની સ્થિતિ સુધારવા કામના કલાક ઓછા કર્યા. (૬) **સ્થાનિક સ્વરાજનો કાયદો** યાને લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ એકટ તેના અમલમાં ઘડાયો.

હિંદમાં શરૂ થયેલી અંગ્રેજી કેળવણીથી, હિંદીઓની રાજ્યવહીવટમાં ભાગ લેવાની ઇચ્છા જાગૃત થઈ હતી. હિંદની પ્રજા રાજ્યવહીવટમાં ભાગ લેતી થાય, તેમને તાલીમ મળી શકે એવી લોર્ડ રિપનની પણ ઇચ્છા હતી. એથી તેણે સ્થાનિક સ્વરાજ્યનો હક આપ્યો. આ કાયદાથી શહેરોના વહીવટ માટે મ્યુનિસિપાલિટિઓ અને જિલ્લાના વહીવટ માટે લોકલબોર્ડો સ્થપાઈ.

**ઇલ્બર્ટબિલ.** લોર્ડ રિપનની એવી ઇચ્છા હતી કે ન્યાય ખાતામાં કાળા ગોરાનો ભેદભાવ હોવો ન જોઈએ. દેશી ન્યાયાધિશો યુરોપયનોનો ન્યાય ચૂકવી શકતા નહિ. એ ભેદ દૂર કરવા ઇલ્બર્ટ નામે કારોબારી સભાના સભ્યે તેવું બિલ રજુ કર્યું. પરંતુ હિંદમાં રહેતા અંગ્રેજોના ખળભળાટથી આ બિલ પસાર થઈ શકયું નહિ.

ઉપરનાં કામોથી, તથા પ્રજા પ્રત્યેની તેની ભલી લાગણીથી લૉર્ડ રિપન ઘણો લોકપ્રિય બન્યો.

હોદ્દાની મુદ્દત પુરી થતાં તે સ્વદેશ પાછો ફર્યો ત્યારે દેશના એક છેડાથી બીજા છેડા સુધી લોકોએ ભાવભરી ભવ્ય વિદાય આપી હતી. બીજી પણ હિંદીઓ તેને ભલા હાકેમ તરીકે યાદ કરે છે.

## ૮. લૉર્ડ ડફરીન : ૧૮૮૪–૧૮૮૮.

ડફરીન હોદ્દા પર આવ્યો, તેના કેટલાક સમય અગાઉથી રશિઆ પોતાની હદ વધારવા પ્રયત્ન કરતું હતું. અફઘાનિસ્તાનનું

**મર્વ** નામે શહેર તેણે કબજે કર્યું હતું. રશિયાના ભયમાંથી હિંદને મુક્ત કરવા લૉર્ડ ડફરીને અમીર અબ્દુલ રહેમાન સાથે રાવળ-પીંડીમાં ફરીથી કરારો કર્યા. અમીરે પણ મિત્રાચારી ભર્યો સંબંધ સાચવી રાખ્યો. સરહદના પ્રાંતોનું રક્ષણનું કામ અંગ્રેજ સરકારે માથે લીધું.

**બ્રહ્મદેશનો રાજા થીબો** અંગ્રેજોથી સ્વતંત્ર થવા ઇચ્છતો હતો. તેણે ફ્રેંચ, જર્મન અને ઇટાલિઅન વેપારીઓને કેટલાક હક્કો આપ્યા; અને અંગ્રેજ વેપારીઓને કનડગત કરવા લાગ્યો. તેણે માંડલે જીતવા લશ્કર મોકલ્યું. આ કારણોથી ત્રીજો બ્રાહ્મી વિગ્રહ શરૂ થયો. આ વિગ્રહમાં રાજા **થીબો** હાર્યો અને કેદ પકડાયો. તેને પદભ્રષ્ટ કરી, તેના કુટુંબ સાથે **રત્નાગિરિ**માં કેદ રાખવામાં આવ્યો. બ્રહ્મદેશ ખાલસા કર્યો, ઈ. સ. ૧૮૮૬.

ગ્વાલિઅરનો કિલ્લો ઇ. સ. ૧૭૮૦માં અંગ્રેજોએ જીતી લીધો હતો તે સિંધીઆને પાછો સોંપી, તેને બદલે **ઝાંસી** લીધું.

મહારાણી વિકટોરિઆને ગાદીએ બેઠે પચાસ વર્ષ પુરાં થવાથી આપણા દેશમાં તેમનો **સુવર્ણ મહોત્સવ** ઘણી ધામધૂમથી ઉજવવામાં આવ્યો.

બંગાળા, પંજાબ અને અયોધ્યાના જમીનદારો ખેડુતો ઉપર જુલમ કરતા હતા; તેથી તેમના રક્ષણને માટે મહેસુલનો કાયદો પસાર કર્યો.

હિંદની સ્ત્રીઓને દાક્તરી સારવાર સારી રીતે મળી શકે તે માટે વાઇસિરોયનાં પત્ની **લેડી ડફરીને** એક ફંડ ઉભું કર્યું. તેને ' **લેડી ડફરીન ફંડ** ' કહે છે. આ ફંડમાંથી દવાખાનાં ઉઘાડવામાં આવ્યાં.

હિંદી પ્રજામાં અંગ્રેજી કેળવણીના પ્રચારથી, તથા સામાજિક નૈતિક અને માનસિક વિકાસથી નવચેતન આવ્યું હતું. લોકોમાં ઐક્યની ભાવના જાગૃત થઈ હતી. તે સમયના કેટલાક ભલા અંગ્રેજો પણ હિંદની ઉન્નતિ થાય તેવા પ્રયત્નો કરતા હતા. એથી તે સમયના દાદાભાઈ નવરોજજી, કાશીનાથ ત્ર્યંબક અને ફીરોજશાહ મહેતા જેવા

બીજા ઘણા આગેવાનોએ **ઇન્ડિયન નેશનલ કોંગ્રેસ** અથવા **હિંદી મહાસભાની** સ્થાપના કરી, ઇ. સ. ૧૮૮૫. મહાસભા હિંદી પ્રજાના હક્કોની માગણીઓ કરે છે.

ઇ. સ. ૧૮૮૮માં લૉર્ડ ડફરીન સ્વદેશ ગયો અને લૉર્ડ લેન્સડાઉન વાઇસિરોય નિમાયો.

## ૯ લૉર્ડ લેન્સડાઉન : ૧૮૮૮–૧૮૯૪

લેન્સડાઉને આવીને અફઘાનિસ્તાન સાથે ફરીથી કરારો કર્યા. તેણે લશ્કરને વ્યવસ્થિત કર્યું. વાયવ્ય સરહદ પર કિલ્લાઓ બાંધી તે તે બાજુ સુરક્ષિત કરી. શાહી લશ્કરની ટુકડી–**ઇમ્પિરીયલ સર્વિસ ટ્રુપ**–શરૂ કરવામાં આવી.

આસામમાં આવેલા **મણિપુર**ના સેનાપતિએ બંડ કરી રાજાને પદભ્રષ્ટ કર્યો. તથા અંગ્રેજ કમિશનરનું ખૂન કર્યું. આથી ગુનેગારોને શિક્ષા કરી, રાજાના પિત્રાઈને ગાદી આપી ત્યાં બ્રિટિશ રેસિડન્ટ મૂક્યો.

હિંદી આગેવાનો તથા મહાસભાના પ્રયત્નથી ઈંગ્લેન્ડની પાર્લામેન્ટે હિંદની ધારાસભા સુધારણાનો ખરડો પસાર કર્યો તેને '**ઇન્ડિયા કાઉન્સિલ એક્ટ, ૧૮૯૨**' કહે છે. આ કાયદાથી ધારાસભામાં પ્રજાએ ચુંટી કાઢેલા સભાસદોની સંખ્યા વધારવામાં આવી. તેમાં મ્યુનિસિપાલિટીઓ, જીલ્લાબોર્ડો, જમીનદારો, વેપારીમંડળો, અને યુનિવર્સિટીઓને પ્રતિનિધિ મોકલવાનો હક્ક મળ્યો. તેની પ્રથમ ચૂંટણી ૧૮૯૩માં થઈ. આથી સુરેન્દ્રનાથ બેનરજી, ફિરોજશાહ મહેતા અને ગોપાળકૃષ્ણ ગોખલે જેવા દેશના મહાપુરુષો દાખલ થઈ શક્યા. જેથી ધારાસભાની ઉપયોગિતા વધી અને પ્રજાહિતાર્થનાં કામો થઈ શક્યાં.

લૉર્ડ લેન્સડાઉને આગ્રામાં દરબાર ભરીને દેશી રાજાઓ, અને સરદારો સાથે મિત્રાચારી ભર્યું વર્તન બતાવી તેમનો વિશ્વાસ મેળવ્યો.

તેણે વેપાર ઉદ્યોગની ખીલવણી માટે રેલ્વેનો વધારો કર્યો, નહેરો બંધાવી, અને ખેતીવાડીખાતાને ઉત્તેજન આપ્યું.

કોઈ પણ પુરુષ તેની સ્ત્રીની ઉંમર ૧૨ વરસ થતા પહેલાં તેની સાથે સંસાર ન માંડે, તે માટે **સંમતિવય**નો કાયદો કરવામાં આવ્યો.

આજ સમયમાં હિંદના દાદા **દાદાભાઈ નવરોજજી** ઈંગ્લેન્ડની પાર્લામેન્ટમાં મેમ્બર તરીકે ચૂંટાયા. પાર્લમેન્ટના સભ્ય બનનાર તે પહેલાજ હિંદી હતા.

લૉર્ડ લેન્સડાઉન ઇ. સ. ૧૮૯૪માં વિલાયત ગયો.

## પ્રશ્નો

(૧) મહારાણીશ્રીના ઢંઢેરા વિષે શું જાણો છો ?

(૨) લૉર્ડ કેનિંગના સુધારા ગણાવો.

(૩) ભૂતાન વિગ્રહ; અંબાલાનો દરબાર; દુકાળ નિવારણ ફંડ; લેડી ડફરીન ફંડ; અને મેયો કૉલેજ વિષે ટૂંક નોંધ લખો.

(૪) લૉર્ડ રિપનને હિંદની પ્રજા કેમ યાદ કરે છે ? તેણે શા શા સુધારા કર્યા.

(૫) નીચેની બાબતો વિષે જે જાણતા હો તે લખો:
૧૮૭૭નો દિલ્હી દરબાર; મહારાણીનો સુવર્ણ મહોત્સવ; સ્થાનિક સ્વરાજ્યનો કાયદો; ઇલ્બર્ટ બિલ અને ઇન્ડિઆ કાઉન્સિલ એકટ ૧૮૯૨.

(૬) મહાસભાની સ્થાપના અને તેનાં કાર્યોથી હિંદને શા લાભ થયા ?

## યાદ રાખવા જેવા કેટલાક બનાવો

(૧) ઇન્ડિઆ કાઉન્સિલ એકટ પસાર થયો. ...ઇ. સ. ૧૮૬૧

(૨) વડોદરાના મલ્હારરાવને પદભ્રષ્ટ કરવામાં આવ્યા. ઇ. સ. ૧૮૭૫

(૩) મહારાણી વિકટોરિઆએ હિંદનાં મહારાણી પદ ધારણ કર્યું ... ... ... ...ઇ. સ. ૧૮૭૭

(૪) હિંદને સ્થાનિક સ્વરાજ્ય આપવામાં આવ્યું...ઇ. સ. ૧૮૮૩

(૫) હિંદી મહાસભાની સ્થાપના અને પ્રથમ સભા મુંબઈમાં થઈ. ... ... ...ઇ. સ. ૧૮૮૫

(૬) ઈન્ડિઅન કાઉન્સિલ એકટ–ધારાસભામાં પ્રજા–કિય સભ્યો દાખલ થયા. ... ... ...ઇ. સ. ૧૮૯૨

# ૨. પ્રગતિકાર હિંદ, ભાગ ૨જો

## [ઇ. સ. ૧૮૯૫–૧૯૧૦]

### ૧. લૉર્ડ એલ્જીન: ઇ. સ. ૧૮૯૪–૧૮૯૯

આ વાઇસરોય અગાઉ આવેલા વાઇસરોય લૉર્ડ એલ્જીનનો પુત્ર હતો.

તે આવ્યો તેને બીજે વરસે મધ્ય અને બિહાર પ્રાંતમાં ભયંકર દુકાળ પડ્યો. ઇ. સ. ૧૮૯૬ માં મુંબઈ ઇલાકામાં તથા આખા દેશમાં **પ્લેગનો ભયંકર રોગ** ફાટી નીકળ્યો. આ રોગની પહેલવહેલી શરૂઆત હોવાથી લાખો માણસો મરણ પામ્યાં. સરકારે રોગ અટકાવવા ચાંપતા ઉપાયો લીધા.

લૉર્ડ લેન્સડાઉનના સમયમાં સરહદનું રક્ષણ કરવાનું કામ અંગ્રેજ સરકારે માથે લીધું હતું. સરહદમાં આફ્રિદી લોકોની ઝનુની ટોળીઓ વસે છે. એ લોકોએ બંડ કર્યું, તે લૉર્ડ એલ્જીને સમાવ્યું ઇ. સ. ૧૮૯૭.

ઇ. સ. ૧૮૯૭ માં મહારાણીશ્રીને રાજ્ય અમલનાં ૬૦ વર્ષ પુરાં થવાથી તેમનો **હીરક મહોત્સવ** ઉજવવામાં આવ્યો.

લૉર્ડ એલ્જીનના સમયમાં રૂપીઆના ચલણમાં ફેરફાર થવાથી નાણાંની ભારે તંગી પડી. તે ખોટ પૂરી કરવા જકાતમાં વધારો થયો તથા આવક વેરો અને મીઠાવેરો વધ્યો.

લૉર્ડ એલ્જીન ઇ. સ. ૧૮૯૮ માં સ્વદેશ ગયો. તેની પછી લૉર્ડ કર્ઝન વાઇસરોય તરીકે હિંદમાં આવ્યો.

### ૩. લૉર્ડ કર્ઝન: ઈ. સ. ૧૮૯૯–૧૯૦૫.

લૉર્ડ કર્ઝને ઇંગ્લેંડમાં નાયબ હિંદી વજીર તરીકે કામ કર્યું હતું તેથી હિંદ સંબંધી તેને સારૂં જ્ઞાન હતું. પાર્લમેન્ટમાં તે આગળ પડતો ભાગ લેતો, અને રાજ્યવહીવટની દરેક બાબતો ઉપર પુરતું

લક્ષ આપતો. કાર્ય કરવાની તેનામાં ઉત્તમ શક્તિ હતી પરંતુ ડેલહાઉઝી જેવી **આપખુદી નીતિથી** તેનો કારભાર વખોડાયો.

તે હિંદમાં આવ્યો તેને બીજે વરસે ભયંકર દુકાળ પડયો. તેનું જોર ગુજરાતમાં વિશેષ હતું. એ કાળને લોકો **છપ્પનીઓ** કાળ કહે છે. લોર્ડ કર્ઝને દુકાળીઆઓ માટે નવાં બાંધકામો ઉઘાડયાં. નિરાધારો માટે આશ્રમો ખોલ્યાં. દુકાળના પ્રસંગોએ મહેસુલ મુલતવી રાખવાની તથા માફ કરવાની સત્તા મૂખ્ય અમલદારોને આપી.

**સરહદનો પ્રશ્ન** વારંવાર મુંઝવણો પેદા કરતો હતો. તે પ્રદેશમાં થતી લડાઈઓથી માણસોની અને નાણાંની મુશ્કેલીઓ વેઠવી પડતી, લૉર્ડ કર્ઝને સરહદી પ્રજાનું રક્ષણ કરવાને તે પ્રદેશના લોકોનું લશ્કર ઊભું કર્યું. તે પ્રાંત જુદો પાડી **વાયવ્ય સરહદનો પ્રાંત** એવું નામ આપ્યું. તેના કારભાર માટે ચીફ કમિશ્નર નીમ્યો. હાલ તે પ્રાંત ગવર્નરના તાબામાં છે.

અફઘાનિસ્તાનના અમીર ગુજરી જવાથી તેના પુત્ર હબીબઉલ્લાને નવા અમીર તરીકે સ્વીકારી તેને પાંચ વરસની ખંડણી આપી મિત્રાચારીનો સંબંધ દૃઢ કર્યો.

તિબેટનો **દલાઈ લામા** રશિયા સાથે લાગવગ વધારતો હતો તેથી લોર્ડ કર્ઝને તિબેટ ઉપર અંગ્રેજ લશ્કર મોકલ્યું. દલાઈ લામા હાર્યો અને નાસી ગયો. બીજા લામાને ગાદી આપી તેની સાથે નવા કરારો કર્યા.

ઈરાનના અખાતમાં બ્રિટિશ સત્તા જાળવવા લૉર્ડ કર્ઝને ઈરાનમાં એલચી મોકલ્યો.

લૉર્ડ કર્ઝને કારભાર દરમિઆન **નીચેના સુધારા** કર્યા.

(૧) વેપાર ઉદ્યોગ માટે જુદું ખાતું ખોલ્યું. તેના વડા **અમલદારને** કારોબારી મંડળનો સભ્ય ગણવામાં આવ્યો. (૨) મીઠા ઉપરનો કર ઘટાડયો. આવકવેરો કમી કર્યો. રૂપીઆની કિંમત ૧૬ પેન્સની ઠરાવી. (૩) નહેરો ખોદાવી ખેતરોમાં પાણી પુરૂં પાડવાની યોજનાનો અમલ કર્યો. રેલ્વેના બાંધકામ ઉપર લક્ષ આપ્યું. રેલ્વેનો કારભાર રેલ્વે બોર્ડને સોંપ્યો. (૪) મહેસુલ પદ્ધતિમાં સુધારો કરી, ખેડુતોને આર્થિક મદદ કરવા કોઓપરેટિવ સોસાયટીનો કાયદો કર્યો. પંજાબ માટે જમીનનો કાયદો પસાર કર્યો. (૫) જુનાં ઐતિહાસિક મકાનોના રક્ષણ માટે **પુરાતન ઇમારતોના રક્ષણનો** કાયદો પસાર કરાવી નવું ખાતું ખોલ્યું. (૬) રાજકુમારોને લશ્કરી કેળવણી આપવા માટે જુદી શાળાઓ સ્થાપી અને '**ઇમ્પિરિઅલ કેડેટ કોર**' નામે ટુકડી ઉભી કરી.

(૭) અંગ્રેજી કેળવણીના પ્રચાર માટે લૉર્ડ **કર્ઝને** યુનિવર્સિટિ કમિશન નીમ્યું. આથી ઈ. સ. ૧૯૦૪માં **યુનિવર્સિટિ એકટ** પસાર કર્યો. આ કાયદાથી અભ્યાસક્રમમાં ફેરફાર થયો, યુનિવર્સિટિમાં સરકારી સભ્યોનું પ્રમાણ વધ્યું તથા પરીક્ષાનું ધોરણ ઉંચું રાખવામાં આવ્યું. તેથી દેશના આગેવાનો તેનાથી વિરુદ્ધ પડ્યા.

(૮) બંગાળા પ્રાંતનો વિસ્તાર ઘણો મોટો હોવાથી એક ગવર્નરથી વહિવટ થઈ શકતો નહિ. તેથી લૉર્ડ કર્ઝને **પૂર્વ બંગાળા** અને **પશ્ચિમ બંગાળા** એમ બે ભાગ પાડ્યા. બંગાળાની પ્રજા આ ભાગો સહન કરી શકી નહિ; પરિણામે રમખાણો થયાં. દેશના આગેવાનોએ પણ આ કૃત્ય વખોડી કાઢ્યું. આ ભાગો સને ૧૯૧૧ માં રદ થયા.

લૉર્ડ કર્ઝનના અમલ દરમિઆન ઇ. સ. ૧૯૦૧માં મહારાણી વિક્ટોરિઆ સ્વર્ગવાસી થયાં. તેમના પછી તેમના વડા પુત્ર સાતમા

એડવર્ડ ગાદીએ બેઠા. ઇ. સ. ૧૯૦૩ના જાન્યુઆરીની ૧લી તારીખે લૉર્ડ કર્ઝને દિલ્હીમાં ભવ્ય દરબાર ભર્યો. અને **સાતમા એડવર્ડને** હિંદના શહેનશાહ જાહેર કર્યા.

આ વખતે હિંદનો સેનાપતિ **લૉર્ડ કિચનર** હતો. લશ્કર સંબંધી સઘળી સત્તા સેનાપતિના હાથમાં હોવી જોઈએ તથા સેનાપતિ વાઇસિરોયનો તાબેદાર નથી એમ કિચનરનું કહેવું હતું. જ્યારે હિંદમાં સર્વોપરી સત્તા વાઇસિરોયની હોવી જોઇએ એમ લૉર્ડ કર્ઝનનું માનવું હતું. આ સંબંધી મતભેદ પડયો અને હિંદી પ્રધાને લૉર્ડ કિચનરના મતને ટેકો આપ્યો આથી લૉર્ડ કર્ઝન રાજીનામું આપી સ્વદેશ ગયો, ઈ.સ. ૧૯૦૫. તેના પછી લૉર્ડ મિન્ટો વાઇસિરોય થયો.



શહેનશાહ સાતમા એડવર્ડ

## ૨. લૉર્ડ મિન્ટો : ઈ. સ. ૧૯૦૫–૧૦.

આ વાઇસિરોય પહેલાં આવેલા લૉર્ડ મિન્ટોનો વંશજ હતો.

લૉર્ડ કર્ઝનના આપખુદી કારભારથી, તથા બંગાળાના ભાગલાથી હિંદના લોકો સરકાર સામે ઉશ્કેરાએલા હતા. તેમાંથી રમખાણો થયાં અને અરાજકતા પ્રસરી રહી. સ્વદેશી માલ વાપરવાની, દેશના ઉદ્યોગોને ઉત્તેજન આપવાની, તથા રાજકાજમાં વધુ હકો મેળવવાની હીલચાલ શરૂ થઈ.

લૉર્ડ મિન્ટોએ અરાજકતા દાબી દેવા દમનનીતિ શરૂ કરી.

ઇ. સ. ૧૮૧૮ના કાયદા પ્રમાણે કેટલાક દેશ નેતાઓને દેશનિકાલ કર્યા. જાહેર સભાઓ પર અંકુશો મૂકયા અને વર્તમાન પત્રોની સ્વતંત્રતા છીનવી લીધી. લોકમાન્ય તિળક અને લાલા લજપતરાય જેવા પણ કેદમાં પડયા. હિંદનું રાજકારણ હિંસામય બની ગયું.



લોકમાન્ય ટિળક

લૉર્ડ મિન્ટોની દમન-નીતિથી લોકોમાં જાગૃતિ થએલી સ્વદેશીની ભાવના નષ્ટ થઈ નહિ. આ સમયે પાર્લમેન્ટમાં **લૉર્ડ મોર્લી** હિંદી વજીર હતો. તે ઉદાર મતનો હતો. હિંદીઓને સંતોષવાના હેતુથી તેણે લૉર્ડ મિન્ટો સાથે મસલત ચલાવી પાર્લમેન્ટમાં **ઇન્ડિયા કાઉન્સીલ એકટ** પસાર કરાવ્યો.

આ કાયદાથી (૧) પ્રાંતિક અને વડી ધારાસભાઓ વિસ્તૃત બની. તેમાં પ્રજાકિય સભ્યોની સંખ્યા વધારી. (૨) વાઇસિરોય અને ગવર્નરોની કારોબારી સભામાં હિંદીઓની પ્રથમ નીમણુંકો થઈ. (૩) ઇંગ્લેંડમાં રહેતા હિંદી વજીરને સલાહ આપવા બે હિંદીઓની નીમણુંક થઈ. આ સુધારામાં મૂખ્ય ખામી એ હતી કે હિંદુ અને મુસલમાન સભ્યોની ચૂંટણી જુદી ઠરાવવાથી હિંદમાં કોમી તત્ત્વ દાખલ થયું.

આ સુધારા **મિન્ટો–મોર્લી સુધારા**ના નામથી પ્રસિદ્ધ છે.

લૉર્ડ મિન્ટોના છેલ્લા અમલ સમયે શહેનશાહ સાતમા

એડવર્ડનો સ્વર્ગવાસ થયો. એમણે ફક્ત દસ વરસ રાજ્ય કર્યું. શહેનશાહ એડવર્ડે યુરોપનાં રાજ્યોમાં શાંતી સ્થાપવા અથાગ પ્રયત્નો કર્યા હતા. તેથી તેઓ '**સલાહકારક એડવર્ડ**' તરીકે પ્રસિદ્ધ થયા. તેમના પછી **મહારાજા પંચમ જ્યૉર્જ** ઇંગ્લેંડની ગાદીએ બેઠા.

લૉર્ડ મિન્ટો હોદ્દાની મુદત પુરી થતાં ૧૯૧૦ના નવેમ્બરમાં સ્વદેશ ગયો અને લૉર્ડ હાર્ડિંજ વાઇસરોય નિમાયો.

## પ્રશ્નો

(૧) લૉર્ડ એલ્જીનની કારકીર્દી વિષે ટુંક નોંધ લખો.
(૨) લૉર્ડ કર્ઝનના સમયના સુધારા લખો. તેના કયા સુધારાથી પ્રાચીન હિંદના ઇતિહાસ પર ઘણો પ્રકાશ પડયો?
(૩) નીચેના બનાવો વિષે ટુંક નોંધ લખો:
ભયંકર મરકી, હીરક મહોત્સવ, યુનિવર્સિટિ એકટ, બંગભંગ.
(૪) મિન્ટો–મોર્લી સુધારાથી હિંદના વહીવટમાં શા ફેરફારો થયા?

## યાદ રાખવા જેવા કેટલાક બનાવો

(૧) ભયંકર દુકાળ પડયો, તે છપ્પનીઓ કહેવાયો.. ઇ. સ. ૧૯૦૦
(૨) ભલાં મહારાણી વિકટોરિઆ મરણ પામ્યાં.. ઇ. સ. ૧૯૦૧
(૩) દિલ્હીમાં કોરોનેશન દરબાર ભરવામાં આવ્યો.. ઇ. સ. ૧૯૦૩
(૪) ઇન્ડિઆ કાઉન્સિલ એકટ પસાર કરવામાં આવ્યો. ... ... ... ... ઇ. સ. ૧૯૦૯
(૫) સલાહકારક એડવર્ડ દેવલોક પામ્યા, અને પાંચમા જ્યૉર્જ હિંદના શહેનશાહ થયા... ઇ. સ. ૧૯૧૦

# ૩. પ્રગતિકારક હિંદ-ભાગ ૩ જો

[ ઇ. સ. ૧૯૧૦–૧૯૨૧ ]

## ૧. લૉર્ડ હાર્ડિંજ: ઇ. સ. ૧૯૧૦–૧૯૧૬

લૉર્ડ હાર્ડિંજ અગાઉ આવી ગએલા હાર્ડિંજનો પૌત્ર હતો. તેના અમલની શરૂઆતમાં શહેનશાહ પાંચમા જ્યૉર્જ અને મહારાણી મેરી હિંદમાં પધાર્યા. ઇ. સ. ૧૯૧૧ના ડિસેમ્બરની ૧૨મી તારીખે દિલ્હીમાં ભવ્ય દરબાર ભરવામાં આવ્યો. શહેનશાહ જ્યૉર્જ દિલ્હીની ગાદીએ બેઠા. આ શુભ અવસરે હિંદના દેશી રાજાઓએ, આગેવાનોએ અને અમલદારોએ હાજર રહી વફાદારી પ્રદર્શિત કરી હતી.



લૉર્ડ હાર્ડિંજ

નામદાર શહેનશાહે ભવ્ય દરબાર પ્રસંગે નીચેની નવાજેશો કરી હતી. (૧) બંગાળના ભાગલા રદ કરી એક પ્રાંત બનાવ્યો. (૨) હિંદની રાજધાની કલકત્તાને બદલે દિલ્હી ફેરવવામાં આવી. (૩) પ્રાથમિક કેળવણીના પ્રચાર માટે દર વરસે ૫૦ લાખ રૂપીઆની બાદશાહી રકમ મંજુર કરવામાં આવી. (૪) દેશી સિપાઇઓને સારા કામ માટે વિકટોરિઆ ક્રૉસ આપવાની જાહેરાત કરી.

લૉર્ડ હાર્ડિંજના સમયમાં યુરોપમાં મહાન યુદ્ધ શરૂ થયું; તેમાં યુરોપનાં ઘણાં રાજ્યો સંડોવાયાં હતાં. એક પક્ષમાં જર્મનિ, આસ્ટ્રિયા, તુર્કસ્તાન અને બલ્ગેરીઆ હતાં. બીજા પક્ષમાં ફ્રાન્સ, ઈંગ્લેન્ડ, ઇટલિ, બેલ્જીઅમ, ગ્રીસ અને અમેરિકાનાં રાજ્યો હતાં. આ વિગ્રહમાં હિંદુસ્તાને ૧॥ અબજ રૂપીઆની તથા ૧૫ લાખ માણસના લશ્કરની મદદ કરી હતી. દેશી રાજાઓએ પોતાનાં નાનાં લશ્કરો યુદ્ધમાં ભાગ લેવા મોકલ્યાં હતાં. આપણા દેશના લશ્કરે એશિયા અને યુરોપનાં રણક્ષેત્રોમાં પોતાનું અતુલ પરાક્રમ બતાવ્યું હતું.



શહેનશાહ પાંચમા જ્યૉર્જ

મહાન યુદ્ધ ચાલુ હતું તે દરમિઆન લૉર્ડ હાર્ડિંજ વિલાયત ગયો, અને તેની જગાએ લૉર્ડ ચેમ્સફર્ડ વાઇસિરોય તરીકે આવ્યો ઇ. સ. ૧૯૧૬.

## ૨. લૉર્ડ ચેમ્સફર્ડ : ઇ. સ. ૧૯૧૬–૧૯૨૧

તે આવ્યો ત્યારે મહાનયુદ્ધ ચાલતું હતું. યુદ્ધમાં હિંદીઓએ બતાવેલી વફાદારી તથા હિંદીઓએ કરેલી પ્રગતી લક્ષમાં લઈ તે સમયના હિંદી પ્રધાન મિ. મોન્ટેગ્યુએ હિંદીઓને સુધારા આપવાની રાજનીતિ જાહેર કરી, ઇ. સ. ૧૯૧૭.

તે પછી હિંદી વજીર મોન્ટેગ્યુ જાતે હિંદમાં આવ્યા, અને આપણા દેશના જુદા જુદા રાજદ્વારી પક્ષના દેશનેતાઓને મળીને તેમના વિચારો જાણ્યા. વાઇસરૉય ચેમ્સફર્ડની મદદથી હિંદને આપવાના હક્કો માટેનો રિપોર્ટ તૈયાર કર્યો. ઈંગ્લૅંડની પાર્લમેન્ટે તે રિપોર્ટને આધારે **ગવર્નમેન્ટ ઑફ ઇન્ડિઆ કાઉન્સિલ ઍક્ટ** પસાર કર્યો. આ કાયદો **મોન્ટેગ્યુ-ચેમ્સફર્ડ સુધારા** તરીકે પ્રસિદ્ધ છે. આ કાયદાના અમલથી નીચેના ફેરફારો થયા.



મોન્ટેગ્યુ

(૧) વડીધારાસભાના બે ભાગ પાડયા. એકને **કાઉન્સિલ ઑફ સ્ટેટ**–રાજસભા–કહે છે, અને બીજીને **લેજિસ્લેટિવ ઍસેમ્બલી**–વડી ધારાસભા–કહે છે.

(૨) વડી ધારાસભા અને પ્રાંતિક ધારાસભાઓમાં ચૂંટાએલા સભ્યોની સંખ્યા વધારવામાં આવી. તેમને પોતાનો પ્રમુખ ચૂંટવાનો અને આવક ખર્ચના અંદાજપત્ર પર ચર્ચા કરવાનો હક આપવામાં આવ્યો.

(૩) પ્રાંતિક અને વડી સરકારની કારોબારી સભામાં હિંદીઓનું પ્રમાણ વધારવામાં આવ્યું.

(૪) પ્રાંતિક વહીવટમાં કેટલાંક ખાતાંનો વહીવટ પ્રજાકિય સભ્યોને સોંપ્યો. જેથી પ્રાંતોમાં દ્વિરાજ્ય પદ્ધતિ દાખલ થઈ.

(૫) હિંદી પ્રધાન અને તેની કાઉન્સિલનું ખર્ચ બ્રિટિશ તિજોરીમાંથી આપવાનું ઠર્યું.

આ સુધારાથી જવાબદાર રાજ્યતંત્રની શરૂઆત થઈ. સરકારના કારભારમાં પ્રજાનો અવાજ સંભળાવવાની તક મળી.

ઈ. સ. ૧૯૧૪ના ઓગસ્ટ માસની ૪થી તારીખે શરૂ થએલા મહાન યુદ્ધનો ઈ. સ. ૧૯૧૮ના નવેમ્બર માસમાં અંત આવ્યો. જર્મનિનો પરાજય થયો. તેનો રાજા **કૈસર** નાસીને હોલાંડમાં જઈ રહ્યો.

વિગ્રહને અંતે સુલેહ થઈ અને સુલેહના કરારો કરવા માટે યુરોપના રાજ્યોના આગેવાનો **પૅરિસમાં** એકઠા મળ્યા. તેમાં આપણા દેશના પ્રતિનિધિ તરીકે **સર સત્યેંદ્રપ્રસન્ન સિંહા** અને બિકાનેરના મહારાજાને પણ સ્થાન મળ્યું.

સર સત્યેન્દ્રપ્રસન્ન સિંહાને તે પછી **લૉર્ડ** બનાવી બિહારના ગવર્નર બનાવવામાં આવ્યા. ઉમરાવપદ મેળવનાર તે પ્રથમ હિંદી હતા.

જોકે હિંદને રાજકીય હકોની નવાજેશ કરવામાં આવી તોપણ તેજ અરસામાં દેશમાં કેટલાક કમનસીબ બનાવો બનવાથી તેની જોઈએ તેટલી સારી અસર થઈ નહિ.

આપણા દેશમાં ચાલતી રાજદ્રોહની ચળવળ દાબી દેવા માટે અમલદારોને કડક સત્તા આપનારો '**રોલૅટ એકટ**' પસાર કરવામાં આવ્યો. આ કાયદામાં કોઈપણ માણસની સ્વતંત્રતા છીનવી લેવાની સરકારને સત્તા આપવામાં આવી. એથી કરીને આખા દેશમાં અસંતોષ ફેલાયો, મહાત્મા ગાંધીએ રોલૅટ કાયદા સામે સત્યાગ્રહની ચળવળ શરૂ કરી. તેમને પંજાબમાં જતાં અટકાવ્યા. આથી દેશના લોકો ઉશ્કેરાયા ઘણે ઠેકાણે હુલ્લડો થયાં. પંજાબમાં મામલો વિફરેલો

હોવાથી ત્યાં લશ્કરી કાયદો જાહેર કરવાની ફરજ પડી. અમૃતસર શહેરના **જલિઅનવાલા** બાગમાં ભરાએલી સભા ઉપર **જનરલ ડાયરે** ગોળીબાર કર્યો; તેથી ઘણાં નિર્દોષ માણસો મરણ પામ્યાં, અને ઘણા લોકો ઘાયલ થયા. દેશની પ્રજાએ સરકાર સામે સત્યાગ્રહ અને અહિંસાત્મક અસહકારની લડત આરંભી. પરિણામે નવા સુધારાથી મળેલી ધારાસભાઓનો બહિષ્કાર કરવામાં આવ્યો.

અફઘાનિસ્તાનના અમીર **હબીબ-ઉલ્લાનું** ઇ. સ. ૧૯૧૯માં ખૂન થયું, અને તેની પછી તેનો દીકરો **અમાનુલ્લાખાન** અમીર બન્યો. તેણે અંગ્રેજોથી સ્વતંત્ર થવા સરહદના પ્રદેશ ઉપર ચઢાઈ કરી. અંગ્રેજો સાથે તે ટુંક સમયમાં હાર્યો અને છેવટે **રાવળપીંડીમાં** સુલેહ કરી. એ સંધી મુજબ અફઘાનિસ્તાનને અપાતી રકમ બંધ કરવામાં આવી. તેને સ્વતંત્ર રાજ્ય તરીકે ગણવાનું સ્વીકાર્યું

નવા સુધારા મુજબ રચાએલી ધારાસભામાં ખુલ્લી મૂકવા નામદાર ડયુક **ઑફ કોનોટ** હિંદમાં પધાર્યા, ઇ. સ. ૧૯૨૧.

લૉર્ડ ચેમ્સફર્ડના હોદ્દાની મુદત પુરી થવાથી તે સ્વદેશ ગયો અને તેની જગાએ લૉર્ડ રેડિંગ વાઇસરોય નિમાઈ હિંદમાં આવ્યો, ઇ. સ. ૧૯૨૧.

## પ્રશ્નો

(૧) કોરોનેશન દરબાર વિષે શું જાણો છો? નામદાર પાંચમા જ્યોર્જે એ પ્રસંગે શી શી નવાજેશો કરી હતી?

(૨) યુરોપમાં શરૂ થએલા મહાન વિગ્રહમાં હિંદે શો ફાળો આપ્યો હતો? યુદ્ધના અંતે હિંદને શા લાભો મળ્યા?

(૩) મૉન્ટેગ્યુ-ચેમ્સફર્ડ સુધારાથી કયા કયા ફેરફારો થયા?

(૪) નીચેના બનાવો વિષે ટુંક નોંધ લખો: પેરિસની સુલેહ, રૉલેટ એક્ટ, અફઘાન વિગ્રહ.

## યાદ રાખવા જેવા કેટલાક બનાવો.

(૧) શહેનશા પાંચમા જ્યોર્જની હિંદમાં પધરામણી ઇ. સ. ૧૯૧૧
(૨) યુરોપમાં મહાન યુદ્ધની શરૂઆત ... ... ઇ. સ. ૧૯૧૪
(૩) મહાન યુદ્ધનો અંત, પેરીસમાં સુલેહની સભા... ઇ. સ. ૧૯૧૯
(૪) મોન્ટેગ્યુ–ચેમ્સફર્ડ સુધારા ... ... ... ઇ. સ. ૧૯૧૯

---

# ૪. પ્રગતિકારક હિંદ, ભાગ ૪ થો

[ ઇ. સ. ૧૯૨૧–૧૯૩૫ ]

### ૧. લૉર્ડ રેડિંગ: ઈ. સ. ૧૯૨૧–૧૯૨૬

આ વાઇસરૉય ઇંગ્લૅંડના વડા ન્યાયાધિશના હોદ્દા પરથી આવ્યો હતો. તે અનુભવી અને વૃદ્ધ હતો. હિંદના અશાંત મામલાને કાબુમાં રાખવા તેની નીમણુંક થઈ હતી.

તે આવ્યો ત્યારે સરકાર સાથે કોઈપણ પ્રકારનો સંબંધ ન રાખવા ત્રિવિધ બહિષ્કારની ચળવળ પૂર જોસમાં ચાલતી હતી. મુસલમાનોએ **ખિલાફતની ચળવળ** શરૂ કરી સરકાર સાથે બહિષ્કાર કર્યો હતો.

લૉર્ડ રેડિંગે દમનનીતિથી કામ લઈ દેશનેતાઓને જેલમાં પૂર્યા આગેવાનો જેલમાં જવાથી લડત અહિંસક ન રહેવાથી તૂટી પડી.



લૉર્ડ રેડિંગ

ગાંધીજીનો ધારાસભા બહિષ્કારનો સિદ્ધાંત કેટલા

દેશનેતાઓને પસંદ ન હતો. તેથી દેશબંધુ દાસ, પંડિત મોતીલાલ નહેરૂ, વિઠ્ઠલભાઈ પટેલ, મદનમોહન માલવિયા અને લાલા લજપતરાય જેવા આગેવાનોએ **સ્વરાજ્ય પક્ષ** સ્થાપી ધારાસભાની બીજી ચૂંટણીમાં ભાગ લીધો. સ્વરાજ્ય પક્ષના ઘણા નેતાઓ ચુંટાયા. ધારાસભાના પ્રમુખ તરીકે **વિઠ્ઠલભાઈ** પટેલની પ્રથમ ચુંટણી થઈ, ઇ. સ. ૧૯૨૫.




વડી ધારાસભાના પ્રથમ ચુંટાએલા પ્રમુખ તેઓ હતા.

વિઠ્ઠલભાઈ પટેલ

લૉર્ડ રેડિંગે બાહોશીથી ધીરજથી અને ડહાપણથી કામ લઈ દેશના ધુંધવાયલા અગ્નિને ઉપલક દૃષ્ટિએ શાંત પાડયો; તથા બીજાં કેટલાંક કામો કર્યાં હતાં.

(૧) દેશના હુન્નર ઉદ્યોગોને રક્ષણ આપવા **ટેરિફ બૉર્ડ** સ્થાપ્યું.

(૨) લશ્કરી ખર્ચમાં ઘટાડો કરવા **લૉર્ડ ઇંચિકેપના** પ્રમુખપણા નીચે કમિટિ નીમી.

(૩) દેશી રાજ્યોને રક્ષણ આપવા **પ્રિન્સિઝ પ્રોટેકશન** બિલ પાસ કરાવ્યું.

(૪) દિલ્હી, નાગપુર, લખનૌ :અને ઢાકામાં યુનિવર્સિટિઓ સ્થાપવામાં આવી.

(૫) વરાડ પ્રાંત નિઝામે પાછો માગતાં તેના ઉપર નિઝામનો બિલકુલ હક નથી એમ જાહેર કર્યું.

(૬) ઇંદોરના તુકાજીરાવ હોલ્કરને પદભ્રષ્ટ કરી તેના પુત્ર યશવંતરાય હોલ્કરને ગાદી આપી.

**પ્રિન્સ ઑફ વેલ્સ**—શહેનશાહ આઠમા એડવર્ડ–લૉર્ડ રેડિંગના સમયમાં હિંદમાં પધાર્યા હતા. પરંતુ દેશમાં ચાલતી અસહકારની ચળવળને અંગે તેમને યોગ્ય આવકાર મળ્યો ન હતો.

લૉર્ડ રેડિંગ ઇ. સ. ૧૯૨૬માં વિદાય થયા. તેમની પછી લૉર્ડ અરવીન વાઇસરોય નિમાયા.

## ૨. લૉર્ડ અરવીન : ઇ. સ. ૧૯૨૬–૧૯૩૧

આ વાઇસરોય ઉદાર દીલનો અને ભલો હતો. હિંદમાં શાંતિ સ્થાપવા તે ઇંતેજાર હતો.

મોન્ટ–ફર્ડ સુધારા મુજબ અમલ કરતાં દશ વર્ષ થવાથી બીજા નવા સુધારા કેટલીક હદે આપી શકાય, તથા હિંદે દશ વર્ષમાં કેટલી પ્રગતિ કરી તેની તપાસ માટે પાર્લમેન્ટે **સર જૉન સાઇમનના** પ્રમુખ પણા નીચે ઇ. સ. ૧૯૨૮ માં શાહી કમીશન નીમ્યું. આ કમિશન **સાઇમન કમિશન** તરીકે ઓળખાયું. કમિશનમાં એક પણ હિંદી ન નીમાયાથી હિંદના બધા પક્ષોએ તેનો બહિષ્કાર કર્યો અને તેમની તપાસમાં ભાગ લીધો નહિ.



લૉર્ડ અરવીન

કમિશને હિંદમાં ફરીને ઈ. સ. ૧૯૩૦માં જે રિપોર્ટ બહાર પાડયો તેનાથી પણ એકપણ હિંદીને સંતોષ ન થયો.

ઈંગ્લંડની સરકારે કમિશનના વાતાવરણમાં સુધારો કરવા લંડનમાં પ્રથમ ગોળમેજી પરિષદ–**રાઉન્ડ ટેબલ કૉન્ફરન્સ**–ભરવાનું નક્કી કર્યું. મહાસભાએ એ પરિષદમાં ભાગ લીધો નહિ.

દરમિઆન લાહોરમાં ભરાએલી મહાસભાએ સંપૂર્ણ સ્વરાજ્યની માગણીનો ઠરાવ પાસ કર્યો, અને ગાંધીજીને સવિનય કાયદાભંગની છૂટ આપી. મહાત્મા ગાંધીએ ૧૧ મુદ્દા રજુ કરતો વાઈસિરોય લૉર્ડ અરવીનને પત્ર લખ્યો. તેનો જવાબ સંતોષકારક ન આવતાં ઈ. સ. ૧૯૩૦ ના એપ્રિલની છઠ્ઠી તારીખે મીઠાના કાયદા ભંગની લડત શરૂ કરી. તે પોતાના ૮૦ સાથીઓ સાથે **દાંડી** સુધી ચાલતા ગયા. તે પછી કાયદાભંગની લડત પૂર જોશમાં ચાલી. હજારો લોકો કેદ પકડાયા. સરકારને નવા ઓર્ડીનન્સો બહાર પાડવા પડયા. વડી ધારાસભાના પ્રમુખ ના૦ વિઠ્ઠલભાઈ પટેલ પણ પ્રમુખ-પદનું રાજીનામું આપી લડતમાં ભળ્યા અને જેલમાં ગયા.

લંડનમાં ભરાએલી પહેલી ગોળમેજી પરિષદમાં મહાસભાએ ભાગ ન લેવાથી કંઈ ચોક્કસ કાર્ય થઈ શકયું નહિ. દરમિઆન મહાત્મા ગાંધી છુટવાથી તેમની સાથે લૉર્ડ અરવીને વાટાઘાટ કરી. મહાસભાએ સરકાર સાથે સમજુત કરી કેટલાક કરાર કર્યા તે **ગાંધી–અરવીન** કરાર કહેવાય છે. આ કરાર મુજબ મહાસભાએ લડત મુલતવી રાખી, રાજદ્વારી કેદીઓને છોડવામાં આવ્યા અને બીજી પરિષદમાં ગાંધીજીએ હાજરી આપવા કબુલ કર્યું.

લૉર્ડ અરવીનના કારભારમાં બીજા કેટલાક બનાવ બન્યા હતા.

(૧) હિંદનાં દેશી રાજ્યો સાથેના કરારો તપાસવા **બટલર કમિટિ** હિંદમાં આવી હતી, ઇ. સ ૧૯૨૯.

(૨) બાળલગ્ન નાબુદ કરવા **સર હરબિલાસ શારદાએ** એક કાયદો રજુ કર્યો તે ધારાસભાએ પાસ કર્યો. તે શારદા એકટ કહેવાય છે.

(૩) ઈંગ્લેંડ અને હિંદ વચ્ચે હવાઈ વ્યવહારની શરૂઆત થઈ.

લૉર્ડ અરવીન હોદ્દાની મુદત પુરી થતાં સને ૧૯૩૧માં સ્વદેશ ગયો અને લોર્ડ વિલિંગ્ડન વાઇસરોય તરીકે આવ્યો.

## ૩. લૉર્ડ વિલિંગ્ડન : ઇ. સ. ૧૯૩૧-૧૯૩૬

ઇ. સ. ૧૯૩૧ના એપ્રિલની ૧૭ મી તારીખે લૉર્ડ વિલિંગ્ડને હોદ્દાનો ચાર્જ લીધો. તેણે અગાઉ મુંબઈ અને મદ્રાસના ગવર્નર તરીકે કામ કર્યું હોવાથી હિંદુસ્તાનનો તેને સારો અનુભવ હતો.



લૉર્ડ વિલિંગ્ડન

આ સમયે લંડનમાં બીજી ગોળમેજી પરિષદ ભરવાની ગોઠવણ થઈ રહી હતી. લૉર્ડ વિલિંગ્ડને આવીને મહાસભાના પ્રતિનિધિ તરીકે ગાંધીજીને મોકલ્યા.



મહાત્મા ગાંધીજી

મહાત્મા ગાંધીએ પરિષદમાં કાંગ્રેસના વિચારો રજુ કર્યા. વડા પ્રધાન **રામ્સે મેકડોનલ** અને હિંદી વજીર **સેમ્યુઅલ હોર**ની મુલાકાત લીધી. પરિષદમાં ચુટણીના કામમાં હિંદુ અને મુસલમાનો એકમત થઈ શક્યા નહિ.

લંડનમાં પરિષદનું કામકાજ ચાલતું હતું, તે દરમિઆન અહીંઆં લૉર્ડ વિલિંગ્ડને બંગાળાના ક્રાંતિકારીઓની પ્રવૃત્તિ દાબી દેવા **નવા ઑર્ડિનન્સો** બહાર પાડ્યા. **પંડિત જવાહરલાલ નહેરૂ** અને સરહદના નેતા **અબ્દુલ ગફારખાનને** જેલમાં પૂર્યા.

લંડનથી ૧૯૩૧ ના ડીસેમ્બરની ૨૮ મીએ ગાંધીજી હિંદ પાછા ફર્યા અને બંગાળાની પરિસ્થિતિ સંબંધી વાઈસરોયની મુલાકાતની માગણી કરી. પરંતુ તેમની સાથે મતભેદ પડતાં ફરીથી કાયદાભંગની લડત શરૂ થઈ. સરકારે દેશના સઘળા આગેવાનોને **પ્રથમથીજ** જેલમાં પૂરી દીધા. કોંગ્રેસની સંસ્થાઓ જપ્ત કરી, આથી લડતને જોઈતો વેગ ન મળ્યો.

ગાંધીજીએ છેવટે સામુદાયિક સવિનય ભંગ મુલ્તવી રાખ્યો અને વ્યક્તિગત લડતની છૂટ આપી. ગાંધીજીને ફરીથી પકડયા.

મુસલમાનોની પેઠે અંત્યજોનાં હિંદુઓથી અલગ મતદાર મંડળો રચવાના વડા પ્રધાનના ચુકાદા સામે ગાંધીજીએ જેલમાં મરણાંત ઉપવાસ આદર્યા, પરિણામે **પુના કરાર**નો સ્વીકાર કરી કોમી ચુકાદો સુધાર્યો. તે પછી **હરિજન પ્રવૃત્તિ**ને અંગે તેમનો બીનશરતી છૂટકારો થયો. પોતાની સજા પુરી થતા પહેલાં તે છૂટયા હોવાથી વચગાળાનો સમય તેમણે દેશના હરિજનોના ઉદ્ધાર તથા ગ્રામ્ય સુધારણા માટે ગાળ્યો.

ઑર્ડિનન્સોને લીધે દેશભરમાં શિથિલતા વ્યાપી ગઈ હતી. તેમાંથી બચવા માટે ધારાસભા પ્રવેશ જરૂરનો છે; એમ હવે ઘણા મહાસભાવાદીઓ માનવા લાગ્યા. તે માટે અખિલ ભારત સ્વરાજ્ય પક્ષ સજીવન કરી વડી ધારાસભાની ચૂંટણીમાં ઉભા રહેવાનું નક્કી કર્યું. મહાસભાએ **પાર્લમેન્ટરી બૉર્ડ**ની સ્થાપના કરી.

આ દરમિઆન લંડનમાં **ત્રીજી ગોળમેજી પરિષદ** ભરાઈ. હિંદને આપવાના હક્કો સંબંધી ઇંગ્લેંડની સરકારે **શ્વેત પત્ર** બહાર પાડયો. શ્વેત પત્ર પર વિચાર કરવા એક **પાર્લમેન્ટરી જૉઇંટ કમિટિ** નીમી. પરંતુ શ્વેતપત્ર કોઈ પણ રીતે હિંદની રાષ્ટ્રિય માગણી વ્યક્ત કરતું નથી તેથી તે નકામું છે એમ મહાસભાએ ચોકખું જણાવી દીધું.

પાર્લમેન્ટરી જોઇંટ કમિટિએ ઘડી કાઢેલા રિપોર્ટ ઉપરથી હિંદુસ્તાનના નવા રાજ્યવહીવટ માટે પાર્લમેન્ટે **ગવર્નમેન્ટ ઑફ ઇન્ડિઆ એક્ટ** સને ૧૯૩૫ માં પસાર કર્યો. તેને ૨૨ મી જુલાઈ ૧૯૩૫ ના રોજ શહેનશાહની મંજુરી મળવાથી, તેનો અમલ કરવાની તૈયારીઓ હિંદમાં થવા લાગી.

આ કાયદા મુજબ નીચેના મહત્વના ફેરફારો કરવામાં આવશે.

(૧) આખા હિંદનું **ફેડરેશન ઑવ ઇન્ડિઆ** સ્થાપવામાં આવશે. એમાં બ્રિટિશ હિંદ અને દેશી રાજ્યોનો સમાવેશ થશે.

(૨) "**ફેડરલ એસેમ્બલી**" અને "**કાઉન્સિલ ઑફ સ્ટેટ**" નામની બે ધારાસભાઓ સ્થપાશે. એસેમ્બલીમાં લોકનિયુક્ત સભ્યોની બહુમતી રહેશે.

(૩) ગવર્નર જનરલને મદદ કરવા ૧૦ પ્રધાનો નીમાશે. પ્રધાનમંડળની મદદથી ગવર્નર જનરલ રાજ્યકારભાર ચલાવશે.

(૪) આખા દેશને માટે એક **ફેડરલ કોર્ટ** સ્થાપવામાં આવી. તે કોર્ટમાં એક મુખ્ય ન્યાયાધિશ અને બીજા છ મદદકર્તા નીમાશે. તેમની નીમણુંક નામદાર શહેનશાહ કરશે. કોર્ટનું મૂખ્ય મથક દિલ્હી રહેશે.

(૫) મુંબઈ, મદ્રાસ, બંગાળા, સંયુક્તપ્રાંતો અને બિહારમાં અત્યારની ધારાસભાઓ ઉપરાંત બીજી ધારાસભા સ્થપાઈ. પ્રાંતોમાં દ્વિરાજ્ય પદ્ધતિ કાઢી નાખી બધાં ખાતાંનો વહીવટ પ્રધાનોને સોંપ્યો.

(૬) સિંધ અને ઓરિસ્સાને છૂટા પાડી ત્યાં જુદા ગવર્નર નીમાયા. તથા ત્યાં હાલની માફક ધારાસભા સ્થાપવામાં આવી. હિંદથી બ્રહ્મદેશને અલગ કરવામાં આવ્યો.

શહેનશાહ પાંચમા જ્યૉર્જને રાજ્ય અમલનાં ૨૫ વરસ પુરાં થવાથી બ્રિટિશ સામ્રાજ્યમાં **રોપ્ય મહોત્સવ** ઉજવામાં આવ્યો.

શહેનશાહ પાંચમા જ્યૉર્જનો સને ૧૯૩૬ ના ૨૦ મી જાન્યુઆરિએ સ્વર્ગવાસ થયો. તેમની પછી તેમના પાટવીપુત્ર **શહેનશાહ આઠમા એડવર્ડ** ગાદીએ આવ્યા.

લૉર્ડ વિલિંગ્ડનની મુદત પુરી થવાથી તેમની જગાએ માર્કવિસ ઑફ લિન્લીથગો વાઈસરોય તરીકે આપણા દેશમાં આવ્યા, ઇ. સ. ૧૯૩૬.

# પ્રશ્નો

(૧) લૉર્ડ રેડીંગની નીમણુંક કયા હેતુસર થઈ હતી? તેણે આવીને શાં શાં કાર્યો કર્યા?

(૨) સાયમન કમિશન, રાઉન્ડ ટેબલ કૉન્ફરન્સ, બટલર કમિટિ અને શ્વેતપત્ર વિષે ટુંક નોંધ લખો.

(૩) સને ૧૯૩૫ નો ગવર્નમેન્ટ ઑફ ઇંડિઆ એક્ટ પસાર થવાથી કયા ફેરફારો થયા?

(૪) લૉર્ડ અરવીન અને લૉર્ડ વિલિંગ્ડનની કારકિર્દી વિષે તમે શું જાણો છો?

## યાદ રાખવા જેવા કેટલાક બનાવો

(૧) વડી ધારાસભાના પ્રથમ હિંદી પ્રમુખ તરીકે વિઠ્ઠલભાઈ પટેલ ચૂંટાયા. ... ... ઇ. સ. ૧૯૨૫

(૨) સાયમન કમિશન હિંદમાં આવ્યું. ... ઇ. સ. ૧૯૨૮

(૩) પ્રથમ ગોળમેજી પરિષદ લંડનમાં ભરાઈ ... ઇ. સ. ૧૯૩૧

(૪) ઇન્ડિઆ કાઉન્સિલ એક્ટ પસાર થયો. ... ઇ. સ. ૧૯૩૫

(૫) શહેનશાહ પાંચમા જ્યૉર્જનું મરણ. ... ઇ. સ. ૧૯૩૬

# ૫. પ્રગતિકારક હિંદ, ભાગ ૫ મો

[ ઇ. સ. ૧૯૩૬ થી ચાલુ ]

## ૧. લૉર્ડ લિન્લીથગો: ઇ. સ. ૧૯૩૬ થી ચાલુ

આ વાઇસરોય લૉર્ડ અરવીને ખેતીવાડી માટે નીમેલા શાહી કમીશનના પ્રમુખ તરીકે હિંદમાં આવ્યા હતા. તેમને ખેતી સુધારણામાં ઘણો રસ છે. હોદ્દાનો ચાર્જ લીધા પછી તેમણે ગાય બળદની ઓલાદ સુધારવા પ્રથમ લક્ષ આપ્યું છે; તથા દેશના આગેવાનો અને રાજા મહારાજાઓ તે પ્રવૃત્તિને વેગ આપે એમ ઇચ્છા રાખે છે.

## શાહેનશાહ આઠમા એડવર્ડનો ગાદી ત્યાગ: ઇ. સ. ૧૯૩૬

પ્રિન્સ ઑફ વેલ્સ તરીકે લાંબા સમયના જાહેર જીવનથી દુનિઆની પ્રજાનો પ્રેમ મેળવનાર આઠમા એડવર્ડના એકાએક ગાદી ત્યાગથી સઘળી પ્રજા દિગમૂઢ બની. ગાદીત્યાગનું કારણ એમ બન્યું, કે તેઓ અવિવાહીત હતા અને એક અમેરિકન બાનુ મિસિસ સીમ્પ્સન સાથે તેમને લગ્ન કરવાની ઇચ્છા થઈ. આ લગ્નમાં પ્રધાન-મંડળે વાંધો ઉઠાવ્યો. એક બંધારણીય રાજા તરીકે પ્રધાનમંડળની સલાહને તેઓ અવગણી શકે તેમ ન હતા. તેમજ એક માણસ તરીકે પોતાની ઇચ્છા મુજબની સ્ત્રી સાથે લગ્ન કરવા દેવામાં ન આવે, તો તેઓ પોતાના હોદ્દાની મહાન્ જવાબદારીઓ ઉઠાવી શકે તેમ ન લાગવાથી તેમણે પોતાના નાના ભાઈ ડયુક ઑફ યોર્કની તરફેણમાં સને ૧૯૩૬ ના ડીસેમ્બરની ૧૧ મી તારીખે ગાદીત્યાગ કર્યો અને વિંડસર નામ ધારણ કરી પ્રવાસે ચાલી નીકળ્યા.

એક સ્ત્રીના પ્રેમ ખાતર વંશપરંપરાથી ઉતરી આવેલો રાજ-મુગટ ફગાવી દીધાનો આ બનાવ દુનિયામાં અજોડ છે.

## શહેનશાહ છઠ્ઠા જ્યૉર્જ: ઇ. સ. ૧૯૩૬ થી ચાલુ.



શહેનશાહ છઠ્ઠા જ્યૉર્જ

આઠમા એડવર્ડ પછી તેમના નાના ભાઈ છઠ્ઠા જ્યૉર્જ તરીકે ગાદીએ આવ્યા અને હિંદના શહેનશાહ થયા. ગાદીએ આવ્યા બાદ પ્રથમ કૃત્ય તરીકે તેમણે પોતાના ભાઈને ડયુકનો ખિતાબ આપ્યો. જેથી હવે પછી તેઓ 'હિઝ રોયલ હાઈનેસ ડયુક ઑફ વિન્ડસર તરીકે ઓળખાશે.

## શહેનશાહ અને નિઝામ વચ્ચેના કરારો

વરાડના ભવિષ્ય વહીવટ સંબંધમાં નિઝામ સાથે સને ૧૯૩૬ના નવેમ્બરમાં છેવટના કરારો નીચે મુજબ થયા.

(૧) નિઝામને વંશપરંપરા માટે 'હિઝ હાઈનેસ ધી નિઝામ ઑફ હૈદ્રાબાદ અને વરાડ'નો ખિતાબ મળશે. (૨) નિઝામના પાટવી કુંવર અને તેમના વંશજો "હિઝ હાઈનેસ ધી પ્રિન્સ ઑફ વરાડ" તરીકે ઓળખશે. (૩) વરાડમાં યુનીયન ઝેકની સાથે નિઝામનો વાવટો ફરકશે. (૪) નિઝામને આપવામાં આવતી ૨૫ લાખ રૂપીઆની રકમ ચાલુ રહેશે. (૫) વરાડના વતનીઓને ઇલ્કાબ આપવાનો નિઝામનો હક રહેશે.

## પ્રાંતિક સ્વરાજ્યનો અમલ: ઇ. સ. ૧૯૩૭

મોન્ટફર્ડ સુધારા મુજબના પ્રાંતિક રાજતંત્રનો ૩૧ મી માર્ચ ૧૯૩૭ થી અંત આવ્યો અને સને ૧૯૩૫ના ગવર્નમેન્ટ

ઑફ ઈન્ડિઆ એક્ટ મુજબ નવા પ્રાંતિક રાજ્યતંત્રનો અમલ શરૂ થયો.

**પ્રાંતિક રાજયતંત્ર અને મહાસભા**

૧લી એપ્રિલ ૧૯૩૭થી અમલમાં આવનારા બંધારણનો સ્વીકાર નહિ કરવાનો હિંદી મહાસભાએ નિર્ધાર કરેલો; તેથી તે દિવસે સમગ્ર દેશમાં હડતાળો પડી. એ નવા બંધારણ મુજબ બનનારી પ્રાંતિક ધારાસભાની ચૂંટણીમાં ભાગ લઈ ધારાસભાઓ કબજે કરી તે મારફતે બંધારણનો અંત લાવવાનું નક્કી કરવામાં આવ્યું. જેથી દેશના ૧૧ પ્રાંતોમાંથી—મુંબઈ, મદ્રાસ, ઓરિસ્સા, બિહાર, મધ્યપ્રાંત, અને સંયુક્ત પ્રાંત એ—૭ પ્રાંતોમાં મહાસભા પક્ષે બહુમતી મેળવી.

પ્રાંતિક ધારાસભાઓમાં બહુમતિ પક્ષને પોતાનું પ્રધાનમંડળ રચવાનો અધિકાર છે. એથી ચૂંટણી પછી હોદ્દા સ્વીકારનો પ્રશ્ન ચર્ચાવા લાગ્યો. ફૈજપુરમાં ભરાએલી મહાસભાએ એવો ઠરાવ કર્યો કે "બંધારણની હદમાં રહીને પ્રધાનો રાજ્યકારભાર કરે ત્યાં સુધી ગવર્નરો એમને મળેલી અસાધારણ સત્તાનો ઉપયોગ ન કરે એવી ખાતરી આપવામાં આવે તોજ હોદ્દા સ્વીકારવા." બ્રિટિશ સરકાર તરફથી ગવર્નરો ઉપરના ઠરાવની ખાત્રી આપી શકયા નાહ, અને બહુમતિ પક્ષે હોદ્દા સ્વીકાર્યા નહિ. જેથી ૭ પ્રાંતોમાં ગવર્નરોએ વચગાળાનાં પ્રધાનમંડળો રચીને વહીવટ ચાલુ કર્યો. બહુમતિ પક્ષે હોદ્દા નહિ સ્વીકાર્યાથી સરકારની મુંઝવણ વધી પડી. એનો તોડ કાઢવા હિંદી વજીરે પાર્લમેન્ટમાં એ પ્રશ્નની ચોખવટ કરતાં જણાવ્યું, કે "ગવર્નરોને મળેલી સત્તાનો ઉપયોગ તેઓ ભાગ્યેજ કરશે." તે પછી જુનની આખરે ના. વાઈસરોયે પણ ઉપરની મતલબનું પરિસ્થિતિની ચોખવટ કરતું બંધારણીય નિવેદન બહાર પાડયાથી વર્ધામાં મળેલી મહાસભાની કાર્યવાહક સમિતિએ હોદ્દા સ્વીકારને બહાલી આપી. પરિણામે જુલાઇ માસમાં ૭ પ્રાંતોમાં મહાસભા પક્ષે પ્રધાનમંડળ રચ્યાં. મહાસભા પક્ષના પ્રધાનો પ્રજાહિતાર્થનાં—

જેવાં કે દારૂબંધી, જમીન મહેસુલમાં ઘટાડો, ખેડુતોના દેવાનો નિકાલ, સ્વાલંબી પ્રાથમિક કેળવણી, ગ્રામ્યઉદ્યોગોની ખીલવણી અને ગામડાંની પુનર્ઘટના–કાર્યો કરવાની ઉમેદ સેવે છે. જો કે બંધારણની અનેક આંટીઘુંટીઓ અને આર્થિક સંકડામણો જોતાં તેમને કેટલી સફળતા મળશે એ અત્યારે શું ધારી શકાય ?

**હિંદુ સ્ત્રીના વારસાના અધિકારનો કાયદો**

હિંદની વડી ધારાસભામાં મહાસભા પક્ષના સભ્ય ડૉ. દેશમુખે ઉપરનો ખરડો ધારાસભામાં દાખલ કર્યો. તે બીલ પાસ થવાથી હવે કોઇ હિંદુ પુરુષ વીલ કર્યા વિના મરી જાય, તો તેની સમસ્ત મિલ્કત તેની વિધવાને, પુત્રોને, પુત્રીઓને અને ગુજરી ગએલા પુત્રોની વિધવાઓને સરખે ભાગે મળે. આ કાયદાથી વિધવાઓને વારસાઇ હક મળતાં તેમની સ્થિતિ કંઇક સુધરશે.

**ફેડરલ હાઇકોર્ટની પ્રથમ બેઠક**

સને ૧૯૩૫ના ગવર્નમેન્ટ ઇંડિઆ એકટ મુજબ ફેડરેશન સ્થપાશે તેના પ્રાંત પ્રાંત વચ્ચેના, કે દેશીરાજ્યો વચ્ચેના કાયદાની તકરારોનો નિકાલ કરવા તથા પ્રાંતોની અને ફેડરેશનમાં દાખલ થએલાં દેશીરાજ્યોની હાઇકોર્ટો તરફથી આવતી અપીલો સાંભળવા માટેની ફેડરલ કોર્ટની બેઠક દિલ્હીમાં ૬ ઠ્ઠી ડીસેમ્બર ૧૯૩૭થી શરૂ થઇ. સમસ્ત હિંદની આ પહેલીજ અદાલત છે. આ મધ્યવર્તી અદાલતના પ્રથમ વડા ન્યાયાધિશ તરીકે **સર મોરીસ ગ્વાયર** નીમાયા છે.

## પ્રશ્નો

(૧) શહેનશાહ આઠમા એડવર્ડે ગાદીત્યાગ શા માટે કર્યો ?

(૨) વરાડ પ્રાંત સંબંધમાં નિઝામની સાથે કયા કરારો થયા ?

(૩) મહાસભા પક્ષના પ્રધાનમંડળે રાજ્યતંત્ર હાથમાં લીધા પછી કયાં કયા અગત્યનાં કામો કર્યાં છે ?

(૪) ફેડરલ કોર્ટનાં કામો જણાવો.

# ૬. અંગ્રેજી અમલ દરમિઆન હિંદુસ્તાનની સ્થિતિનું દિગ્દર્શન

## સાહિત્ય અને કેળવણી

પ્રાચીનકાળમાં આપણો દેશ ગણિત, ખગોળ, શિલ્પ, અને તત્ત્વજ્ઞાનમાં પારંગત ગણાતો. દેશમાં ઉચ્ચ શિક્ષણની મહાન વિદ્યાપીઠો હતી. એ પ્રાચીન વિદ્યાપીઠોનો મધ્યયુગના રાજ્યક્રાંતિના સમયમાં નાશ થયો. મોગલાઈયુગ તેમજ મરાઠાયુગમાં પણ દેશની પ્રજાને કેળવણી આપતી સંસ્થાઓને કોઈ જાતનું પદ્ધતિસરનું ઉત્તેજન મળતું નહિ. એ સંસ્થાઓને પ્રજા પોતાની જરૂરિઆત પ્રમાણે પોષતી અને નિભાવતી.

ઇસ્ટ ઈન્ડિઆ કંપનિએ પણ અમુક મુદત સુધી એ પ્રથામાં કંઈ ફેરફાર ન કર્યો. પરંતુ સને ૧૮૩૩ના કંપનિના પટા વખતે કાયદાની કલમથી હિંદની પ્રજાને કેળવણી આપવાની ફરજ તેને માથે નાખી. તે સમયના ન્યાયખાતાના મેમ્બર લૉર્ડ મેકોલેના પ્રયત્નથી હિંદમાં અંગ્રેજી ભાષામાં કેળવણી આપવાનો નિર્ણય સ્વીકારાયો. વળી રાજદરબારમાં ફારસી ભાષાને બદલે અંગ્રેજી ભાષાને સ્થાન મળ્યું. પરિણામે હિંદમાં અંગ્રેજી કેળવણીની અગત્ય અને કિંમત વધી; જેથી એ ભાષાનો અભ્યાસ વધ્યો. દેશમાં નવી શાળાઓ અને કોલેજો ઉઘડવા લાગી. એ રીતે આજે કેળવણીની જે પદ્ધતિ હિંદમાં ચાલુ છે તેનો પાયો નંખાયો.

સને ૧૮૫૩ની સાલમાં બૉર્ડ ઓફ કન્ટ્રોલના પ્રમુખ સર ચાર્લ્સવુડે કેળવણીના પ્રશ્નની નવેસરથી છણાવટ કરીને નવો ખરડો તૈયાર કર્યો. તે આધારે દરેક પ્રાંતમાં યુનિવર્સીટીઓ અને કેળવણીખાતાં શરૂ થયાં.

અંગ્રેજી ભાષાને લીધે હિંદના જુદી જુદી ભાષા બોલનારા લોકો પણ એક બીજાના વિચારો સહેલાઈથી સમજે છે. તેને લીધે હિંદમાં રાષ્ટ્રિય જાગૃતિ અને રાષ્ટ્રિય એકતા વધ્યાં. વળી દરેક પ્રાંતની–બંગાળી ગુજરાતી, મરાઠી, હિંદી વગેરે માતૃભાષાઓના સાહિત્યની ખીલવણી થઈ. સાહિત્યના ક્ષેત્રમાં રવિન્દ્રનાથ ટાગોર, રમેશચંદ્ર દત્ત, અને સરોજીની નાયડુ વગેરેની તથા વિજ્ઞાનમાં પ્રફુલ્લચંદ રોય, જગદીશચંદ્ર બોઝ, અને સર સી. વી. રામન જેવાઓની દુનિઆના વિદ્વાનોમાં ગણતરી થાય છે.

## સામાજિક અને ધાર્મિક સ્થિતિ

અંગ્રેજી અમલ જામ્યા પછી અંગ્રેજોના સહવાસથી તથા અંગ્રેજી કેળવણીના પ્રચારથી આપણા સામાજિક અને ધાર્મિક જીવનમાં મહત્વના ફેરફારો થયા. જુના રૂઢિપૂજકો જે રિવાજો સારા ગણતા તે રિવાજો ઘાતકી અને બીન જરૂરી મનાવા લાગ્યા. તેવા કેટલાક ઘાતકી રિવાજો સરકારની મદદ લઈને નાબુદ કરવાની પ્રવૃત્તિઓ થવા લાગી. સતી થવાનો રિવાજ બંધ કરવા લૉર્ડ વિલિયમ બેન્ટિકે ખાસ કાયદો કર્યો હતો તે તમે જાણો છો. દૂધપીતી કરવાનો નિંદ્ય રીવાજ લોકોએ ધીમે ધીમે સમજીને દૂર કર્યો. બાળલગ્નો બંધ કરવા કેટલાક સમાજ સુધારકોએ પ્રયત્નો કર્યા તેને પરિણામે ૧૮ અને ૧૪ વરસની ઉંમર થતા પહેલાં અનુક્રમે છોકરા અને છોકરીનાં લગ્ન ન કરી શકાય તેવો કાયદો ઘડાયો. વળી આંતરજાતિય લગ્નો માટે **સિવિલ મેરેજ એકટ** પણ ઘડાયલો છે. નવા સુધારકો આવાં લગ્નોને વધાવે છે અને તેમને ઉત્તેજન પણ આપે છે. વિધવા વિવાહને વખોડનારાઓ પણ ઘટતા જાય છે. એ બધું પાશ્ચાત્ય સંસ્કૃતિનાં લક્ષણો તરફ આપણે એટલા આકર્ષાયા છીએ તે બતાવે છે. હિંદુસમાજના કલંકરૂપ અસ્પૃશ્યતા પણ ધીમે ધીમે નાબુદ થતી જાય છે. અસ્પૃશ્ય ગણાતા વર્ગોને જાહેર કુવા,

જાહેર શાળાઓ, જાહેર રસ્તા અને બીજી બધી જાહેર સંસ્થાઓ વાપરવાનો બીજા હિંદુઓ જેટલોજ હક છે એમ દેશના હિંદુ કોમના ઘણા આગેવાનો માને છે.

અગાઉ આપણે કેટલાક ધાર્મિક સુધારકો વિષે ટૂંક હકીકત વાંચી ગયા છીએ. અંગ્રેજી અમલની સ્થાપના પછી આપણા ધર્મોમાં પેઠેલો સડો દૂર કરવામાં કેટલાક મહાપુરુષોએ ખાસ પ્રયત્નો કર્યા છે. તેમાંના કેટલાકનાં જીવન તપાસીએ.

**શ્રી સહજાનંદ સ્વામી.** આપણા ગુજરાતના હિંદુઓમાં આચાર વિચારનો લોપ થયો હતો. અધર્મ અને અનીતિનું જોર જામ્યું હતું તે સમયે શ્રી સહજાનંદ સ્વામીએ ઉપદેશ આપી લોકોને સુધાર્યા. તેમણે સતી થવાની પદ્ધતિને, તથા દૂધપીતીના રિવાજને વખોડી કાઢી. તે ક્રૂર રિવાજ નાબુદ કરવામાં અંગ્રેજ સરકારના અમલદારોને ઘણી સહાય કરી હતી.

સહજાનંદ સ્વામીનો જન્મ અયોધ્યાના છપૈયા ગામમાં ઈ. સ. ૧૭૮૧માં થયો હતો. તેમણે ગુજરાતમાં આવી કાઠી, કોળી ભીલ તથા જંગલી અને અધમ ગણાતી જાતોને પણ ઉપદેશ આપી નીતિને રસ્તે દોર્યા. તેમણે **સ્વામિનારાયણ પંથની** સ્થાપના કરી વડતાલ, ગઢડા વગેરે સ્થળે શિખરબંધી મંદિર બાંધ્યાં.

**રાજા રામમોહનરાય.** અંગ્રેજી કેળવણીનો પાયો નંખાયો, તે અરસામાં બંગાળામાં પ્રખ્યાત સુધારક રાજા રામમોહનરાય અગ્ર-સ્થાન ભોગવતા હતા. તેમનો જન્મ ઈ. સ. ૧૭૬૬માં થયો હતો. તેમણે બંગાળી, ફારસી, અરબ્બી, સંસ્કૃત અને અંગ્રેજી ભાષાનો સારો અભ્યાસ કર્યો હતો. વેદાંતના તથા ઇસ્લામ અને ખ્રિસ્તી ધર્મના અભ્યાસ પછી તેઓ મૂર્તિપૂજાની વિરુદ્ધ થયા હતા. ખરા

હૃદયથી ઈશ્વરની ભક્તિ કરીને ઈશ્વરને પ્રસન્ન કરી શકાય છે, એમ તેઓ માનતા. ને માટે તેમણે ઈ. સ. ૧૮૨૮માં **બ્રહ્મોસમાજની** સ્થાપના કરી. એ સમાજ સ્થપાયાથી જુના વિચારના ઘણા લોકોમાં ખળભળાટ થયો. પરંતુ કેળવણીના પ્રચારથી નવો સમાજ તે તરફ આકર્ષાયો, અને તેમાં દાખલ થયો. સતી થવાના રિવાજને નાબુદ કરવા તથા હિંદમાં અંગ્રેજી શિક્ષણ દાખલ કરવા તેમણે અથાગ શ્રમ લીધો હતો. 'વિધવા પુનર્લગ્નનો કાયદો' પસાર કરાવવામાં પણ તેમનો હાથ હતો. તેમનું અવસાન ઈ. સ. ૧૮૩૩માં ઈંગ્લેંડના બ્રિસ્ટલ શહેરમાં થયું.

**કેશવચંદ્રસેન.** સંસાર સુધારાની પ્રવૃત્તિને ધપાવનાર બંગાળામાં બીજા મહાપુરુષ કેશવચંદ્રસેન થયા. તેમણે દારૂનિષેધ પ્રવૃત્તિમાં પોતાનું ધ્યાન પરોવ્યું. વળી તેમનાજ પરિશ્રમથી ઈ. સ. ૧૮૭૨નો **સિવિલ મેરેજ એક્ટ** અમલમાં આવ્યો હતો. આ કાયદાથી વિધવા વિવાહને સંમતિ મળી અને વર્ણાંતર લગ્નોને ઉત્તેજન મળ્યું.

**સ્વામી દયાનંદ સરસ્વતી.** આ અરસામાં આર્ય સમાજની સ્થાપના કરનાર સ્વામી દયાનંદ સરસ્વતીની પ્રવૃત્તિ ધ્યાન ખેંચી રહી હતી. તેમનો જન્મ ઇ. સ. ૧૮૨૪માં કાઠિઆવાડમાં આવેલા મોરબી પાસે ટંકારા ગામમાં થયો હતો. તેમણે વેદ, વેદાંગનો પૂર્ણ અભ્યાસ કરી મૂર્તિપૂજા વિરુદ્ધ ઉપદેશ આપવો શરૂ કર્યો. તેમણે સ્થાપેલા આર્યસમાજનો ઉદ્દેશ પણ વૈદિક ધર્મની ઉન્નતિ કરવાનો, પ્રાચીન સમયનાં ગુરુકૂળો સ્થાપવાનો અને જાતિભેદ દૂર કરવાનો છે. સો વર્ષની પ્રવૃત્તિમાં હિંદુ સંસ્કૃતિમાં પેસી ગએલા ધાર્મિક વહેમોનું નિકંદન કાઢવા આર્યસમાજે ઘણા પ્રયત્ન કર્યા. આર્યસમાજની પ્રવૃત્તિએ આપણા દેશમાં ઘણાં ઉંડાં મૂળ નાખ્યાં છે.

**મિસિસ એની બિસેન્ટ.** છેક દક્ષિણમાં થિયોસોફીકલ સોસાયટીનાં મૂખ્ય અગ્રેસર મિસિસ એનીબિસેન્ટ હતાં. બધા ધર્મોનો

અને પંથોનો અભ્યાસ કરી તેનાં ઉચ્ચ તત્ત્વોનો પ્રચાર કરવાની તે પંથની નેમ છે. તેના ઉદ્દેશો આર્યસમાજથી મોળા છે. મિસિસ બિસેન્ટે હિંદની રાજકીય ચળવળમાં પણ આગેવાની ભર્યો ભાગ લઇ હિંદમાં નામના મેળવી હતી.

ઉપરની પ્રવૃત્તિઓ સિવાય મહારાષ્ટ્રમાં **મહાદેવ ગોવિંદ રાનડેએ** શરૂ કરેલી **પ્રાર્થના સમાજ** અદ્યાપિ ચાલુ છે. તે સમાજે કેળવણીનું તથા સમાજ સુધારાનું કાર્ય હાથ ધર્યું હતું.

બંગાળામાં જન્મેલા **શ્રી રામકૃષ્ણપરમહંસે** હિંદુ ધર્મનું રહસ્ય જુદીજ રીતે રજુ કર્યું. તેમના મૂખ્ય શિષ્ય **સ્વામી વિવેકાનંદ** પશ્ચિમના દેશોમાં ફરીને વેદાંતનો અને હિંદના અધ્યાત્મવાદનો સંદેશો પહોંચાડયો. તેમની રામકૃષ્ણ મિશન નામે ભવ્ય સંસ્થા હિંદુ ધર્મના સિદ્ધાંતોનો પ્રચાર કરી રહી છે.

**મહાત્મા મોહનદાસ ગાંધી** ચાલુ જમાનામાં આ મહાપુરુષનું નામ કોઈથી અજાણ્યું નથી. નિર્મળ સાધુજીવન, ઉચ્ચ આદર્શો અને સત્યપાલન માટેના દૃઢ આગ્રહથી આખો હિંદુસ્તાન તેમને પૂજ્ય ગણે છે. તેમણે હિંદની રાજકીય પ્રવૃતિને તો ઘણોજ વેગ આપ્યો છે, તેથીયે વધુ તેમણે સમાજ સુધારા માટે કાર્ય કર્યું છે. હિંદુ સમાજમાં અસ્પૃસ્યતા મોટા કલંક સમાન છે તેને લઈને તે વર્ગોનું જીવન હલકું થઈ ગયું છે. એ સામે ગાંધીજીએ અથાગ પ્રયત્નો અને મરણાંત ઉપવાસ પણ કર્યા છે. સંપૂર્ણ દારૂનિષેધ અને અસ્પૃસ્યતા નિવારણ એ બે કામો ઉપર તેઓ ખાસ ધ્યાન આપી રહ્યા છે.

**અબ્દુલ વહાબ.** અંગ્રેજી કેળવણી અને પાશ્ચાત્ય સંસ્કૃતિથી ફક્ત હિંદુધર્મમાં અને હિંદુ સમાજમાં સુધારા થયા છે એમ નથી. ઈસ્લામીઓ ઉપર પણ તેની અસર થઈ છે.

હિંદુઓ પેઠે કેટલાક મુસલમાનો પીર ઓલીઆ, અને સાંઈ-બાવાઓને દેવતાઈ પુરુષ માની તેમની પૂજા અને ભક્તિ કરે છે, તે ખોટું છે એમ દર્શાવનાર અબ્દુલ વહાબ નામે પ્રથમ સુધારક થઇ ગયા. એમના પંથના લોકો **વહાબી પંથના** કહેવાય છે.

**સર સૈયદ અહમદખાન.** એમનો જન્મ ઈ. સ. ૧૮૧૭ માં થયો હતો. તેમણે યુરોપની મુસાફરી કરી, અંગ્રેજી શિક્ષણના લાભો સમજી મુસલમાનોને અંગ્રેજી શિક્ષણ આપવા ઘણા પ્રયત્નો કર્યા. તે માટે તેમણે અલિગઢમાં કૉલેજ સ્થાપી. જે આગળ જતાં મુસ્લિમ યુનિવર્સિટી થઇ છે. એમના પ્રયત્નથીજ મુસલમાનોમાં કેળવણી વધી.

## રાજકીય સ્થિતિ અને પ્રજાની જાગૃતિ

છેલ્લા સો વરસમાં યુરોપિઅન સંસ્કૃતિથી, તથા અંગ્રેજી કેળ-વણીથી આપણા આદર્શોમાં અને ભાવનાઓમાં મહત્વનો ફેર પડતો ગયો. આપણા વિશાળ દેશમાં અંગ્રેજી કેળવણી પામેલા માણસો એકબીજાના સંસર્ગમાં જલદી આવી શકે છે, તથા એકબીજાની ભાવનાઓ સહેલાઈથી સમજી શકે છે. એ ભાષા વડે આખો દેશ સંકળાએલો છે, જેથી દેશમાં વિચાર સ્વાતંત્ર્ય, નાગરિક સ્વાતંત્ર્ય, બુદ્ધિવાદ અને રાષ્ટ્રિય ભાવના જાગૃત થઈ.

આવી પરિસ્થિતિમાં કેટલાક દેશનેતાઓને હિંદી રાષ્ટ્રિય મહાસભાની મહાન સંસ્થા યોજવાના વિચારનો જન્મ થયો. મિ. **એલન હ્યુમની** પ્રેરણા અને તે સમયના વાઇસરોય લૉર્ડ ડફરીનની સલાહથી ઇ. સ. ૧૮૮૫ માં મહાસભાની સ્થાપના થઈ. હિંદના ઇતિહાસમાં આ વર્ષ યાદગાર ગણાય છે અને ગણાશે.

મહાસભાની સ્થાપના રાજકીય ધ્યેયની પ્રાપ્તિ માટે થઈ હતી. તેના ઉદ્દેશો નીચે મુજબ હતા.

(૧) સામ્રાજ્યના જુદા જુદા ભાગોમાં આપણા દેશના કાર્ય માટે મહેનત ઉઠાવનારા સેવકો એકમેકને પરિચય અને મૈત્રી કેળવવા.

(૨) જાગૃત થએલી રાષ્ટ્રિય એકતાની ભાવનાઓને વિકસાવવી અને દૃઢ કરવી.

(૩) બ્રિટન અને હિંદ વચ્ચેનો સંબંધ વધુ ગાઢ કરવા.

મહાસભાની પ્રથમ બેઠક સને ૧૮૮૫ માં મુંબઈમાં મળી ત્યારે તો માત્ર ૭૨ પ્રતિનિધિઓ દેશભરમાંથી આવ્યા હતા. ઉપરના ઉદ્દેશો સાચવીને મહાસભાએ કેટલાંએ વર્ષો કામ કર્યું; અને સરકાર પાસે રાજકાજમાં વધુ હક્કોની માગણીઓ કરી. પરિણામે ઇ. સ. ૧૮૯ માં હિંદી ધારાસભાના બંધારણમાં ફેરફારો થયા. દરમિઆન કેળવણીના પ્રચારથી દેશમાં રાજકીય જાગૃતિ વધવા લાગી. એ સમયે વીસમી સદીની શરૂઆતમાં લોર્ડ કર્ઝને બંગાળાના ભાગલા પાડયાથી સમસ્ત દેશમાં અસંતોષ થયો. તેથી બ્રિટિશમાલના બહિષ્કારની, અને રાષ્ટ્રિય શિક્ષણની ચળવળોને વેગ મળ્યો. એ સાથે બાળ ગંગાધર ટિળક, લાલા લજપતરાય, અને બિપિનચંદ્ર પાલ જેવા નેતાઓએ સ્વરાજ્યની માગણી માટે લોકોને જાગૃત કર્યા. પરિણામે વજીર લૉર્ડ મોર્લે અને વાઈસરૉય લૉર્ડ મિન્ટોએ મળી હિંદીઓને રાજકાજમાં વધુ સુધારા આપવાનો ખરડો તૈયાર કરી પાર્લમેન્ટમાં પાસ કરાવ્યો, ઇ સ. ૧૯૦૯. આ કાયદાથી વાઈસરોય અને પ્રાંતિક ગવર્નરોની કાઉન્સિલમાં હિંદીઓને સ્થાન મળ્યું. ધારાસભાઓમાં લોક પ્રતિનિધિઓની સંખ્યામાં પણ વધારો થયો.

સને ૧૯૧૪ થી ૧૯૧૮ ના મહાયુદ્ધ વખતે આપણા દેશે ખુલ્લા દિલથી ઇંગ્લેંડને મદદ કરી. હિંદની ઉમદા મદદનો અંગ્રેજ રાજદ્વારીઓએ સ્વીકાર કર્યો તે સમયના હિંદી વજીર મોન્ટેગ્યુએ શાહી

સરકારની વતી હિંદને ધીરે ધીરે સ્વરાજ્ય આપવાનું વચન આપ્યું; અને વાઇસરોય લૉર્ડ ચેમ્સફર્ડ સાથે મળીને એક ખરડો તૈયાર કર્યો. આ સુધારા મોન્ટેગ્યુ–ચેમ્સફર્ડ સુધારાને નામે ઓળખાયા. આ ખરડાથી ધારાસભામાં હિંદીઓને કાયદા ઘડવાની સત્તા મળી. પ્રાંતોમાં દ્વિરાજ્ય પદ્ધતિ શરૂ થઈ; પરંતુ લશ્કરી ખાતું, નાણાં પરનો અંકુશ વગેરે ખાતા સરકાર હસ્તક રહ્યાં. જેથી દેશના મહાસભા પક્ષના મહાત્મા ગાંધીજી જેવા નેતાઓને જરાપણ સંતોષ ન થયો.

દરમિઆન **રોલર એકટથી** તથા **ડિફેન્સ ઓફ ઇન્ડિઆ એકટની** આકરી કલમોથી પ્રજાનાં મન ઘવાયાં, અને સમસ્ત દેશમાં ખળભળાટ થયો. ગાંધીજીએ તે સમયે અહિંસાત્મક અસહકાર શરૂ કર્યો; પણ લોકોએ તે સિદ્ધાંત બાજુએ મૂકી હિંસાત્મક ચળવળો શરૂ કરવાથી ગાંધીજીએ તે લડત સંકેલી લીધી.

હવે પછીથી મહાસભાના ધ્યેયમાં પણ મહત્વના ફેરફારો થયા. સરકાર પાસે સંસ્થાનિક સ્વરાજ્યની માગણી મૂકવામાં આવી; પણ સરકારે તેનો કંઇ જવાબ ન વાળ્યો. જેથી ૧૯૨૯ ની મહાસભાએ **પૂર્ણ સ્વરાજ્યનું** ધ્યેય સ્વીકાર્યું. સને ૧૯૩૦ માં મહાત્મા ગાંધીજીએ સવિનય કાયદા ભંગની અને ના–કરની લડત આરંભી. આ લડતમાં લાખો માણસોએ ભાગ લીધો અને જેલમાં ગયા. આ લડતથી દેશમાં અપૂર્વ જાગૃતિ આવી.

નવા સુધારાને દશ વર્ષ થયાં હતાં તેથી હિંદને જવાબદાર રાજ્યતંત્ર આપવું કે કેમ એની તપાસ માટે **સર જોન સાયમનના** પ્રમુખપણા નીચે પાર્લમેન્ટે એક સમિતિ નીમી. એ સમિતિમાં એક પણ હિંદીને સ્થાન ન મળવાથી તેનો સંપૂર્ણ બહિષ્કાર થયો.

સાયમન કમિશને ઘડેલા રિપોર્ટ ઉપર વિચાર કરવા લંડનમાં ત્રણ વખત ગોળમેજી પરિષદ ભરવામાં આવી. એ પરિષદના રિપો-

ટીને તપાસી એક **શ્વેત પત્ર** બહાર પાડયો. એ આધારે ઈ. સ. ૧૯૩૫ નો હિંદનો કાયદો પાર્લમેન્ટે પસાર કર્યો. એ કાયદા મુજબ (૧) બ્રહ્મદેશને હિંદથી છૂટું પાડવામાં આવ્યું. (૨) બ્રિટિશ હિંદ અને દેશી રાજ્યોનું ફેડરેશન બનાવવાનું ઠર્યું. (૩) દ્વિરાજ્ય પદ્ધતિ બંધ કરી પ્રાંતોને પોતાનો રાજ્યવહીવટ ચલાવવાનો અધિકાર આપ્યો.

મહાસભાએ પ્રાંતિક ધારાસભાની ચૂંટણીમાં ભાગ લીધો અને ૧૧ પ્રાંતમાંથી સાત પ્રાંતોમાં બહુમતી મેળવી. જે પ્રાંતોમાં મહાસભાપક્ષની બહુમતી થઇ ત્યાં હોદ્દા સ્વીકારી રાજ્યતંત્ર હાથમાં લીધું. તે છતાં મહાસભા નવા બંધારણને ચોકખા શબ્દોમાં ના મંજુર કરે છે.

એટલે અત્યારે હિંદનું રાજકીય વાતાવરણ ખૂબ ડહોળાયલું છે; અને તેથી ભવિષ્યમાં હિંદને શું લાભાલાભ થશે એ શોધવાનો મિથ્યા પ્રયત્ન શા માટે કરવો ?

## આર્થિક અને ઔદ્યોગીક સ્થિતિ

પ્રાચીન કાળથી હિંદુસ્તાન એક વેપારી અને ધનાઢય દેશ તરીકે દૂર દેશોમાં પંકાતો હતો. આપણા દેશમાં આપણને જરૂરની સઘળી ચીજો મળી આવતી હોવાથી આપણને બીજા કોઇ દેશ ઉપર આધાર રાખવો પડે તેમ નથી. ચારસો વરસ પહેલાં અહીંનો તૈયાર માલ દૂરના દેશોમાં જતો અને તેને લીધે હિંદમાં અઢળક દોલત એકઠી થતી.

આપણા દેશનો આંતરિક વહેવાર ગાડાં, વણઝારાની પોઠો અને ઊંટો મારફતે ચાલતો. તે કાળે દેશમાં સળંગ ધોરી રસ્તાની ખામી હતી અને જે રસ્તા હતા તે પણ નિર્ભય ન હતા; તે છતાં વેપાર સારો ચાલતો.

આપણો દેશ ખેતી પ્રધાન અને ઉદ્યોગ પ્રધાન દેશ છે; જેથી

ઘણું ખરૂં લોકો ગામડામાં રેહે છે. હિંદમાં ૭ લાખ ગામડાં છે અને દર ચાર માણસે ત્રણ માણસો ખેતી ઉપર ગુજરાન ચલાવે છે. ખેતીની સાથે ગામડે ગામડે ગૃહ ઉદ્યોગો ચાલતા.

યુરોપી વેપારીઓ આપણા દેશમાં આવ્યા પછી અને અંગ્રેજી હકુમત જામ્યા પછી ગામડાના ગામઠી માલ ઉપર ભારે ભારે મુલકી જકાતો અને કરો નાખ્યાથી ગૃહઉદ્યોગો ગુંગળાવા લાગ્યા. વણાટને લગતો હુન્નર ઉદ્યોગો કરનારા કારીગરો, વેપારીઓ, લુહાર, કંસારા, અને બીજા કારીગરો, દુકાનદારો અને નાના ફેરીઆઓ ઉપર નંખાએલા કરથી હિંદના નાના મોટા સર્વ ઉદ્યોગો ધીમે ધીમે તૂટતા ગયા.

તે અરસામાં યુરોપમાં વરાળયંત્રની શોધ થવાથી ઔદ્યોગીક ક્ષેત્રમાં જબ્બર ક્રાંતિ થઈ. યંત્રો મારફતે તૈયાર થએલો માલ સસ્તો પડવા લાગ્યો. તે માલ પક્ષપાતવાળી જકાતી નીતિને લીધે હિંદમાં ઘૂસ્યો. એ યાંત્રિક કારીગરી હિંદના ગૃહઉદ્યોગનું સ્થાન પચાવી પાડવા લાગી. જેથી હિંદ વેપારી દેશ મટી કસદાર ઘરાક બનતું ગયું.

વળી વ્યવહારનાં નવાં સાધનો આગગાડી, મોટર વગેરે હિંદમાં દાખલ થવાથી, તાર ટપાલની સગવડ થવાથી દૂર દેશાવરોનો સંબંધ વધવા લાગ્યો. દેશની અંદરના જુદા જુદા ભાગના લોકો વધારે સંબંધમાં આવતા ગયા. તેની અસર પણ એ રહ્યા સહ્યા ગૃહ ઉદ્યોગોને થઈ.

આપણા દેશમાં પણ યાંત્રિક કારખાનાં ઉભાં થવા લાગ્યા. વળી ગામડાના લોકોને ખેતી સિવાય હવે બીજો કોઈ ઉદ્યોગ ન રહેવાથી તેમાંના ફાજલ લોકો નવાં કારખાનાં દાખલ થવા લાગ્યા. સરકાર તરફથી પણ હિંદના હસ્ત ઉદ્યોગોના રક્ષણ માટે કંઇ ખાસ પગલાં લેવામાં ન આવ્યાથી ગામડાં ભાંગી શહેરો આબાદ થતાં ગયાં.

હિંદના મુખ્યત્વે ખેતીનો દેશ છે, અને ખેતીથી નીપજતા પાકનો ઉપયોગ થઈ શકે તેવા ઉદ્યોગો જ્યાં સુધી હિંદમાં અસ્તિત્વમાં ન આવે ત્યાં સુધી હિંદની આર્થિક સ્થિતિ સુધરવાની નથી. વળી નિકાશ-વેપાર અને હુંડિયામણ નક્કી કરવામાં પણ આપણો દેશ પરાધીન હોવાથી પરદેશો સાથે લાભકારક કરારો કરવાની છૂટ નથી. એ છૂટ ન મળે ત્યા સુધી હિંદનું આર્થિક શોષણ અટકવાનું પણ નથી.

પરંતુ આપણા દેશનેતાઓના પ્રયાસથી તથા હિંદી માલને ઉત્તેજન આપવાની ચળવળને લીધે ફરીથી નાના નાના ગૃહઉદ્યોગો ચાલુ થવા લાગ્યા છે. સરકારે પણ જુના ઉદ્યોગોને ઉત્તેજન અને રક્ષણ આપવા માટે **ટેરીફ બૉર્ડ** નીમ્યું છે, ખેતીવાડી સુધારવા અને ગામડાંની પુનર્ઘટના માટે પણ હાલમાં કંઈક પ્રયાસો ચાલે છે.

## પ્રશ્નો

(૧) અંગ્રેજી અમલ દરમિઆન હિંદની આર્થિક, સામાજિક, અને ધાર્મિક સ્થિતિમાં મહત્વનો શો સુધારો થયો ?

(૨) આર્યસમાજ, પ્રાર્થના સમાજ, થિયોસોફિકલ સોસાયટિ અને બ્રહ્મોસમાજના ઉદ્દેશો અને પરિણામ ટુંકમાં લખો.

(૩) રાષ્ટ્રિય ભાવના જાગૃત કરનાર આપણા દેશની મૂખ્ય સંસ્થા કઈ ? તે સંસ્થાએ કરેલા અગત્યના કામકાજ વિષે જે જાણતા હો તે લખો.

(૪) આપણા દેશને યાંત્રિક ઉદ્યોગો કરતાં હસ્ત ઉદ્યોગ વધુ લાભ-દાયી છે, એમ તમે માનો છો ? શાથી ? કારણો આપો.

# ખંડ ૪ થો

## હિંદુસ્તાનનું નવું રાજ્યબંધારણ

### ૧. હાલનું બંધારણ કેવી રીતે અસ્તિત્વમાં આવ્યું ?

ઈસ્ટ ઇંડિઆ કંપનિએ ઈ. સ. ૧૭૫૭ ના પ્લાસીના યુદ્ધમાં વિજય મેળવી હિંદમાં પ્રથમ રાજ્ય સત્તા સ્થાપી. ત્યાર પછીના સો વરસમાં 'કંપની સરકારનો અમલ' જામ્યો. અને તેણે હિંદમાં ચક્રવર્તી પદ મેળવ્યું. ઈ. સ. ૧૮૫૭ના દેશી સિપાઇઓના બળવાને પરિણામે પાર્લમેન્ટે હિંદનો રાજ્યકારભાર સુધારવા એક ખરડો પસાર કરી કંપનિ પાસેથી હિંદનું રાજ્ય લઇ તાજને સોંપ્યું, ઈ. સ. ૧૮૫૮. રાણી વિકટોરિઆ 'હિંદનાં મહારાણી' બન્યાં. તેમનો ઢંઢેરો હિંદની પ્રજા કદીયે ભૂલે તેમ નથી.

તા. ૧–૧૧–૧૮૫૮ થી હિંદ બ્રિટિશ સામ્રાજ્યનું અંગ બન્યું; ત્યારથી હિંદના રાજ્યવહીવટમાં નવું ચેતન આવ્યું, અને દિન પર દિન પ્રગતિ થતી ગઈ. તેનો આપણે ટુંક હેવાલ પ્રથમ લઇશું.

[ ૧ ] ઈ. સ. ૧૮૫૮માં બૉર્ડ ઓફ કન્ટ્રોલને બદલે હિંદી પ્રધાનની નિમણુંક કરવામાં આવી. તેને મદદ કરવા ૧૫ સભ્યોની કાઉન્સિલ નીમી તેને **"ઇન્ડિઆ કાઉન્સિલ"** અને તેની ઓફિસને **"ઈન્ડિઆ ઓફિસ"** કહે છે. હિંદના ગવર્નર જનરલને વાઇસરોય એટલે તાજનો પ્રતિનિધિ બનાવ્યો.

[ ૨ ] ઈ. સ. ૧૮૬૧ માં ઇન્ડિઆ કાઉન્સિલ એકટથી વાઇસરોયની કાઉન્સિલમાં સભ્યોની સંખ્યા વધારી ૧૨ ની કરી. તેમાં હિંદી સભ્યોની નીમણુંક કરવામાં આવી. પ્રાંતોને પણ ધારાસભાઓ મારફતે કાયદા ઘડવાની થોડી સત્તા મળી.

[ ૩ ] ઈ. સ. ૧૮૯૨ ના કાઉન્સિલ એકટ મુજબ કાઉન્સિલના સભ્યો માટે ચૂંટણીનો નિયમ પ્રથમ શરૂ થયો. વડી ધારાસભામાં ૬ સરકારી અને ૧૦ પ્રજાએ ચૂંટેલા સભ્યો દાખલ થયા.

પ્રાંતિક ધારાસભાના સભ્યોને મોકલવાનો હક મ્યુનિસિપાલિટિઓ, જીલ્લા બોર્ડો, યુનિવર્સિટિઓ અને વેપારી મંડળોને મળ્યો.

[ ૪ ] ઇ. સ. ૧૯૦૯ ના ઇન્ડિઆ કાઉન્સિલ એક્ટ યાને "મોર્લી–મિન્ટો" સુધારાથી વડી ધારાસભામાં ૨૭ પ્રજાના અને ૪૩ સરકારના મળી કુલ ૬૦ સભાસદો ઠરાવ્યા. પ્રાંતિક ધારાસભાઓમાં પ્રજાકિય સભ્યોનું પ્રમાણ વધ્યું. વડી અને પ્રાંતિક સરકારની કારોબારી સભામાં એક હિંદી ઉમેરાયો. ઇન્ડિઆ કાઉન્સિલમાં બે હિંદીઓની પ્રથમ નીમણુંક થઈ.

[ ૫ ] ઈ. સ, ૧૯૧૯ ના મોન્ટેગ્યુ–ચેમ્સફર્ડ સુધારાથી હિંદના રાજ્યકારભારમાં નવોયુગ શરૂ થયો. વડીધારાસભાના લેજિસ્લેટિવ એસેમ્બલી અને કાઉન્સિલ ઑફ સ્ટેટ એવા બે ભાગ પાડવામાં આવ્યા. એસેમ્બલીના ૧૪૪ સભ્યોમાંથી ૧૦૩ પ્રજા ચુંટતી અને ૪૧ સરકાર નીમતી એસેમ્બલીને પોતાનો પ્રમુખ ચુંટવાનો હક મળ્યો. આ હકની રૂએ સ્વ. વિઠ્ઠલભાઈ પટેલ પ્રથમ પ્રમુખ ચુંટાયા હતા.

પ્રાંતિક ધારાસભામાં ૭૦ ટકા પ્રજાએ ચુંટેલા સભ્યોએ રાખ્યા. ઇલાકાના ગવર્નરની કારોબારી સભામાં ત્રણ હિંદી પ્રધાનો નીમવામાં આવ્યા. તેમને અમુક ખાતાં સોંપવામાં આવ્યાં તે ટ્રાન્સફર્ડ ખાતાં કહેવાયાં. બાકીનાં રીઝર્વડ ખાતાંનો વહીવટ સરકારી પ્રધાનોને સોંપ્યો. આ પદ્ધતિથી ડાયર્કી એટલે દ્વિમુખી રાજ્ય પદ્ધતિશરૂ થઈ.

હિંદી પ્રધાન અને ઇન્ડિઆ કાઉન્સિલનું ખર્ચ ઈંગ્લેંડની તિજોરીમાંથી આપવાનું ઠરાવવામાં આવ્યું.

[ ૬ ] ઈ. સ. ૧૯૩૫ ના ઇન્ડિઆ કાઉન્સિલ એક્ટ મુજબ નીચેના ફેરફારો થયા.

**અ.** બ્રિટિશ હિંદ અને હિંદના દેશી રજવાડાઓના પ્રતિનિધિઓનું "ફેડરેશન ઑાવ ઇંડિઆ" સ્થપાશે.

**બ.** સમસ્ત હિંદને માટે કાયદા ઘડવા "ફેડરલ એસેમ્બલી" અને "કાઉન્સિલ ઑાવ સ્ટેટ" નામે બે ધારાસભાઓ રચાશે.

क. આખા દેશને માટે એક 'ફેડરલ કોર્ટ' સ્થાપવામાં આવી. આ કોર્ટ હાઇકોર્ટના ચુકાદા ઉપર અપીલો સાંભળી શકશે.

ख. પ્રાંતિક ધારાસભાઓ વિશાળ બનાવવામાં આવી. પ્રાંતોનો ઘણોખરો વહીવટ ચૂંટાએલા પ્રધાનોના હસ્તક સોંપાયો. મુંબઈ, મદ્રાસ, બંગાળા, સંયુક્ત પ્રાંતો અને બિહારમાં લેજિસ્લેટિવ એસેમ્બલી અને લેજિસ્લેટિવ કાઉન્સિલ નામની બે ધારાસભાઓ સ્થપાઇ. બાકીના પ્રાંતોમાં એક ધારાસભા રાખવામાં આવી.

ग. સિંધ અને ઓરિસ્સાને અલગ પ્રાંતો ગણવામાં આવ્યા; તથા બ્રહ્મદેશને હિંદુસ્તાનથી છૂટો પાડી સ્વતંત્ર બનાવવામાં આવ્યો.

હિંદનું હાલનું પ્રાંતિક રાજ્યતંત્ર ૧૯૩૫ ના સુધારા મુજબ ચાલે છે; અને ફેડરેશનનો અમલ ૧૯૩૮ ના એપ્રીલથી થાય એવા પ્રયત્નો થઈ રહ્યા છે.

## ૨. શહેનશાહ, પાર્લમેન્ટ અને હિંદી પ્રધાન

[ ઈંગ્લેંડના હિંદના રાજ્યતંત્રનાં મૂખ્ય અંગો ]

**શહેનશાહ**

ઈંગ્લેંડના રાજા તે આપણા દેશના શહેનશાહ છે. હિંદના વહીવટની પૂરેપુરી સત્તા શહેનશાહને છે. હાલમાં આપણા દેશ ઉપર શહેનશાહ છઠ્ઠા જ્યૉર્જ રાજ્ય કરે છે.

રાજ્યતંત્ર ચલાવવાને શહેનશાહ પોતે સ્વતંત્ર કાયદો ઘડી શકતા નથી. બ્રિટિશ સામ્રાજ્યને માટે જેને પાર્લમેન્ટ કહે છે, તે કાયદા રચે છે.

**પાર્લમેન્ટ**

પાર્લમેન્ટ બે સભાની બનેલી છે, ઉમરાવની સભા અને આમની સભા. આમની સભાના સભ્યોને લોકો ચૂંટી કાઢે છે. એ સભામાં જે પક્ષની બહુમતી હોય, તે પક્ષના આગેવાનને શહેનશાહ મૂખ્ય પ્રધાન નીમે છે. વડો પ્રધાન પોતાના પક્ષનું પ્રધાનમંડળ રચે છે. રાજ્યકારભારની સઘળી જવાબદારી એ પ્રધાનોને હોય છે. શહેનશાહ અને પાર્લમેન્ટની હિંદ પર અમર્યાદ સત્તા છે.

**હિંદી પ્રધાન**

પ્રધાન મંડળમાં હિંદ માટે એક પ્રધાન નીમવામાં આવે છે. તેને '**સેક્રેટરી ઑફ સ્ટેટ ફૉર ઇન્ડિઆ**' અથવા હિંદી પ્રધાન કે હિંદી વજીર કહે છે. તેના હાથ નીચે એક મદદનીશ હિંદી પ્રધાન હોય છે.

હિંદી પ્રધાન ઈંગ્લેંડના પ્રધાન મંડળમાં બેસે છે, અને પાર્લમેન્ટની નીતિ મુજબ વર્તે છે. હિંદના રાજ્ય કારભાર માટે તે પાર્લમેન્ટને જવાબદાર છે. હિંદનો વાઈસરોય અગત્યની બાબતોમાં હિંદી પ્રધાનની સલાહ લે છે. હિંદમાં હિંદી સિવિલ સર્વિસના, હિંદી પોલિસ સર્વિસના અને મેડિકલ સર્વિસના નોકરો નીમવાનો અને તેના ધારાધોરણો ઘડવાનો અધિકાર હિંદી પ્રધાનનો છે. તેની આજ્ઞા વિના હિંદમાં કંઈજ કાર્ય થઈ શકતું નથી.

**હિંદી પ્રધાનનું સલાહકારક મંડળ**

હિંદી પ્રધાનની ઇન્ડિઆ કાઉન્સિલ નવા બંધારણ મુજબ રદ કરવામાં આવી છે. હવેથી તેને મદદ કરવા ત્રણથી છ સભ્યોનું સલાહકારક મંડળ રહેશે. સામાન્ય રીતે હિંદી પ્રધાન એ સભ્યોની સલાહ પ્રમાણે વર્તશે, છતાં કેટલીક બાબતોમાં તે સ્વતંત્ર રીતે વર્તી શકશે.

**નોંધ**—હિંદી પ્રધાનના મંડળનું બંધારણ સમુહતંત્ર અમલમાં આવતા સુધી ચાલુ રહેશે.

**હાઈ કમિશ્નર ફૉર ઇન્ડિઆ**

ફેડરેશન, પ્રાંતિક સરકારો અને ફેડરેશનમાં જોડાએલાં દેશી રાજ્યોના તથા બ્રહ્મદેશને લગતા ઇંગ્લેંડના કામકાજ માટે એક અમલદારની નીમણુંક કરવામાં આવે છે, તે હાઈકમિશ્નર કહેવાય છે. તે હિંદના વેપારનું, આડતનું અને હિંદી વિદ્યાર્થીઓ પર દેખરેખ રાખવાનું કામ કરે છે. આ હોદ્દાપર લાયક હિંદી નીમાય છે. તે હિંદી સરકારનો નોકર હોવાથી તેનું ખર્ચ હિંદી તિજોરીમાંથી અપાય છે.

# ૩. ફેડરલ સરકાર

[ હિંદુસ્તાનની મધ્યવર્તી સરકાર ]

## ફેડરેશન, સમુહતંત્ર કે સમવાય તંત્ર એટલે શું ?

અગાઉ કહ્યા મુજબ નવા સુધારા પ્રમાણે બ્રિટિશ હિંદ અને દેશી રાજ્યોના પ્રતિનિધિઓની બનેલી ધારાસભાના કાયદા મુજબ જે રાજતંત્ર ચાલે તે ફેડરેશન, સમુહતંત્ર કે સમવાયતંત્ર કહેવાય છે.

આ રાજતંત્રમાં મધ્યવર્તી એટલે હિંદી:સરકાર, પ્રાંતિક સરકાર અને દેશી રજવાડાંની સરકારનું પ્રતિનિધિત્વ રહેશે. છતાં દેશી રાજાઓ અને પ્રાંતિક સરકારો કેટલીક સ્થાનિક બાબતોમાં સ્વતંત્ર રહેશે; તો પણ સામાન્ય રીતે સમુહતંત્રની સત્તા નીચે ગણાશે.

**નોંધ**—આ રાજતંત્ર દેશી રાજ્યોની કુલ વસ્તીના અર્ધા ભાગની વસ્તીવાળાં રાજ્યો જોડાવાની સંમતિ આપશે, ત્યાર પછી અમલમાં આવશે. ત્યાં સુધી **મોન્ટેગ્યુ ચેમ્સફર્ડ સુધારા** મુજબ બધી કારોબારી સત્તાનો અમલ ગવર્નર જનરલ અને કાઉન્સિલ હિંદી પ્રધાન મારફતે ચલાવશે.

## વાઇસરોય અને ગવર્નર જનરલ

હિંદુસ્તાનનો સઘળો વહીવટ ચલાવનાર વડા હાકેમને વાઇસરોય અને ગવર્નર જનરલ કહે છે. હિંદના રાજ્ય કારભારમાં સૌથી વધારે મહત્વ તેનું છે. તેથી તેની પસંદગી ઉમરાવ કુટુંબમાંથી શહેનશાહ વડા પ્રધાનની સલાહ મુજબ કરે છે. તેના હોદ્દાની મુદત સામાન્ય રીતે પાંચ વર્ષની હોય છે. નવા કાયદા મુજબ તાજના પ્રતિનિધિ તરીકે તેને બે ફરજો બજાવવાની છે. (૧) બ્રિટિશ હિંદના પ્રકરણમાં ગવર્નર જનરલ તરીકે અને (૨) હિંદનાં દેશી રાજ્યો ઉપર શહેનશાહના પ્રતિનિધિ તરીકે તાજની બધી સત્તા અને હક્કો ભોગવે છે, ગુન્હેગારોને માફી આપી શકે છે, દરબારો ભરે છે અને દેશી રાજ્યોની મુલાકાત વખતે નજરાણાં અને સલામી લે છે.

## ગવર્નર જનરલ અને સમુહતંત્ર

સમુહતંત્રની કારોબારી સત્તા તાજની વતી ગવર્નર જનરલના હાથમાં રહે છે. તાજના તરફથી બધી ફરજો તે પોતે અથવા તેના તાબાના અમલદારો મારફતે બજાવશે. સમુહતંત્રનું સઘળું કામ હવેથી ગવર્નર જનરલને ઉદ્દેશીને થશે.

## સમુહતંત્રની સત્તા અને કાર્યપ્રદેશ

સમુહતંત્રની સત્તાઓ નીચે પ્રમાણે રહેશે.

(૧) સમુહતંત્રની ધારાસભાઓ, કાયદા ઘડી શકે છે. આ કાયદાઓ પ્રાંતોમાં અને સમુહતંત્રમાં જોડાએલાં દેશી રાજ્યોને માન્ય રાખવાના છે.

(૨) સમુહતંત્રને તાજની વતી બ્રિટિશ હિંદમાં લશ્કર, હવાઈ લશ્કર, અને નૌકા સૈન્ય ઉભું કરવાની સત્તા છે.

(૩) સંધિ પત્રો, રીતિ રિવાજો, અને સરહદ ઉપરની જ્ઞાતિઓ ઉપરના હક્કો જે તાજને મળેલા છે, તેનો હક્ક સમુહતંત્રને મળે છે.

બ્રિટિશ હિંદ અને જે દેશી રાજ્યો સમુહતંત્રમાં જોડાયાં હશે અથવા સમુહતંત્રના અમુક કરારો સ્વીકાર્યા હશે, તેની ઉપર સમુહતંત્રની સત્તા રહેશે.

## ગવર્નર જનરલ અને કારોબારી સભા

સમુહતંત્રના કારોબારી મંડળમાં ગવર્નર જનરલ તથા બ્રિટિશ હિંદુસ્તાન અને દેશી રાજ્યોના પ્રતિનિધિઓનું બનેલું-કાઉન્સિલ ઑફ મિનિસ્ટર્સ-પ્રધાનમંડળ રહેશે. સમુહતંત્રના કારોબાર માટે ખાતાંના બે વિભાગ રહેશે. (૧) સરકાર હસ્તક અને (૨) પ્રધાનો હસ્તક.

દેશનો બચાવ કરવાનાં સાધનો, પરદેશના મુલકો સાથેનો વ્યવહાર અને ખ્રિસ્તી ધર્મ સંબંધી વહીવટ એ બાબતો ગવર્નર જનરલના હસ્તકની છે. તેમની ઈચ્છા હશે, તો એ બાબતો માટે

તેઓ પોતે નીમેલા ત્રણ કાઉન્સિલરોની મદદ લેશે તથા પ્રધાનમંડળની પણ સલાહ લેશે. તેમ છતા છેવટનો નિર્ણય કરવાનું કામ તેમની અંગત જવાબદારી ઉપર રહેશે.

બાકીનાં ખાતાં જેવાં કે સ્વદેશખાતું, રેલ્વે, વેપાર ઉદ્યોગોની ખીલવણી, કેળવણી, જકાત, નાણાં અને સરકારનું દેવું વગેરેનો વહીવટ સમુહતંત્રના હાથમાં રહેશે. તેના વહીવટ માટે વધુમાં વધુ ૧૦ પ્રધાનો નીમાશે.

## પ્રધાન મંડળ અને ગવર્નર જનરલ

સમુહતંત્રની ધારાસભાના સભ્યોમાંથી ગવર્નર જનરલ પ્રધાન મંડળની નીમણુંક કરશે; પરંતુ તેની મરજી હશે ત્યાં સુધીજ તે પ્રધાનવટુ કરી શકશે. પ્રધાનમંડળના પ્રમુખ તરીકે ગવર્નર જનરલ કામ કરશે. પ્રધાનોનો પગાર ધારાસભા નક્કી કરશે. જે ખાતાં પ્રધાનોને સોંપવામાં આવશે તેના સંબંધમાં તે પુરેપુરા જવાબદાર રહેશે.

## ગવર્નર જનરલનું સૂચના પત્ર

ગવર્નર જનરલને પોતાનો કારભાર કરવો સુગમ પડે તે માટે શહેનશાહ તરફથી એક **સૂચના પત્ર**–આજ્ઞા પત્ર–આપવામાં આવશે. તેમાં દર્શાવેલી કાર્યરીતિ મુજબ તે વર્તશે. તેમાં ખાસ જણાવવામાં આવશે કે "પ્રધાનો અને કાઉન્સિલરોએ એક બીજા સાથે ઘાડા સંબંધમાં રહેવું, તથા હિંદુસ્તાનના સંરક્ષણની બાબત વધતા અને વધતા પ્રમાણમાં હિંદી પ્રજાને સોંપવામાં આવશે."

## એડવોકેટ જનરલ

ગવર્નર જનરલ કાયદાની સલાહ લેવા માટે પોતે એક એડવોકેટ જનરલની નીમણુંક કરશે. તે બ્રિટિશ હિંદ કે સમુહ તંત્રમાં જોડાએલાં દેશી રાજ્યોનો પ્રજાજન પણ હોઈ શકશે. તેને હિંદની દરેક કચેરીઓમાં જવાનો હક રહેશે.

## ગવર્નર જનરલની ખાસ જોખમદારીની બાબતો

નીચેની બાબતોમાં ગવર્નર જનરલની ખાસ જવાબદારી રહેશે.

(૧) દેશની સુલેહશાંતિને નડતો ગંભીર ભય અટકાવવાની.
(૨) લઘુમતી કોમોના કાયદેસરના હિતો જાળવવાની.
(૩) સનંદી નોકરોના હક્કો અને હિત જાળવવાની.
(૪) વેપારના ભેદભાવ દૂર કરવાની.
(૫) દેશી રાજ્યોના હક્કોનું રક્ષણ કરવાની.
(૬) સમુહતંત્રની નાણાં વિષયક સ્થિરતા અને આંટ જાળવી રાખવામાં સંરક્ષણ, અને
(૭) પરદેશના મુલકો સાથેના વ્યવહારમાં તથા ધાર્મિક બાબતોમાં.

આ જવાબદારીઓ રાખવાનો હેતુ એટલો છે કે ખાસ સંજોગોમાં પ્રધાનોની સલાહ બાજુએ રાખીને ગવર્નર જનરલ પોતાની જવાબદારીથી કામ કરી શકે. ખાસ સંજોગો કોને કહેવા તે ચોકસ રીતે સૂચના પત્રકમાં જણાવવામાં આવશે.

## સમુહતંત્ર યાને મધ્યસ્થ ધારામંડળ

સમુહતંત્ર માટે કાયદાકાનુન રચનાર મંડળની બે સભાઓ રહેશે. (૧) કાઉન્સિલ ઑફ સ્ટેટ ( વરિષ્ઠ સભા ) અને (૨) ફેડરલ એસેમ્બલી ( કનિષ્ઠ સભા )

**કાઉન્સિલ ઑફ સ્ટેટ:** આ સભાની બેઠક કાયમતીજ છે. તેમાં વધુમાં વધુ ૨૬૦ સભ્યો રહેશે. આ સભ્યોમાંથી વધુમાં વધુ ૧૦૪ સભ્યો દેશી રાજ્યો નીમશે. ૬ સભ્યો સરકાર નીમશે અને બાકીના બ્રિટિશ હિંદમાંથી ચૂંટાશે.

આ સભ્યોમાંથી એક **પ્રમુખ** અને બીજો **ઉપપ્રમુખ** ચૂંટવામાં આવશે. આ સભામાં બધા નિર્ણયો બહુમતિથી કરવામાં આવશે. સભામાં $\frac{1}{6}$ ભાગના સભ્યો હાજર રહેવાથી કામ ચાલુ થશે.

**ફેડરલ એસેમ્બ્લી:** આ સભાની બેઠક પાંચ વર્ષ સુધી ચાલશે. આ સભામાં બ્રિટિશ હિંદુસ્તાનના ૨૫૦ અને દેશી રાજ્યોના ૧૨૫ સભ્યો મળી ૩૭૫ સભ્યો રહેશે. આ સભ્યોમાંથી એક **સ્પીકર** અને બીજો **ડેપ્યુટી સ્પીકર** ચૂંટવામાં આવશે. બધાજ નિર્ણયો બહુમતિથી થશે. સભાના $\frac{1}{6}$ સભ્યો હાજર રહેવાથી કામ ચાલુ થશે.

## ગવર્નર જનરલના કાયદા

ગવર્નર જનરલને જે ખાસ જવાબદારીઓ સોંપવામાં આવી છે તેને પહોંચી વળવા સારૂ જરૂર પડે તો ધારામંડળની સંમતિ સિવાય કાયદો ઘડવાની અને નાણાં મેળવવાની સત્તા આપી છે. આ કાયદા બીજા કાયદાથી જુદા પાડવા માટે **ગવર્નર જનરલના આકટો** તરીકે ઓળખાશે. આ કાયદા પ્રસિદ્ધ કરી તેની ખબર હિંદી પ્રધાન મારફતે પાર્લમેન્ટને આપવામાં આવશે. આવા કાયદાનો અમલ ૭ માસ રહેશે.

**કટોકટીના પ્રસંગોમાં ફરમાનો કાઢવાની સત્તા:** ધારામંડળ બેસતું ન હોય, ત્યારે ઉભી થયેલી પરિસ્થિતિને પહોંચી વળવા ગવર્નર જનરલ અને પ્રધાનમંડળને કટોકટીના પ્રસંગોમાં ફરમાનો કાઢવાની સત્તા રહેશે. આ ફરમાનો ગમે ત્યારે રદ કરી શકાય છે.

**રાજ્યતંત્ર ચલાવવું અશક્ય થઇ પડે ત્યારે:** ગવર્નર જનરલની ખાતરી થાય, કે સમુહતંત્ર ચલાવવું અશક્ય છે, ત્યારે તે ઢંઢેરો બહાર પાડી સમુહતંત્રની સઘળી અથવા ઓછી સત્તાઓ પોતાના હાથમાં લઈ કારભાર ચાલુ રાખશે.

આ ઢંઢેરાની ખબર પાર્લમેન્ટને આપવી પડશે. પાર્લમેન્ટની મંજુરી પછી તેનો અમલ એક વર્ષ ચાલશે. જો ઢંઢેરા વડે લાગલાગટ ત્રણ વર્ષ સુધી કારભાર ચાલે, તો પાર્લમેન્ટ રાજ્યતંત્રમાં ફેરફાર કરી ઢંઢેરાનો અમલ બંધ કરશે.

### સમુહતંત્રનું નાણાં પ્રકરણ

સમુહતંત્રનાં નાણાંનો વિષય જે બાબતો સ્વાયત્ત રાખવામાં આવી છે, તે સિવાયની બીજી સર્વે બાબતોની માફક પુરેપુરી પ્રધાનમંડળની સત્તા હેઠળ રહેશે. આવક વધારવાના સાધનો, પ્રાંતોને જવાબદારીના ક્ષેત્રમાં કેટલી આવક વહેંચી આપવી તે તથા દેશ બહારથી અને દેશની અંદરથી નાણાં કરજે લેવાનો નિર્ણય પણ પ્રધાનમંડળજ કરશે. ખાસ કરીને સમુહતંત્રને નીચેની આવક રહેશેઃ

આયાત ઉપરના કર, રેલ્વે તરફથી મળતા ફાળા, ધંધાદારી પ્રવૃત્તિમાંથી મળતી આવક, સિક્કા પાડવામાંથી મળતો નફો, રિઝર્વ બેંકના નફાનો હિસ્સો, મીઠા ઉપરનો કર, નિકાસ ઉપરનો કર, તંબાકુ ઉપરનો એક્સસાઈઝ કર, માલ અને ઉતારૂઓ ઉપરનો નાકાવેરો, ચેક હુંડી વગેરે પરની સ્ટાંપ ડયુટી, ખેતીવાડી સિવાયની આવક પરનો કર, ખેતીવાડી સિવાયની મિલ્કતના વારસા પર નાંખેલો કર.

નોંધઃ—ઈન્કમટેક્સમાંથી મળેલી રકમ પ્રથમના પાંચ વર્ષ સુધી સમુહતંત્ર પોતાની પાસે રાખશે. ત્યાર પછી તેની નાણાં સ્થિતિ સુધરશે તો તેમાંથી વધારેમાં વધારે ૫૦ ટકા પ્રાંતોમાં વહેંચી આપશે.

### સમુહતંત્રનું બજેટ

દરેક વર્ષે આવક અને ખર્ચના અડસટ્ટાના આંકડા ગવર્નર જનરલ બંને ધારામંડળો સમક્ષ રજુ કરશે. પરંતુ કાયદાની રૂએ જે બાબતોનું ખર્ચ સમુહતંત્રની ઉપજમાંથી ખર્ચવાનું છે, તેમાં ધારાસભાઓનો અભિપ્રાય લેવાશે નહિ. તે સિવાયના ખર્ચ ઉપર મંજુરી મેળવવામાં આવશે. એ ખર્ચની મજુરી આપવાની, કે તેને રદ કરવાની ધારાસભાને છૂટ છે.

બંને ધારાસભાઓ એ ખર્ચને રદ કરે અને ગવર્નર જનરલના

અભિપ્રાય પ્રમાણે એ બજેટ વ્યાજબી હોય તો તેને બહાલી આપવાની ગવર્નર જનરલને સત્તા છે.

**સમુહતંત્ર અને નોકરો**

સમુહતંત્રની નોકરી માટે ફેડરલ પબ્લિક સર્વિશ કમિશન–જાહેર નોકરોની સમિતિ–નીમવામાં આવી છે. તેનું મુખ્ય કામકાજ સનંદી નોકરીના ઉમેદવારોની પરીક્ષા લઈને લાયક ઉમેદવારોની યાદીઓ તૈયાર કરવાનું છે.

આ યાદી ઉપરથી ઉમેદવારની નીમણુંક અને નોકરીના ધારા-ધોરણો ઘડવાનું કામ ગવર્નર જનરલ કરે છે.

હિંદી પ્રધાને જે સનંદી નોકરોની નીમણુંક કરી હોય તેમનું પેન્શન સમુહતંત્રની ઉપજમાંથી આપવાનું છે.

આ સિવાયની બીજી નોકરીઓના ધારાધોરણો ઘડવાની સત્તા સમુહતંત્રની ધારાસભાને છે.

---

## ૪, પ્રાંતિક સરકારો

[ પ્રાંતોમાં સ્વરાજ્યની સ્થાપના ]

નવા બંધારણ મુજબ બ્રિટિશ હિંદુસ્તાનમાં પ્રાંતોની સંખ્યા અગિઆરની બની છે. બ્રિટિશ સરકાર હિંદુસ્તાનમાં સ્થપાઈ ત્યારથી પ્રાંતો પોતે કાંઈપણ સર્વોપરિ સત્તા ભોગવ્યા સિવાય મધ્યસ્થ સરકારના વિભાગ તરીકે રહેતા આવ્યા છે. નવા કાયદા પ્રમાણે પ્રાંતોને પોતાની પ્રવૃત્તિના ક્ષેત્રમાં કામકાજ ચલાવવાનો પૂર્ણ અધિકાર આપવામાં આવ્યો છે, જેને પ્રાંતિક સ્વરાજ કહીએ તો ખોટું નહિ.

પ્રાંતોનો કારોબાર નામદાર શહેનશાહના પ્રતિનિધિ તરીકે ગવર્નરને હસ્તક છે. સિંધ અને ઓરિસ્સાના બે નવા પ્રાંતો બનવાથી બ્રિટિશ હિંદમાં ગવર્નરની સત્તાવાળા નીચેના અગિયાર પ્રાંતો છે.--

(૧) મુંબઈ, (૨) મદ્રાસ, (૩) બંગાળા, (૪) સંયુક્તપ્રાંતો, (૫) બિહાર, (૬) પંજાબ, (૭) મધ્યપ્રાંતો અને વરાડ, (૮) આસામ, (૯) વાયવ્ય સરહદનો પ્રાંત, (૧૦) ઓરિસ્સા અને (૧૧) સિંધ.

તે સિવાયના નાના વિભાગો ચીફ કમિશ્નરની સત્તા નીચે છે; તેમનાં નામો: (૧) બ્રિટિશ બલુચિસ્તાન, (૨) દિલ્હી, (૩) અજમેર–મેરવાડા, (૪) અંદામાન અને નિકોબાર, (૫) કુર્ગ અને (૬) પંથ પિપોલડા.

## ગવર્નર, પ્રાંતનો વડો હાકેમ

પ્રાંતની વ્યવસ્થા માટે જવાબદાર અમલદારને ગવર્નર કહે છે. તેની નિમણુંક નામદાર શહેનશાહ કરે છે. રાજ્યવહીવટમાં મદદ કરવા, તે પોતાનું પ્રધાનમંડળ રચે છે. ગવર્નર પોતાની જવાબદારીના વિષયો સિવાય પ્રધાનમંડળની સલાહ મૂજબ વર્તશે. પ્રધાનમંડળના પ્રમુખ તરીકે તે પોતે કામ કરે છે.

પ્રાંતની જવાબદારીના પ્રમાણમાં દરેક ગવર્નરને વાર્ષિક પગાર મળે છે મુંબાઈના ગવર્નરને રૂ. ૧,૨૦,૦૦૦ નો જ્યારે સિંધના ગવર્નરને રૂ. ૬૬,૦૦૦ નો વાર્ષિક પગાર મળે છે.

## ગવર્નરની ખાસ જવાબદારીના વિષયો

(૧) પ્રાંતની સુલેહશાંતિ જાળવવાની, (૨) લઘુમતિકોમોનું હિત સાચવવાની (૩) પ્રાંતના સનંદી નોકરોના બંધારણ પૂર્વકના હક્કો જાળવવાની (૪) વેપારની ભેદ નીતિ દૂર કરવાની (૫) દેશી રાજ્યોના હક્કો તથા તેમનો માનમરતબો જાળવવાની અને (૬) ગવર્નર જનરલે કાયદેસર રીતે કરેલા હુકમોનો અમલ કરાવવાની ખાસ જવાબદારીઓ સોંપેલી છે.

સિંધના ગવર્નર ઉપર સક્કર બેરેજના વહીવટ સંબંધી તથા બિહાર અને મધ્યપ્રાંતના ગવર્નરોને કેટલાક વધારાના ખાસ અધિકાર મળેલા છે.

ઉપરની બાબતોમાં પણ ગવર્નર પોતાના પ્રધાન મંડળની સલાહ લેશે, તો પણ તેને પોતાના મત પ્રમાણે વર્તવાની છુટ છે.

ગવર્નર પોતાને કાયદા સંબંધી સલાહ લેવા માટે એક એડવોકેટ જનરલની નીમણુંક કરશે.

## પ્રાંતિક કારોબાર

પ્રાંતનો રાજ્યવહીવટ ચલાવનાર મંડળને પ્રાંતિક સરકાર અથવા પ્રાંતિક કારોબારી મંડળ કહે છે.

નવા રાજબંધારણ મુજબ પ્રાંતનો દ્વિમુખી કારભાર દૂર કરવામાં આવ્યો છે. ધારાસભાના ચૂંટાએલા સભ્યોમાંથી ગવર્નર પોતાને સહાયકારક થાય તેવું પ્રધાન મંડળ રચે છે. તેમને સઘળાં ખાતાં સોંપવામાં આવશે. પ્રધાનમંડળ ગવર્નરને રાજકારોબારમાં સલાહ આપશે. પ્રધાનોના પગાર બંધારણને અનુસરીને ધારાસભાઓ નક્કી કરશે. દરેક પ્રધાન ગવર્નરને અનુકૂળ રહે, ત્યાં સુધીજ પ્રધાન પદ પર રહી શકે છે.

પ્રાંતના વહીવટમાં કાયદો અને વ્યવસ્થા સ્થાનિક સ્વરાજ્ય, કેળવણી, જાહેર બાંધકામ, આરોગ્ય, ખેતી, જંગલો, આબકારી, સહકારી મંડળીઓ, ઉદ્યોગ, જેલ. વગેરે ખાતાઓની જવાબદારી પ્રધાનોને શિર છે.

## પ્રાંતિક ધારામંડળો

ગવર્નરની સત્તાવાળા મુંબઈ, મદ્રાસ, બંગાળા, બિહાર અને સંયુક્ત પ્રાંતોમાં કાયદાકાનુન બાંધનારાં (૧) લેજીસ્લેટિવ કાઉન્સિલ–અપર ચેમ્બર–અને (૨) લેજીસ્લેટિવ એસેમ્બલિ એ બે મંડળો છે. બાકીના પ્રાંતોમાં એક ધારાસભા છે.

આપણા મુંબઈ ઈલાકાના રાજ્યવહીવટની હકીકત નીચે આપવામાં આવી છે. તે મુજબ દરેક પ્રાંતનો વહીવટ થાય છે.

**લેજીસ્લેટિવ કાઉન્સિલઃ** આ સભામાં વધારેમાં વધારે ૩૦

સભાસદો છે. તેમાં ૨૬ પ્રજા ચૂંટી મોકલે છે, અને ૪ સરકાર નીમે છે. કાઉન્સિલની બેઠક કાયમની છે. તેથી દર ત્રણ વરસે તેમાંથી ત્રીજા ભાગના સભ્યો નિવૃત્ત થશે; અને તે જગાએ બીજા ચૂંટાશે. સભ્યોમાંથી એક **પ્રેસિડન્ટ** અને **ડેપ્યુટી પ્રેસિડન્ટ** ચૂંટવાનાં આવે છે. તેમને ધારાસભાએ ઠરાવેલો પગાર મળે છે. કાઉન્સિલની બેઠકમાં ૧૦ સભ્યો હાજર હોય ત્યાંસુધી કામ ચાલી શકે છે.

**લેજીસ્લેટિવ એસેમ્બલિ** : આપણા ઈલાકાની આ સભામાં ૧૭૫ સભ્યો છે. તેમાં ૯૯ બેઠકો સામાન્યવર્ગ માટે, ૧૫ બેઠકો હરિજનો માટે, ૧ બેઠક પછીત વર્ગ માટે, ૨૯ બેઠકો મુસલમાનો માટે, ૨ બેઠક ઍંગ્લો ઈન્ડિઅન માટે, ૩ બેઠકો યુરોપિયનો માટે, ૩ બેઠક દેશી ખ્રિસ્તીઓ માટે, ૭ બેઠક વેપાર અને ઉદ્યોગ માટે, ૨ બેઠક જમીનદાર માટે, ૧ બેઠક યુનિવર્સિટિ માટે, ૭ બેઠક મજુર વર્ગ માટે ૫ બેઠક સામાન્ય વર્ગની સ્ત્રીઓ માટે, ૧ બેઠક મુસલમાન કોમની સ્ત્રી માટે રાખવામાં આવી છે.

એસેમ્બલિની બેઠક પાંચ વર્ષની ઠરાવેલી છે, તે પછી નવી ચૂંટણી કરવામાં આવે છે. ધારાસભા બોલાવવાનો, મુલતવી રાખવાનો કે બરખાસ્ત કરવાનો હક ગવર્નર છે.

ધારાસભા પોતાના સભ્યોમાંથી એક **સ્પીકર** અને બીજો **ડેપ્યુટી સ્પીકર** ચૂંટી કાઢે છે. તેમને ધારાસભાએ ઠરાવેલો પગાર મળે છે. આ સભામાં ૧/૬ ભાગના સભ્યો હાજર હોય ત્યાંસુધી કામ ચાલે છે.

પ્રાંતનું હિત લક્ષમાં રાખી ધારાસભાઓ કાયદાઓ ઘડે છે, તથા ચર્ચા અને વિચારણા કરે છે. સભ્યો રાજ્યવહીવટને લગતા પ્રશ્નો પૂછીને વહીવટની ખામીઓ તરફ સરકારનું લક્ષ ખેંચે છે.

વાર્ષિક ખર્ચનું અંદાજપત્રક ચર્ચા માટે સરકારને ધારાસભા સમક્ષ રજુ કરવું પડે છે. જે ખર્ચ કાયદાથી નક્કી કરેલું છે; તેમાં

ઘટાડો કરવાની કે નામંજુર કરવાની સત્તા ધારાસભાને નથી. બીજા ખર્ચમાં સભા ઘટાડો વધારો કરી શકે છે, અગર નામંજુર કરી શકે છે. નામંજુર કરેલું બજેટ પ્રાંતના હિત માટે મંજુર કરવાની સત્તા ગવર્નરને છે.

પ્રાંતના હિતને માટેનો કોઈ પણ ખરડો એસેમ્બલિમાં પ્રથમ રજુ કરવામાં આવે છે. તે સભામાં ત્રણ વાચનમાંથી પસાર કરી અપર ચેમ્બરમાં મોકલવામાં આવે છે. ત્યાં પસાર થયા બાદ ગવર્નર તેને મંજુર કરે ત્યાર પછીથી તે કાયદા તરીકે અમલમાં આવે છે.

**ગવર્નરના કાયદા :** કોઈ પણ કાયદો ઘડવાની ગવર્નરને જરૂર જણાય, તો તે ધારાસભાની પરવાનગી વિના કાયદો પસાર કરે છે. તેને બીજા કાયદાથી જુદો પાડવા માટે **ગવર્નરનો કાયદો** કહે છે. આવા કાયદા હિંદી પ્રધાન મારફતે પાર્લમેન્ટમાં મોકલવો પડે છે.

વળી ધારાસભાની બેઠક ચાલતી ન હોય, ત્યારે ગવર્નર જનરલની પરવાનગી મેળવીને **ખાસ ફરમાનો** ગવર્નર કાઢી શકે છે. તેવાં ફરમાનોનો અમલ છ માસ સુધી ચાલે છે.

રાજ્યતંત્ર ચલાવવું અશક્ય થઈ પડે ત્યારે ગવર્નર એક ઢંઢેરો બહાર પાડી પ્રાંતનો સઘળો કે જરૂર જણાય તેટલો કારોબાર પોતાને હસ્તક લે છે. એવા ઢંઢેરાનો અમલ પરિસ્થિતિ સુધારતાં રદ કરે છે. ઢંઢેરાની ખબર પ્રધાન મારફતે પાર્લમેન્ટને આપવી પડે છે. તેની મંજુરી મળતાં તેનો અમલ વધુમાં વધુ ત્રણ વરસ સુધી ચાલે છે.

## પ્રાંતિક નાણાં પ્રકરણ

પ્રાંતિક સરકારની આવકનાં સાધનોમાં નીચેની બાબતોનો ખાસ સમાવેશ થાય છે. (૧) જમીન મહેસુલ (૨) આબકારી મહેસુલ (૩) જમીન અને મકાનો ઉપરનો કર, કોર્ટફી, સ્ટેમ્પ, અને જંગલની મહેસુલ (૪) પ્રાંતની હદમાં આવતા માલ ઉપરની જકાત, (૫)

મોજશોખનાં સાધનો ઉપરનો કર, (૬) રસ્તાઓ ઉપરનો કર, (૭) પ્રાણીઓ, મછવાઓ પરનો તથા ધંધારોજગાર પરનો કર, અને (૮) ખનીજ પદાર્થો પરનો કર વગેરે છે.

પ્રાંતોના ખર્ચમાં મૂખ્યત્વે રાજ્યવહીવટને અંગેનો ખર્ચ, કેળવણી, આરોગ્ય, જંગલ, તબીબીખાતું, ન્યાયખાતું, ઉદ્યોગખાતું, પોલિસ, જેલ અને દુકાળ સંકટ નિવારણ ખાતાઓનો સમાવેશ થાય છે.

**બ્રિટિશ પ્રાંતોનો અરસપરસ સંબંધ**

બ્રિટિશ હિંદના પ્રાંતોનો વહીવટ અમુક અંશે સ્વતંત્ર થવાથી પ્રાંતો વચ્ચે આપસઆપસમાં સંજોગવશાત્ ઝઘડો ઉભો થાય, તેના નિકાલ માટે ઈન્ટર પ્રોવિન્શિઅલ કાઉન્સિલ—આંતર પ્રાંતિક સભા—નીમવાની ગવર્નર જનરલ ગોઠવણ કરશે.

**પ્રાંતિક સરકાર અને નોકરો**

દરેક પ્રાંતોમાં પ્રાંતિક નોકરી માટે પ્રાંતિક પબ્લિક સર્વિસ કમિશન નીમવામાં આવ્યું છે. આ કમિશન ઉમેદવારની પરીક્ષા લઈ લાયક ઉમેદવારોની યાદી તૈયાર કરવાનું કામ કરે છે. યાદી ઉપરથી નોકરોની નીમણુક કરવાની સત્તા ગવર્નરની છે, તથા તેના ધારાધોરણ પણ તેજ ઘડે છે.

સનંદી નોકરી સિવાયની બીજી નોકરીઓની બાબતમાં ધારાધોરણ ઘડવાનો અખત્યાર પ્રાંતિક ધારાસભાને છે.

---

## ૫. પ્રાંતના પેટાવિભાગો અને તેનો વહીવટ

રાજ્યવહીવટની અનુકૂળતા માટે દરેક પ્રાંતને વિભાગોમાં અને જિલ્લાઓમાં વહેંચવામાં આવ્યો છે. આપણા મુંબઈ ઈલાકાના મૂખ્ય ચાર વિભાગો છેઃ (૧) ઉત્તરવિભાગ (૨) મધ્યવિભાગ (૩) દક્ષિણવિભાગ અને (૪) મુંબઈ પરાં વિભાગ.

વિભાગના ઉપરી અમલદારને **કમિશનર** કહે છે. ઉત્તર વિભાગના કમિશ્નરના તાબામાં અમદાવાદ, ખેડા, ભરૂચપંચમહાલ, સુરત, અને થાણા એ પાંચ જિલ્લાઓ છે. કમિશ્નરો સનંદી નોકરીના અમલદાર હોય છે.

વિભાગના પેટા વિભાગને જિલ્લો કહે છે. બ્રિટિશ હિંદના રાજ્યવહીવટમાં નાનામાં નાનુ અંગ જિલ્લો ગણાય છે. જિલ્લાના ઉપરીને **કલેકટર** કહે છે. તે પહેલા વર્ગના મેજીસ્ટ્રેટનું કામ પણ કરે છે. જિલ્લાનું મહેસુલ ઉઘરાવવાની, જિલ્લામાં સુલેહશાંતિ સાચવવાની, ગામડાંની સુખાકારી, કેળવણી અને ખેતીવાડી ઉપર દેખરેખ રાખવાની જવાબદારી કલેકટરની છે.

જિલ્લાઓને તાલુકાઓમાં વહેંચવામાં આવ્યો છે. તાલુકાના ઉપરીને મામલતદાર કહે છે. મામલતદારોને મેજિસ્ટ્રેટોની સત્તાઓ પણ આપેલી છે. તાલુકાના મહેસુલની અને સામાન્ય દેખરેખની જવાબદારી મામલતદારની છે. તે ગામડાના મુખી-તલાટી મારફતે રાજ્યવહીવટ સંભાળે છે.

ગામડાનો મુખી ગામના ગુનાની, જન્મમરણની અને બીજી સામાન્ય દેખરેખ રાખે છે અને ઉપરી અધિકારીઓને ખબર આપે છે.

## ૯. સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ

બ્રિટિશ હિંદની પ્રજા રાજ્યકારભારમાં ભાગ લેતી થાય, અને ભવિષ્યમાં જવાબદાર રાજ્યતંત્ર ચલાવી શકે એ હેતુ લક્ષમાં રાખી કેટલીક સંસ્થાઓનો વહીવટ પ્રજાને સોંપવામાં આવ્યો છે. એવા વહીવટવાળી સંસ્થાઓ નીચે મુજબ છે.

(૧) ગામડાં માટે ગ્રામ્ય પંચાયતો, (૨) જિલ્લાઓ માટે જિલ્લા લોકલબોર્ડ અને (૩) શહેરો માટે મ્યુનિસિપાલિટિઓ.

**ગ્રામ્ય પંચાયત**: પ્રાચીન સમયનો ઈતિહાસ વાંચતાં જણાય છે, કે અગાઉ આ સંસ્થા ગામડામાં અગત્યનું કાર્ય કરતી હતી.

તેનો વહીવટ નાના સ્વતંત્ર રાજ્યને મળતો હતો. બ્રિટિશ અમલ જામ્યા પછી પંચાયતો પાસેથી સ્વતંત્રતા લઈ લેવામાં આવી. પરિણામે તેનું અસ્તિત્વ અને મહત્વ વિસારે પડ્યું. હાલમાં તેની સ્થાપના માટે પ્રયત્નો ચાલે છે.

**જીલ્લા લોકલ બોર્ડ** : જિલ્લાની સામાન્ય દેખરેખ રાખવા માટે આ સંસ્થા સ્થાપેલી છે. તેના સભાસદોની જિલ્લાની પ્રજા ચૂંટી મોકલે છે. આ સભા જિલ્લામાં રસ્તાઓ બાંધવાનું તથા સુધારવાનું, સ્કુલબોર્ડ મારફતે પ્રાથમિક કેળવણી આપવાનું, ગામડાંનું આરોગ્ય સાચવવાનું અને કુવા, તળાવ વગેરે ખોદવાનું કામ કરે છે. તે ખર્ચ કરવા માટે જમીન મહેસુલ ભરનારાઓ પાસેથી રૂપીએ એક આનો કર લેવામાં આવે છે. તે સિવાય ધંધાદારી કર, રસ્તાઓ વાપરવાનો કર, હોડીઓ હંકારવાનો કર, પ્રાથમિક શાળાઓની ફી અને ખાણો ઉપરનો કર ઉઘરાવે છે. વળી જરૂર પડતી સરકારી ગ્રાન્ટ પણ તેને મળે છે.

**મ્યુનિસિપાલિટિ**: પાંચ હજાર કે તેથી વધારે વસ્તીવાળાં ગામો અને શહેરોમાં વહીવટ કરવા માટે મ્યુનિસિપાલિટિની સંસ્થા સ્થાપવામાં આવી છે. જાહેર કેળવણી, શહેરની સ્વચ્છતા અને સામાન્ય સુખાકારીના કામો આ સંસ્થાને ફરજિઆત કરવાનાં છે. તે સિવાય જાહેર બાગો, પુસ્તકાલયો, ઉદ્યોગશાળાઓ, મ્યુઝીઅમો અને રમત ગમતની જગાઓ નક્કી કરવાનું તથા તેની વ્યવસ્થાનું કામ કરે છે. તેની આવકમાં તે મુખ્યત્વે ઘરવેરો, ઓકટ્રોઈ, વાહનો અને જાત્રાવેરો, જાજરૂ અને ગટરનો કર લે છે.

**પોર્ટ ટ્રસ્ટ**: સને ૧૮૬૦ થી બંદરના કામોની વ્યવસ્થા માટે આ મંડળની સ્થાપના થઈ છે. તે ગોદીની, રોશનીની, પોલિસની ડક્કાની અને બીજી તમામ વ્યવસ્થા સરકારની પરવાનગી મેળવી કરે છે. મુંબઈ, કલકત્તા, કરાંચી, મદ્રાસ અને રંગુન બંદરોએ પોર્ટટ્રસ્ટો કામ કરે છે.

## ૭- ન્યાય ખાતું

**ફેડરલ કોર્ટ:** નવા બંધારણ મુજબ આખા દેશને માટે એક ફેડરલ કોર્ટ સ્થાપવામાં આવી છે. આ કોર્ટ ઘણું કરીને દિલ્હીમાં મળશે. તેમાં ચીફ જસ્ટીશ અને બીજા છ મદદનિશ ન્યાયાધિશો હોય છે. તે સઘળાની નીમણુંક નામદાર શહેનશાહ કરે છે.

આ કોર્ટ સમુહતંત્રને લગતા કાયદાના સિદ્ધાંતોના મતભેદનો નિકાલ કરશે. તથા હાઇકોર્ટની પરવાનગીથી હાઇકોર્ટના ચુકાદા ઉપર અપીલ સાંભળવાનું કામ કરશે. તેનો ચુકાદો હિંદમાં આવેલી તમામ કોર્ટોએ માન્ય કરવો પડે છે.

**હાઈકોર્ટો:** ઇ. સ. ૧૭૭૩ના રેગ્યુલેટિંગ એક્ટ મુજબ કલકત્તામાં પ્રથમ સુપ્રિમ કોર્ટની સ્થાપના થઇ. ત્યાર પછી ઇ. સ. ૧૮૬૧માં પાર્લામેન્ટે હિંદની હાઇકોર્ટનો કાયદો પસાર કર્યો. તે પછી કલકત્તા, મુંબઈ, મદ્રાસ અને અલ્હાબાદમાં હાઈકોર્ટો સ્થપાઇ. ઇ. સ. ૧૯૨૨માં બ્રહ્મદેશ અને પંજાબમાં હાઇકોર્ટો આપવામાં આવી.

નવા બંધારણ મુજબ અયોધ્યાની ચીફ કોર્ટ, સિંધ, મધ્ય-પ્રાંત તથા વાયવ્ય સરહદના પ્રાંતની મૂખ્ય કચેરીઓને હાઇકોર્ટો ગણવામાં આવી છે.

દરેક હાઈકોર્ટમાં વધારેમાં વધારે ૨૦ ન્યાયાધીશો નીમવામાં આવે છે. તેમની નીમણુંક નામદાર શહેનશાહ કરે છે. હાઈકોર્ટો રાજ્યકારોબારથી સ્વતંત્ર હોઇ નિષ્પક્ષપાત ન્યાય આપે છે. છતાં તેમના ચૂકાદા ઉપર ફેડરલ કોર્ટને અપીલ થઈ શકે છે.

**જિલ્લાની સેશન્સ કોર્ટ:** દરેક જિલ્લામાં જિલ્લા કોર્ટ રાખવામાં આવી છે. તેના ઉપરીને ડિસ્ટ્રિક્ટ કે સેશન્સ જડજ કહે છે. તે દિવાની અને ફોજદારી કેસો ચલાવે છે. તેને મદદ કરવા જયુરરો અને એસેસરો નીમવામાં આવે છે.

**દિવાની અને ફોજદારી કોર્ટો :** ડિસ્ટ્રિક્ટ જડજના હાથ નીચે સબ જજો અને મેજીસ્ટ્રેટો હોય છે. લેણુ દેણુ, અને વારસાઈ મિલ્કતોની તકરારો દિવાની કોર્ટ સાંભળે છે. ચોરી, મારામારી, લૂંટફાટ અને ખૂન જેવા ભયંકર કેસો ફોજદારી કોર્ટમાં ચાલે છે. તેના ન્યાયાધિશ મેજિસ્ટ્રેટ કહેવાય છે. તેમના ૧લો. બીજો અને ત્રીજો એવા વર્ગ છે.

પ્રજા વર્ગમાંથી કેટલાકને ઓનરરી મેજીસ્ટ્રેટ પણ નીમવામાં આવે છે.

## ૮. પોલિસ ખાતું

પ્રાંતની વ્યવસ્થા અને સુલેહશાંતી જાળવવા માટે પોલિસ ખાતું કામ કરે છે. પ્રાંતના પોલિસ ખાતાના વડા અમલદારને ઈન્સ્પેકટર જનરલ કરે છે. તેમના હાથ નીચે દરેક જિલ્લામાં ડિસ્ટ્રિક્ટ પોલિસ સુપ્રિટેન્ડેન્ટ હોય છે. તેમના હાથ નીચે તાલુકાઓમાં ઈન્સ્પેકટરો, અને સબ ઇન્સ્પેકટરો–ફોજદારો–હોય છે.

ગામડાના મુખીને પોલિસ પટેલનું કામ કરવું પડે છે. તેઓ પોલિસ સબ ઈન્સ્પેકટરોને મદદ કરે છે.

હિંદના પોલિસ ખાતાને પાંચ વિભાગમાં વહેંચેલું છે. (૧) ટાઉન પોલિસ, (૨) વિલેજ પોલિસ, (૩) રીઝર્વ પોલિસ, (૪) મીલટરી પોલિસ, અને (૫) રેલ્વે પોલિસ.

**જેલ અને તેના પ્રકાર :** ગુન્હેગારોને શિક્ષા કર્યા પછી તેમને જેલમાં રાખવામાં આવે છે. જેલોના ત્રણ પ્રકાર છે. (૧) સબ ડીવીઝનલ જેલ, (૨) જિલ્લા જેલ અને (૩) સેન્ટ્રલ જેલ.

પ્રાંતનો ઈન્સ્પેકટર જનરલ ઑફ પ્રિઝનર્સ જેલોનો ઉપરી ગણાય છે.

નાની ઉંમરના ગુનેગારોને શિક્ષણ આપવા સારૂ દરેક પ્રાંતમાં **રેફરમેટરી** શાળા રાખેલી છે, ત્યાં ઉદ્યોગ ધંધાનું શિક્ષણ આપી તેમને સુધારવામાં આવે છે.

## ૯. લશ્કરી ખાતું

પરદેશી હુમલાથી દેશનો બચાવ કરવા માટે લશ્કર રાખવામાં આવે છે. તેમાં ખુશ્કી લશ્કર, નૌકાસૈન્ય અને હવાઈ લશ્કર એવા ત્રણ વિભાગ છે. લશ્કરની બધી હકુમત વડા સેનાપતિના હાથમાં છે. તે કમાન્ડર-ઇન-ચીફ પણ કહેવાય છે.

નિયમિત લશ્કર ઉપરાંત સ્વયંસેવકોનું સૈન્ય બનાવવામાં આવ્યું છે. તેમને પગાર આપવામાં આવતો નથી. જ્યારે ઉપરનું લશ્કર લડાઈમાં રોકેલું હોય ત્યારે સ્વયંવક સૈન્ય મારફતે સામાન્ય દેખરેખ રાખવામાં આવે છે.

તે ઉપરાંત દરેક દેશી રાજાઓ પાસે કેટલુંક લશ્કર રાખવા દેવામાં આવે છે.

આપણા દેશની ઉપજનો ઘણો ભાગ લશ્કર પાછળ ખર્ચવામાં આવે છે.

## ૧૦. કેળવણી ખાતું

બ્રિટિશ હિંદની પ્રજાની કેળવણી ઉપર દેખરેખ રાખવાનું કામ ગવર્નર જનરલની કારોબારી સભાના એક પ્રધાનને હસ્તક છે.

પ્રાંતોમાં કેળવણીખાતું પ્રજાકીય પ્રધાનને સોંપેલું છે. પ્રાંતના કેળવણીખાતાના વડાને ડીરેકટર ઓફ પબ્લીક ઇન્સ્ટ્રકશન કહે છે. તેમના હાથ નીચે વિભાગોમાં ઇન્સ્પેકટરો નીમવામાં આવે છે. જિલ્લામાં તેમના હાથ નીચે સિનિઅર આસિ૦ ડે૦એ૦ ઇન્સ્પેકટર હોય છે. તેમની મારફતે જિલ્લાની પ્રાથમિક અને માધ્યમિક કેળવણીની સંસ્થાઓ ઉપર દેખરેખ રાખવામાં આવે છે. માધ્યમિક કેળવણી આપવા માટે દરેક જિલ્લામાં એક આદર્શ સરકારી હાઇસ્કુલ ચલાવવામાં આવે છે; તથા બીજી હાઇસ્કુલોને યોગ્યતા પ્રમાણે સરકાર ગ્રાન્ટ આપે છે.

પ્રાથમિક કેળવણીનો વહીવટ જિલ્લા લોકલબોર્ડ તથા મ્યુનિસિપાલિટિને સોંપવામાં આવ્યો છે. સરકાર આ સંસ્થાઓને નિયમ પ્રમાણે ગ્રાન્ટ આપે છે. પ્રાથમિક શિક્ષણ આપવા સારૂ પુરુષ અને સ્ત્રી શિક્ષકોને તૈયાર કરવા સરકાર વિભાગમાં ટ્રેઈનિંગ સંસ્થાઓ ચલાવે છે.

માધ્યમિક કેળવણી લીધા પછી ઉંચી કેળવણી માટે યુનિવર્સિટિની દેખરેખ નીચે કોલેજો ચાલે છે. યુનિવર્સિટિનો વહીવટ કરનાર મંડળ સેનેટ કહેવાય છે. તેનાં કામ ઘણું કરીને ઉંચી કેળવણી આપવાની વ્યવસ્થા કરવાનું, પરીક્ષાઓ લેવાનું, ડીગ્રીઓ આપવાનું અને અભ્યાસક્રમ નક્કી કરવાનું હોય છે.

## ૧૧. બીજાં કેટલાંક જાહેર ખાતાં

**દુકાળ નિવારણ ખાતું :** આપણા દેશના લોકોના જીવનનો મુખ્ય આધાર ખેતી ઉપર છે. ખેતીનો આધાર નિયમિત વરસાદ ઉપર છે. વરસાદ જરૂર જેટલો ન પડે તો પાક પાકેજ નહિ. તે સિવાય બીજા કુદરતી કારણોને લીધે તૈયાર પાકને નુકસાન પહોંચે છે, તેથી દેશમાં દુકાળ પડ્યો કહેવાય છે.

દુકાળ પ્રસંગે લોકો બેહાલ અને નિરાધાર બની જાય છે. પરિણામે ખેડુત વર્ગને કંઈક રાહત મળે તે માટે સરકારે વ્યવસ્થિત ઉપાયો યોજવા માટે આ ખાતું ઉઘાડેલું છે અને દર વરસે દોઢ કરોડ રૂપીઆ આ ફંડખાતે કાઢવામાં આવે છે.

(૧) આ ફંડમાંથી ઘણી નદીઓમાંથી નહેરો કાઢવામાં આવી છે. (૨) સરકારી પેઢીઓ મારફતે ખેડુતોને મદદ આપવામાં આવે છે. (૩) દુકાળવાળા પ્રદેશમાં રીલીફવર્કની ગોઠવણ કરે છે, અને (૪) ખેડુતોને **તગાવી** ધીરવામાં આવે છે.

**જાહેર બાંધકામ ખાતું :** સરકારી મકાનો, રસ્તા અને જાહેર પુલો, કિલ્લા વગેરે બાંધવા માટે આ ખાતું કાઢવામાં આવ્યું

છે. પ્રાંતના વડા અમલદારને ચીફ એન્જિનીઅર કહે છે. તેના હાથ નીચે જિલ્લામાં એકઝીકયુટીવ એન્જિનીઅર નીમેલા છે, આ ખાતું પ્રાંતના પ્રધાનના કાબુ નીચે રાખવામાં આવ્યું છે.

**આબકારી ખાતું:** પ્રજામાં દારૂ, અફીણ, ભાંગ, ગાંજો વગેરે કેફી પદાર્થોનો વપરાશ ઓછો થાય. અને તે સંબંધી ગુના થતા અટકે તે માટે આ ખાતું ઉઘાડેલું છે. આ ખાતાનો વહીવટ પણ પ્રજાકીય પ્રધાનના હાથમાં છે.

**જાહેર સુખાકારી ખાતું:** આ ખાતાના મુખ્યત્વે બે વિભાગ છે. (૧) આરોગ્યખાતું અને (૨) વૈદકિયખાતું. પહેલા ખાતાનો ઉદ્દેશ પ્રજામાં અજ્ઞાનના કારણે રોગ ન ફેલાય તે માટે ખાતું ચાંપતા ઉપાયો લે છે. આ ખાતાના વડા અમલદારને સેનેટરી કમિશ્નર કહે છે. તેના હાથ નીચે પ્રાંતમાં હેલ્થ ઓફિસરો નીમેલા છે.

બીજા ખાતા મારફતે થએલા રોગને મટાડવા સરકારે હોસ્પિતાલો અને દવાખાનાં ઉઘાડેલાં છે. દરેક જિલ્લામાં મોટી હોસ્પિતાલ રાખી છે. તેના મોટા દાક્તરને સિવિલસર્જન કહે છે. પ્રાંતના આ ખાતાના વડા અમલદારને સર્જન જનરલ કહે છે.

**જંગલખાતું:** જંગલોના રક્ષણને માટે સરકારે આ ખાતું ઉઘાડયું છે. જંગલના ઈમારતી લાકડાં અમુક મુદતે કપાય તથા બીજાં નવાં ઉછેરે તે માટે ખાસ દેખરેખ રાખવામાં આવે છે. સરકારને આ ખાતામાંથી સારી આવક આવે છે. પ્રાંતમાં આવેલાં જંગલો પ્રધાનના હસ્તક સોંપેલાં છે.

## ૧૨. હિંદની રીઝર્વ બેંક

સને ૧૯૩૪માં વડી ધારાસભાએ પસાર કરેલા કાયદા મુજબ હિંદના રાજદ્વારી લાગવગથી વિમુખ એવી રીઝર્વ બેંકની સ્થાપના કરવામાં આવી છે.

આ બેંકનું કામ ચલણી નોટો પાડવાનું, અને દેશમાં નાણાં સંબંધી આબદી રાખવાનું છે: તેની થાપણ પાંચ કરોડ રૂપીઆની રાખવામાં આવી છે. તે સો સો રૂપીઆના શેરો કાઢી એકઠી કરવામાં આવી છે.

બેંકની વ્યવસ્થા માટે ગવર્નર જનરલ અને તેનું કારોબારી મંડળ બેંકનો ગવર્નર, બે ડેપ્યુટી ગવર્નર અને ચાર ડીરેકટરોની નીમણુંક કરશે; તથા શેર હોલ્ડર્સ તરફથી ૮ ડીરેકટરોની ચૂંટણી થશે. એ બધું મંડળ **બૉર્ડ ઑાવ ડીરેકટર્સ** ગણાશે.

**રીઝર્વ બેંક પર ગવર્નર જનરલની સત્તા**: ઉપર જણાવ્યા મુજબ ગવર્નર જનરલ બેંકનો ગવર્નર અને ડેપ્યુટી ગવર્નરની નીમણુંક કરે છે. તથા તેમનો પગાર, ભથ્થુ અને નોકરીની મુદત નક્કી કરે છે. તે સિવાય બેંકની સેન્ટ્રલ બોર્ડને દાબી દેવાની અને બેંકને નાદારીમાં લઈ જવી કે નહિ તે તેની સત્તામાં છે.

બેંકનું ચલણ, ધારાધોરણ, કામકાજ અને નાણાં સંબંધી કોઈપણ ખરડો ગવર્નર જનરલની સંમતિ સિવાય ફેડરલ ધારાસભામાં લાવી શકાય નહિ.

## ૧૩. સમુહતંત્ર અને રેલ્વે

નવા બંધારણ મુજબ હિંદની રેલ્વેનો વહીવટ સમુહતંત્રની રેલ્વે સમિતિને સોંપ્યો છે. 'રેલ્વે સમિતિ' રેલ્વેનો સઘળો કારભાર કરશે. તેમાં કુલ સાત સભ્યો છે. તેમાં સભ્યો ગવર્નર જનરલ નીમે છે. તેમની મુદત પાંચ વર્ષની છે. સમિતિની બેઠકમાં રેલ્વેનો વડો અમલદાર ચીફ કમિશ્નર અને તેનો મદદનીશ ફાઈનેન્શિઅલ કમિશ્નર બંને હાજરી આપી શકશે. સમિતિના પ્રમુખની નીમણુંક ગવર્નર જનરલ કરશે.

સદરહુ સમિતિ વેપાર ઉદ્યોગ, ખેતીવાડી અને પ્રજાની આબાદી લક્ષમાં રાખી વેપારના સિદ્ધાંતો ઉપર કામ કરશે.

સમિતિની આવક માટે 'રેલ્વે ફંડ' નામે એક ભંડોળ સ્થાપવામાં આવશે. સમવાયતંત્રમાંથી જે રકમ રેલ્વે માટે ખર્ચાશે તે રકમ આ ભંડોળમાંથી લેવામાં આવશે. આ ફંડની આવક જાવકનો હિસાબ "ઑડિટર જનરલ ઑફ ઇંડિઆ" તપાસશે; અને તેની સૂચના મુજબ સરવૈયું બહાર પાડવામાં આવશે.

રેલ્વે સમિતિ અને સમુહતંત્રમાં જોડાએલાં દેશી રાજ્યો વચ્ચે ભવિષ્યમાં વાંધો ઊઠે, તો તેનો નિકાલ કરવા ગવર્નર જનરલ એક રેલ્વે ટ્રિબ્યુનલ–તપાસ સમિતિ–નીમાશે. આ સમિતિના પ્રમુખ તરીકે ફેડરલ કોર્ટનો ન્યાયાધિશ નીમાશે. આ સમિતિના ચુકાદા ઉપર ફેડરલ કોર્ટમાં અપિલ કરવાનો હક રહેશે, પરંતુ ફેડરલ કોર્ટનો ચુકાદો છેવટનો ગણાશે.

રેલ્વે સમિતિ ઉપર આજસુધી હિંદી પ્રધાન અને તેના મંડળનો અધિકાર હતો, પરંતુ હવેથી સંપૂર્ણ અધિકારો ગવર્નર જનરલને મળે છે.

સમુહતંત્રનો અમલ થતા પહેલાં ફેડરલ રેલ્વેસમિતિ અમલમાં આવી છે.

## ૧૪. દેશી રાજ્યો

આપણા દેશમાં અંગ્રેજ સરકારના મુલક ઉપરાંત દેશીરાજ્યો આવેલાં છે. નાનાં મોટાં મળી લગભગ સાતસો દેશી રાજ્યો છે. એ રાજ્યોના રાજા પોતાના તાબાના પ્રદેશમાં સ્વતંત્ર રીતે રાજ્યકારભાર ચલાવે છે, પરંતુ તેમણે બ્રિટિશ સરકારનું સાર્વભૌમત્વ કબુલ કરેલું છે.

ઉપર જણાવ્યાં તે રાજ્યોના મોભા પ્રમાણે વર્ગ પાડેલા છે. નિઝામ, મ્હૈસુર, વડોદરા, કાશ્મિર અને ગ્વાલીઅરનાં પહેલા વર્ગનાં રાજ્યો છે. તેમના રાજ્યમાં અંગ્રેજ સરકાર તરફથી દેખરેખ રાખવા

પ્રતિનિધિ રહે છે તેને રેસિડેન્ટ કહે છે. આ સિવાયનાં બીજાં રાજ્યોના સમુહ બનાવી તેને એજન્સિ નામ આપવામાં આવ્યું છે. રજપુતાના, મધ્યહિંદ, બલુચિસ્તાન, પશ્ચિમહિંદ, ગુજરાત અને દક્ષિણ મરાઠાનાં રાજ્યોની એજન્સિઓ છે. દરેક એજન્સિમાં આવેલાં રાજ્યો ઉપર દેખરેખ રાખનાર મોટા અધિકારીને એજંટ ટુ ધ ગવર્નર જનરલ કહે છે.

## અંગ્રેજ સરકાર સાથે દેશી રાજ્યોનો સંબંધ

દેશી રાજ્યોના પોતાના પ્રદેશના વહીવટમાં અંગ્રેજ સરકાર માથું નથી મારતી એ ખરૂં, તોપણ જો કોઈ રાજા જુલમ કરે, પ્રજામાં અરાજકતા ફેલાય અને ગેરવહીવટ ચલાવે ત્યારે બ્રિટિશ સરકાર તે રાજ્યનો વહીવટ પોતાના હાથમાં લે છે. રાજાને પદભ્રષ્ટ કરી શકે છે. વળી દેશી રાજ્યોને બ્રિટિશ સરકારની પરવાનગી વિના માંહોમાંહે તેમ પરદેશી રાજ્યો સાથે સંબંધ રાખી શકતો નથી; તથા ઠરાવેલી હદ કરતાં વધુ લશ્કર રાખી શકાતું નથી. જરૂરના પ્રસંગોએ લશ્કરની મદદ દેશી રાજ્યોએ આપવી પડે છે.

## નરેન્દ્ર મંડળની સ્થાપના

હિંદમાં આવેલાં દેશી રાજ્યો માંહોમાંહે વિચારની આપ લે કરી શકે, તથા અંગ્રેજ સરકાર સાથેના અગત્યના પ્રશ્નોની ચર્ચા કરી શકે તે માટે ઈ. સ. ૧૯૧૯ના કાયદા પછી "**નરેન્દ્ર મંડળ**" સ્થાપવામાં આવ્યું છે.

## દેશી રાજ્યો અને ફેડરેશન

નવા બંધારણ પ્રમાણે આખા હિંદનું સમુહતંત્ર સ્થાપવામાં આવશે. દેશી રાજ્યોની કુલ વસ્તીના અર્ધા ભાગની વસ્તીવાળાં રાજ્યો એકઠાં મળી સંમતિ આપશે ત્યાર પછી સમુહતંત્ર અમલમાં આવશે.

જે દેશી રાજ્યો સમુહતંત્રમાં દાખલ થશે તેમને અને તેમના વારસોને સમુહતંત્રના ધોરણો સ્વીકારવા પડશે. દેશી રાજ્યોએ સમુહતંત્રમાં દાખલ થતી વખતે કરારનામું કરવું પડશે અને તેમાં જણાવ્યા પ્રમાણે પોતાના રાજ્યનું બંધારણ ઘડવું પડશે.

સમુહતંત્ર અમલમાં આવ્યા પછી જે દેશી રાજાને તેમાં જોડાવાની ઇચ્છા હશે તેણે તે બાબતની અરજી ગવર્નરજનરલ મારફતે તાજને મોકલવી પડશે, પરંતુ સમુહતંત્રના અમલને વીસ વરસ પુરાં થયા પછી કોઈ રાજાને તેમાં જોડાવું હશે, તો સમુહતંત્રની ધારાસભા, અને કાઉન્સિલ ઓવ્ સ્ટેટ મારફતે ગવર્નર જનરલને અરજી આપવી પડશે. પછી ગવર્નર જનરલ તે અરજી તાજને મોકલશે.



